# નંદના
# ...નનો
# નાશ



સને ૧૯૦૭

[illegible] ૧૯૬૩



ગુજરાતી

ની

ભેટ

**ફ઼ા. નું કપડાં સીવવાનું ખાતું.**

## જામીનગીરી તથા વીમો.

કટ ફીટ તથા સ્ટાઇલ માટે પુરતી જામીનગીરી આપીએ છીએ.



આ ખાતામાં સીવવા આપેલ કોઈ પણ કીંમતનું કપડું જરા પણ બગડતાં તેના કીંમત તરતજ આપવામાં આવશે.

ઉપકાર—આજ દિવસ સુધીમાં અમારા સ્વદેશ બાંધવોએ જે આશરો આ ખાતાને આપ્યો છે તે માટે આ ખાતાંના માલેકો તરફથી તેમનો ખાસ ઉપકાર માનવામાં આવે છે.

**વૉટરપ્રુફ તથા લીનના કોલર.**

દરેક સાઇઝના મીલીટરી, શેકસપીઅર, ડબલ તેમજ દરેક બીજી જાતોના કોલરોનો મોટો સ્ટોક મળશે.

વૉટરપ્રુફ કોલર ધોવાનો સાબુ ખાસ ઓરડરથી મંગાવેલ છે.

કાલબાદેવી રોડ, (પોષ્ટ આફીસ પાસે) મુંબઈ.

અને ટેલરીંગ કોન્ટ્રેકટરસ.

# ODMAN'S COUGH ELIXIR.

## ઓડમેન્સ (રજીસ્ટરડ)

## કફ એલીકઝીર

### ઉધરસ, દમ, ખાંસી માટે અકશીર ઇલાજ



ફેફસાંના અને ગળાંનાં દરદો જેવાં કે ઉધરસ, દમ, ખારી અવાજ બેસી જવો, છાતીમાંથી લોહી પડવું, શરદી અથવા ગરમીનો ઠાંસો વગેરે દરદોને તરત આરામ કરે છે. આ દવા ફક્ત બે ત્રણ ભાગ પીવાથી ગમે તેવી ખાંસી નરમ પડી જાય છે. એમાં કોઇ પણ જાતની ઝેરી દવા આવેલી ન હોવાથી નાનાં બચ્ચાંને તેમ જ વૃદ્ધ માણસને પણ આપી શકાય છે.

ઘણી વખત ખાંસી એટલી તો સખત હોય છે કે ઘણા ઉપચારો કરવાથી પણ મટતી નથી અને તેવી સખત ખાંસીથી દરદીને તેમજ આસપાસનાઓને ઘણોજ કંટાળો ઉપજે છે. તે વખતે ઓડમેન્સ કફ એલીકીઝરના બે ત્રણ ભાગ પીવાથી ગમે તેવી સખત ખાંસીને ચમતકારીક રીતે આરામ પમાડે છે. આ દવાની બાટલી કુટુંબી ઘરોમાં રાખવી જોઈએ. **કી. બા ૧) ના રૂ ૧-૪-૦વી. પી.** ખરચ જુદો.

## ટ્રેઝો રેમેડી કું૦ લંડન.

### ટ્રેઝોટેબલેટસ યાને

### માથાના દુખારા માટે ટ્રેઝોની ટીકડીઓ.






ગમે તેવો માથાંનો સખત દુખારો, આધાશીશી, મસ્તક શૂળ, સરદી અથવા ગરમીથી થતો માથાંનો દુખારો, સ્ત્રીઓને થતો માથાંનો દુખારો, વગેરે કોઇ પણ જાતના માથાંના દુખારાપર આ ટ્રેઝોની ટીકડીઓ વૈદક તપાસમાં બીન નુકશાનકારક અને અકસીર ઇલાજ માલમ પડ્યો છે. પછી જો દરેક કુટુંબી ઘરોમાં અથવા મુસાફરી કરનારાઓ સાથે એક બાટલી રાખવામાં આવે તો ડહાપણ ભરેલું કહેવાય, કારણ કે જરૂર પડે તરતજ ઉપયોગ થઇ શકે. ફક્ત બે ટીકડી ખાવાથી તરતજ આરામ માલમ પડે છે.

કીંમત ૨૦ ટીકડીની શીશી ૧)ના આના બાર. વી. પી. ખરચ જુદો.

ઉપરની દવાઓ ફક્ત નીચના સોલ એજંટ પાસેથીજ મળશે.

**સોલ એજંટઃ—**

**ધી એંગ્લો ઇંડિયન ડ્રગ એંડ કેમીકલ કું.**

દરેક જાતની દવા વેચનારા.

નાં. ૧૫૫ જી. જુમામસીદ મારકીટ,—મુંબઇ.

# નંદનવનનો નાશ.




લખનાર

છગનલાલ નારાયણભાઈ મેશ્રી.





મુંબઇ:

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ:

ઈ. સ. ૧૯૦૭. શાકે ૧૮૨૯.

કિંમત રૂ. ૨.

"The consequence of the conquest of India by British arms would be, in place of raising, to debase the whole people."

*Sir Thomas Munro.*

**સર ટોમ્સ મનરો લખે છે કે.**—"બ્રીટીશ હથિયારની મદદથી હિન્દ જિતવાનું પરીણામ સર્વ લોકને ઉચ્ચ સ્થિતિમાં લાવવાને બદલે અધમ સ્થિતિમાં લઈ જવામાં આવશે."

# પ્રસ્તાવના.



ભારતવર્ષની સ્થિતિનું પરિવર્તન દર્શાવનારી આ વાર્તા બંગાળી ભાષામાં ચંડી ચરણસેનને હાથે લખાયલી 'શું આ જ તે રામની અયોધ્યા' એ નામની નવલ કથાનું મિશ્ર રૂપાંતર છે. આ નવલ કથામાં અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દીન હૈદરના રાજ્યકાળનું સંપૂર્ણ ચિત્ર દર્શાવવા માટે, Private life of an Eastern King (પૂર્વ દેશના એક બાદશાહનું આંતર જીવન) એ નામનાં નસિરૂદ્દીન હૈદરની પરિષદના એક સભ્યે ૧૮૫૫ માં ઈંગ્લંડમાં છપાવેલાં પુસ્તકનું ઉમેરણ કરવામાં આવ્યું છે, તથા મીસીસી મીરઝા હુસનઅલ્લી નામની એક ઈંગ્રેજ લેડીએ રચેલા "Observations on the Mussalmans of India" (ભરતખણ્ડ મુસલમાની જીંદગીનું અવલોકન), એ નામના ગ્રંથની સહાયતા લેવામાં આવી છે. નસિરૂદ્દીન હૈદરની દરબારનાં એક ઈંગ્રેજ મુસાહેબે નસિરૂદ્દીન હૈદરના આંતરજીવનના રહસ્યનો જે વૃત્તાંત લખ્યો છે, તેમાં પોતાનું નામ આપ્યું નથી. તથાપિ એમ કહેવામાં આવે છે કે તે નસિરૂદ્દીનની લાઇબ્રેરીનો લાઇબ્રેરીયન અને પરિષદવર્ગમાંનો એક હતો. તેણે આ મોજીલા શોખીલા અને ભોળા અને હૈયાફુટા બાદશાહનું ચરિત્ર એવી તો બારીકીથી આળેખ્યું છે કે જે ખરેખર તે બાદશાહના રાજ્યકાળની સ્થિતિનું યથાર્થ દર્શન કરાવે છે. મીસીસ હુસનઅલ્લીએ રચેલા ગ્રંથમાં બાદશાહી હરમનું, બેગમોની તેહેનાતમાં રહેનારી દાઇઓ, મામાઓ, મેહરીઓ, લોંડીઓ, ખોજાઓ, બેગમોના પોશાક, રીતિ, નીતિ, પ્રીતિ, તેઓનો કારભાર, તેઓનું બલાબલ, એ સર્વનું બહુ જ સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. મીરઝા હુસનઅલ્લી લખનૌ દરબારનો એક મુસાહેબ હતો. તે ઉક્ત અંગ્રેજ મેમને ઈંગ્લંડથી પરણી લાવ્યો હતો. આ મેમ સાહેબે બાર વર્ષ સુધી મીર હુસનઅલ્લી સાથે ઘરસંસાર માંડ્યો હતો. એ બાર વર્ષ દરમીયાન મુસલમાન જીંદગીનું તેણે ઘણું જ બારીકીથી અવલોકન કર્યું હતું અને જ્યારે બ્રીટીશ પ્રજા હિંદુસ્તાનની ઘણીખરી બાબતથી અજ્ઞાત હતી ત્યારે, નવાબો, બાદશાહો, રાજા રાણા વગેરેનું જે વર્ણન ઈંગ્લંડની પ્રજા સમક્ષ નિવેદન કર્યું હતું તે હોંસેહોંસે વંચાયું હતું. એ ત્રણ ગ્રંથો ઉપરાંત મી૦ મીલના ઇતિહાસને પણ આ ગ્રંથ આભારી છે.

લખનૌના બાદશાહો પૂર્વકાળમાં દીલ્લીના મોગલ બાદશાહોના વજીર હતા. પાછળથી અયોધ્યાના માલીક થઇ પડ્યા. તેઓ નવાબ વજીરના વંશથી ઓળખાયા છે. એ ગાદીપર સાદતઅલ્લી આવ્યો. તેણે પોતાની પ્રજાની

દુર્દશાનો જરા પણ વિચાર કર્યા વિના, લગભગ પંદર કરોડ રૂપિયાનો ખજાનો એકઠો કર્યો હતો. એ ખજાનાપર ઈંગ્લંડથી વ્યાપાર નિમિત્તે આવેલી જોન કંપની બહાદુરની નજર બેઠી—નજર એવી સજ્જડ બેઠી કે, જ્યાં સુધી આખો ખજાનો ખાલી થઇ ગયો નહિ ત્યાં સુધી ઉતરી જ નહિ! એટલું જ નહિ, પરંતુ જ્યારે જ્યારે કંપની બહાદુરને નાણાંની જરૂર પડતી ત્યારે ત્યારે તેની દૃષ્ટિ અયોધ્યાના નવાબને નિચોવવામાં, પજવવામાં, લુંટવામાં જરાએ નિર્મળ થઈ ન હતી. ગાઝીયુદ્દીન હૈદરના સમયમાં પણ નિર્માલ્ય બહાના નિચે અને વિવેકનાં વચનનો લાભ લઇને, તેને પણ સારીરીતે નિચોવવામાં આવ્યો હતો. જોન કંપની બહાદુર પૈસા નિચોવવામાં કેટલી ધૃષ્ટ હતી, તે ભરતખંડના બ્રિટિશ રાજ્યનો ઇતિહાસ વાંચનારાથી અજ્ઞાત નથી.

ભરતખંડનાં દેશી રાજ્યોમાં કંપની બહાદુરની માથા મારવાની અજબ રીતિનું દર્શન આ વાર્તા કરાવે છે. જ્યાં રાજા નિર્બળ જણાતો, ત્યાં કંપની પોતાનું માથું એકદમ ઘુસાડતી, જ્યાં રાજ્યનું કંઇક પ્રબળ હોય ત્યાં તેને એસઆરામમાં લીન કરવાને, પોતાની કપટકળાનો પ્રયોગ કરતી અને પછી હિંદુસ્તાનના રાજ્યોને કેમ સ્વાહા કરવામાં આવતા, તે દર્શાવવા માટે આ સ્થળ નથી; પરંતુ કંપનીના અધિકારીઓની જે રાજનીતિનાં વખાણ કરવામાં આવે છે, તે રાજનીતિ કેવી હતી, દેશી રાજાઓ અને રાજ્યોને કેવી રીતે પતિત કર્યાં છે તે **નંદનવનનો નાશ** પૂર્ણ રીતે દર્શાવે છે. ગાજ્યુદ્દીન હૈદર, નસિરૂદ્દીન હૈદરનો પુત્ર હતો. ઇ. ૧૮૨૭ ની ૨૦ મી અકટોબરે ગાજ્યુદ્દીન હૈદર ખુદાતાલાની દરગાહમાં સીધાર્યો, ત્યારે નસિરૂદ્દીનનું વય પચીસ વર્ષનું હતું. ગાજ્યુદ્દીનના સમયમાં જ અયોધ્યાનું રાજ્યતંત્ર હીંડોળે ચઢ્યું હતું. એસઆરામ, ફાટફુટ, અન્યોન્ય વૈર, હરમમાં ચાલતા અનાચારો, રાજ્ય દરબારીઓમાં ફેલાયલી કુટીલતા, સ્વાર્થ પરાયણતા ઇત્યાદિક અનીતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. એવા સમયમાં નસિરૂદ્દીન હૈદર રાજ્યગાદીપર બેઠો. નસિરૂદ્દીનને માટે એમ કહેવામાં આવે છે કે તે ભલો અને ભોળો, શોખીન અને ઉડાઉ, છટેલો અને પ્રજાપ્રતિ લાગણી દર્શાવનારો બાદશાહ હતો, છતાં તે કાવતરાં અને છળકપટથી દૂર હતો. તેના દરબારમાં દેશી ને વિદેશી—હિંદુ, મુસલમાન ને અંગ્રેજ—ખુશામતખોર, કારસ્થાની અને સ્વાર્થી મનુષ્યો એટલા ભરાયલા હતા કે, જેઓનો તે ભોગ થઇ પડ્યો. તેને જ અયોધ્યાની પડતીનું ખાસ કારણ ગણવામાં આવ્યું છે.

નસિરૂદ્દીનના રાજ્યના પ્રારંભ કાળમાં, જે અવ્યવસ્થા રાજ્યમાં હતી, તે દૂર કરવાને, રેસીડન્ટના કહેવાથી કે સ્વતંત્રતાથી, તે એટલો બધો તત્પર હતો કે, જે પુરુષને તેણે પોતાના વજીર તરીકે કાયમ કીધો તે, તેનો વિરોધી

છતાં, તેને પસંદગી આપી હતી. રાજકાર્યમાં દક્ષ, પ્રપંચ નીતિનો જાણનાર, ચોર ને શાહને પીછાણનાર, તેના પિતાનો માનીતો વજીર, મેહેદીઅલ્લી હુકીમ, તેના વજીર પદે નિમાયો. બે વર્ષ દરમીયાન તેણે રાજ્ય સુધારણા માટે એટલો તો ભારે પ્રયત્ન કીધો હતો કે, અયોધ્યાની પ્રજા આબાદીએ પહોંચી હતી. મી૦ શોરના લખવા પ્રમાણે અયોધ્યા સુખશાંતિ ભોગવતું હતું, પ્રજા આબાદ હતી, પ્રદેશ લીલોકુંજાર હતો, પણ રોશન-ઉ-દૌલા નામના એક કપટબાજ દરબારી અને એક ઇંગ્રેજ હજામના હાથનું નસિરૂદ્દીન રમકડું થઇ પડેલો હોવાથી, ને તેમનાં કાર્યને રેસીડેન્સીના અધિકારી તરફથી ઉત્તેજન મળવાથી, મેહેદીઅલ્લીને વજીરાત છોડવી પડી અને ત્યારથી જ અયોધ્યાની દુર્દશાનો પ્રારંભ થયો—તે એવો તો થયો કે, આખરે થોડા જ કાળમાં ડેલહૌસીએ અયોધ્યાને સ્વાહા કરી દીધું. મેહેદીઅલ્લી રાજ્યનું હિત ઇચ્છનારો વજીર હતો. નસિરૂદ્દીનની બેવકુફીને ઢાંકવા માટે તેણે લાખો રૂપિયા ઇંગ્રેજ અધિકારીઓને ખવરાવી દીધા હશે, તેથી લખનૌના મૂર્ખ દરબારીઓએ, નસિરૂદ્દીનને ભંભેરીને ભૂત કીધો ને મેહેદીઅલ્લીને વજીરાત છોડીને નાશી જવું પડયું. એ સમયની લખનૌની અવસ્થા કેવી હતી, તે "મુફસીલ અખબાર" નામના પત્રમાં, ૧૮૩૩ માં, મેહેદીઅલ્લીએ લખેલા કાગળપરથી વાંચનારના લક્ષ્યમાં સહજ આવશે.

"જાહેર મતને અરજ કરતાં મારે જણાવવું જોઇએ કે, મને પોતાને ન્યાય આપવાની મારી ઇચ્છા છે; અને કોઇના પણ ચારિત્ર્ય વિરુદ્ધ અનુમાન બાંધવાની મારી કોઇ પણ ઇચ્છા હોય, તેની હું ના પાડું છું. જે સત્ય વાત અત્ર જણાવી છે તે જ તેમને વિષે બસ છે, અને લખનૌ દરબારનાં કેટલાંક સ્વાર્થી મનુષ્યોના કાવાદાવાથી મને જે અન્યાય કરવામાં આવ્યો છે, તે ખુલ્લી રીતે બતાવું છે.

"મારી જીંદગીનો બાકીનો ભાગ શાંતિમાં ગુજારવાની આશામાં જ્યારે હું ફરુકાબાદમાં વિવિક્ત સેવન ભોગવતો હતો, ત્યારે આઉદના બાદશાહ તરફથી મને બે ફરમાનો મળ્યાં. પહેલા ફરમાનમાં એવું જણાવ્યું હતું કે, રાજાના કહેવાથી, હું ઓદ્દો કબુલ રાખું તે મંજુર કરવાને, મી૦ મેડોક (રેસીડંટે) અંગ્રેજ સરકારને અરજ કરી હતી. લગભગ બાર વરસ સુધી ફતેહગઢ ખાતે રહેવાથી, હું મને પોતાને માનવંત કંપનીની પ્રજા સમજતો હતો, અને તેથી બાદશાહનું મારા તરફ આવેલું ફરમાન, સરકારની જાણ માટે, મોકલવાની મારી ફરજ છે, એવું મેં ધાર્યું. મેં તરત જ ઉપલાં ફરમાનની એક નકલ મી૦ સેક્રેટરી સ્ટરલીંગને મોકલી આપી, જેણે રવૈયા મુજબ નામદાર બાદશાહના દરબાર ખાતે રહેતા રેસીડન્ટપર તે જ નકલ મોકલી આપી.

"નામદાર બાદશાહ તરફથી વીસ દિવસ પૂરાં થતાં મને બીજું ફરમાન મળ્યું. તેમાં જણાવ્યું હતું કે, મને તેડાવવાની રેસીડન્ટ તરફથી રજા મળી છે અને તેથી મારે દરબારમાં જવું. આ આજ્ઞાની નકલ મેં મી૦ મેડાકને મોકલી અને તરત જ ફતેહગઢ છોડી લખનૌ જવા નીકળ્યો. ત્યાં પહોંચતાં નામદાર ખુદાવિન્દને મળ્યો અને તેણે મને સારી માયાથી આવકાર આપ્યો; અને થોડાક દિવસ પછી, હંમેશનો માનનો પોષાક, હાથી, પાલખી વગેરે મને આપ્યાં. આ વેળાએ ખુદાવિન્દે મી૦ મેડાકને મળવાનું મને કહ્યું. મેં તે પ્રમાણે કર્યું, ત્યારે રેસીડન્ટે મને જણાવ્યું કે, ખુદાવિન્દની ઇચ્છાને અનુસરી મુખ્ય પ્રધાન તરીકે રાજનો કારભાર તમારે ચલાવવો.

"આ સમયે (હૈદર બેગખાનનો છોકરો) અકબર–અલીખાં, (કપ્ટાન ફતેહઅલ્લીનો છોકરો) ઇકબાલ–ઉદ–દૌલા અને મયારામ (મેવારામ), જેઓ રાજનો કારભાર ચલાવતા હતા, તેઓને ખુદાવિન્દના હુકમથી, તેમના ઓદ્ધાપરથી ખસેડવામાં આવ્યા અને દરબારમાં હાજર થવાની તેમને મનાઇ કરવામાં આવી.

"મારી નિમણુક થતાં તરત જ મયારામ, જે પોતાની ફરજ બજાવવાને તદ્દન નાલાયક હતો અને જેને માજી વજીર આતમીદઉદ–દૌલાએ દીવાનની જગ્યાપર નીમ્યો હતો, તેની કચેરીમાં, આમીલના ચોપડા તપાસવા હું ગયો; અને મને માલમ પડ્યું કે, જુદા જુદા આમીલો તરફથી ઘણા લાખો રૂપીઆ વસુલ થયા હતા અને ત્યાર પછી દીવાને તે ઉચાપત કર્યાં હતા. આમીલો તરફથી જે કંઇ બાકી રહી હતી તે અને દીવાનને જે રૂપિયા પહોંચાડવામાં આવ્યા હતા અને જે જમે નહોતા થયા તેનો આંકડો નામદાર ખુદાવિન્દ હજુર મેં રજુ કર્યો. હજુરનો હુકમ થયો કે મયારામ તરફ મારી ખફગી જાહેર કરવી; અને તેણે વધુ જણાવ્યું કે, જ્યાં સુધી રાજમાંથી જે જે નાણાંની મોટી રકમો તેણે ઉચાપત કરી હતી, તે પાછી વસુલ આપવામાં આવે નહીં ત્યાં સુધી તેને દરબારમાં દેખાવ આપવાની મનાઇ કરવી.

"સ્વર્ગસ્થ દયાકીશનનો પુત્ર રાજા બાલકીશન, જો કે મયારામ દીવાનનો નામનો મદદનીશ હતો, તો પણ ખરેખરી રીતે તો દીવાનનો ઓદ્ધો તેનો જ હતો. તેના કાકા મૂળરામની મદદથી તેના ઓદ્ધાનું સર્વ કામકાજ તેને એકલાને જ ચલાવવા દેવામાં આવતું હતું. જ્યારે હું ઓદ્ધાપર આવ્યો ત્યારે મારો પોતાનો દીવાન નીમવાને મને વારંવાર સલાહ આપવામાં આવી; અને એ ખાતાંના નાના નાના ભાગોમાં જ્યારે જ્યારે જગ્યાઓ ખાલી પડતી, ત્યારે ત્યારે મારા જ મુત્સદ્દીઓની હું નિમણુક કરતો હતો;

પરંતુ મારા પૂર્વાધિકારીઓની પેઠે તેમાંથી લાભ મેળવવાની ઇચ્છાથી હું તેમ કરતો નહતો. તે સાબીત કરવાને જે લોકો એ ખાતામાં પહેલાં હતાં તેમને મેં નોકરીમાં ચાલુ રાખવા દીધાં હતાં; બાલકીશન અને મૂળરામના હાથમાંથી સર્વ કાગળો અને જાહેર ઉઘરાત તથા મહેસુલને લગતાં સર્વ ખતપત્રો પસાર થતાં હતાં, અને મને મારા ઓદ્ધાપરથી ખસેડવામાં આવ્યો ત્યાં સૂધી મેં તે નીતિ ચાલુ રાખી હતી.

"મારી પછી આવેલા અધિકારીઓ રોશન–ઉદ–દ્દૌલા અને મુઝફ્ફર અલીખાંના હુકમથી, દીવાની કચેરી અને તેનો રસાલો (મારા કારભારના વખતમાં થયલા સાથે) છેલ્લાં બે વરસમાં થયેલી મહેસુલની ઉઘરાતના ચોપડાંઓ સુદ્ધાં, રોશન–ઉદ–દ્દૌલાને સોંપી દેવામાં આવ્યાં. મારી વજીરાતના સમયમાં એક રૂપિઆની પણ ઉચાપત થઇ હોય તે નાસાબીત કરવાને હું કોઇની પણ સામા ઉતરવા તૈયાર છું. હું ખરેખર મારાં અંતઃકરણપર હાથ મુકી ખુદાના શપત ખાઇ સત્ય કહી શકું કે, ખુદાવિન્દ અને રાજ્યની સેવા બજાવવાના બીલકુલ બીનસ્વાર્થ વિચારોથી જ મારો સર્વ કારભાર ચલાવવામાં આવ્યો હતો. મારા કારભારના બે વરસની મુદતમાં જે કંઇ પૈસા મેં લશ્કરને, મુખ્ય અધિકારીઓને અને રાજકુટુમ્બને આપ્યા તે સર્વ કપ્ટાન ફતેહઅલી અને તેના મુત્સદ્દીઓના હાથે અપાયા હતા; અને હું સત્ય જણાવું છું કે, આ રસ્તા સિવાય બીજા કોઇ પણ મારફતે જાહેરમાં હોય, એવા કોઇ પણ પૈસાના કામકાજમાં યત્કિંચિત્ પણ મેં પોતે અથવા મારા અનુયાયીઓએ ભાગ લીધો નહતો; અને આ વાત કપ્ટાનની કચેરીના ચોપડાઓ તપાસવાથી સહેલાઇથી માલમ પડી આવશે.

"ખુદાવિન્દના મહાલની સ્ત્રીઓના નીભાવ માટે જે જાગીરો જપત થઇ હતી તે જાગીરો પંચકોશીની જાગીર સાથે આમીલ (ઉઘરાતદારો) ને, (અમાનીમાં) એટલે સીધી રીતે ઉઘરાવવાને, સોંપી દીધી હતી; અને મારા કારભારના સમયમાં તેમાંથી થયલી સર્વ વસુલાત, હકદાર પક્ષોને નિયમિત આપવામાં આવી હતી અને પહોંચ ઉપર તેમની સહી લેવામાં આવી હતી.

"મારી વર્તણુકના આ ભાગનો જવાબ આપતાં મારે જણાવવું જરૂરનું છે કે, ઓદ્ધાનો અખત્યાર મારા હાથમાં મેં લીધો તે પહેલાં આ વિભાગો, મહાલની બેગમો, વ્યક્તિઓને ઇજારે આપી દેતી હતી અને તેઓ કમનસીબ ખેડુતોપર અતિ સખતાઈ અને જુલમનાં ભયંકર કાર્યો કરી, તેમનાપર મૂકવામાં આવેલા વિશ્વાસનો ભંગ કરતા હતા. અમાનીએ (સીધી રીતે ઉઘરાવવાને) દેશના આ ભાગો સોંપી દેવામાં મેં જે પગલાં

લીધાં તેથી, અને મારા પસંદ કરેલા ઉધરાતદારોને ત્રણ વર્ષને પટે સોંપવામાં આવ્યાં તેથી, ટુક સમયમાં જાગીરો સમૃદ્ધિવાન્ થતી હોય તેમ દેખાવા લાગી અને મહેસુલ માર્ગશીર્ષ અથવા નવેમ્બરની શરુઆતથી તે આષાઢ અથવા જુનની આખર સુધીમાં, વખતસર ભરાતી હતી; અને મને જરા પણ શક નથી કે, જો આ વ્યવસ્થા ચાલુ રાખવામાં આવી હત તો મીલકતોની સુધારણા ચાલુ રહી હતે અને વધારે મહેસુલ આવતે."

એ નવાબ મેહેદીઅલીના વજીરાતના સમયમાં અયોધ્યાનું રાજ્ય કેટલું આબાદ હતું તે હરમની બેગમોને જે સાલીયાનું નવાબ મેહેદીઅલી હકીમના સમયમાં મળતું હતું, તે ઉપરથી જોઇ શકાશે કે, અયોધ્યા એક વખતે આખા હિંદુસ્તાનનું નંદનવન હતું.

| | |
|---|---|
| નવાબ કુદસીઆ સુલતાન બાનુ બેગમ સાહેબ. ... ... | રૂ. ૨,૪૦,૦૦૦ |
| નવાબ તાજમહાલ સાહેબ ... ... ... ... ... | રૂ. ૨,૪૦,૦૦૦ |
| નામદાર ખુદાવિન્દ બાદશાહ બેગમ સાહેબ ... ... ... | રૂ. ૯,૦૦,૦૦૦ |
| જનાબ મલિકા ઝમાનીઆહ સાહેબ ... ... ... ... | રૂ. ૩,૦૦,૦૦૦ |
| જનાબ મુક-અદ-દર ઔલીયા, નવાબ સુલતાન બેગમ સાહેબ. | રૂ. ૨,૪૦,૦૦૦ |

પાંચ બેગમોના નિભાવને માટે ૧૯૨૦૦૦૦ રૂપિયા આપવામાં આવતા હતા. ઇંગ્લંડની રાણીના નિભાવને માટે જે રકમ આપવામાં આવે છે, તેનાથી એ બેવડી રકમ થવા જાય છે; અને ઇંગ્લંડના રાજ્ય કુટુંબના નિભાવ માટે જે રકમ આપવામાં આવે છે તે રકમ બરાબરની નહિ તો લગોલગની તો કહી શકાય.

આવું અયોધ્યા કેમ નાશ પામી ગયું? એ ખરેખર એક અગત્યનો પ્રશ્ન હતો ને એક સમયે તે ચર્ચાયો પણ હતો. વાસ્તવિક કહીએ તો તેના નાશનું બીજારોપણ નસિરૂદ્દીન હૈદરના સમયથી થયું હતું ને સર્વનું મૂળ એક ઇંગ્રેજ હજામ હતો. જેનો સર્વ વૃત્તાંત આ નવલકથામાં યથાર્થ રીતે આપવામાં આવ્યો છે.

નસિરૂદ્દીનના સમયથી જ અયોધ્યાનું રાજ્યચક્ર ખુલ્લા શબ્દોમાં કહીએ તો વિનાશના મુખમાં પ્રવેશ કરતું હતું અને તેમાં "કલકત્તા રીવ્યુ"ના લખવા પ્રમાણે રેસીડન્ટથી તે નસિરૂદ્દીન હૈદરના દરબારના અંગ્રેજ દરબારીઓની ખુલ્લે ખુલ્લી સામેલગીરી હતી. નસિરૂદ્દીન એટલો ભોળો, ભલો અને અમારા શબ્દમાં કહીએ તો મૂર્ખ હતો કે, જો તેને સારા માર્ગપર વાળવાનો પ્રયત્ન થયો હોત તો તે વળી શકત અને અયોધ્યાનું પડવું થયું તે થવાનું કારણ મળી શકત નહિ. ઓન. મી૦ એ૫. આઇ. શોરના લખવા પ્રમાણે તેના રાજ્ય કાળમાં, દરબારીઓના અત્યાચારને યોગે, પ્રજા દુઃખી હતી છતાં તે આબાદ નહતી, એમ ન

કહી શકાય. જો કે અયોધ્યાના રેસીડન્ટ મી૦ મેડોક ખુલ્લે ખુલ્લું લખે છે કે, તે નાશ અને દેવાળિયાની સ્થિતિમાં જઇ પડયું હતું. રેસીડન્ટની સત્તા ઘણી વધી ગઇ હતી, ને નસિરૂદ્દીનના રાજ્યકાળમાં પાંચ રેસડંટ નિમાયા હતા. તે એકેકથી એકેક ચહડતા હતા, કંપનીનો સ્વાર્થ વધારવામાં ને અયોધ્યાને નીચું પાડવામાં! જાન કંપની બહાદુરને તો પૈસા જ જોઇતા હતા. પૈસા મળતા એટલે કંપની અયોધ્યાની પ્રજાની સારી કે નરતી સ્થિતિ માટે જરી પણ દરકાર કરતી નહતી. ખરેખરું કહીએ તો અયોધ્યા એ હિન્દુસ્તાનનું નંદનવન હતું. ત્યાંની સ્થિતિ જોઇએ તે કરતાં વધારે આબાદીવાળી હતી; પરંતુ ઇસ્ટ ઇન્ડિયા કંપની અને તેના અધિકારીઓને તે જ આબાદીએ અપકૃત્ય કરવાની પ્રેરણા કીધી અને તેને યોગે નસિરૂદ્દીન હૈદરના વારસનાં સંબંધમાં વાંધો ઉઠાવી, એક એવા પુરુષના હાથમાં રાજતંત્ર સોંપ્યું કે, જે પુરુષની વય ૬૩ વરસની હતી, અને રાજ ચલાવવાની ઇચ્છા પણ રાખતો નહતો. નસિરૂદ્દીનના કાકા મહમદઅલ્લીના કાળમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું લાકડું સજડ ઘુસી ગયું. દિવસે દિવસે અયોધ્યાની ધૂળધાણી કરવામાં આવતી ગઇ અને ૧૮૫૬ માં તે સ્વાહા થઈ ગયું.

૧૮૧૦ થી ૧૮૩૦ માં અંગ્રેજોનો પગપેસારો અયોધ્યામાં એટલો મજબુત હતો કે, એક અંગ્રેજ હજામ દરબારી, ખજાનામાંથી વહીવટ કરવા નિમિત્તે ૨૪ લાખ હરણ કરી ગયો હતો. નસિરૂદ્દીન પોતે ઘણો ભલો હતો, એમ ઇતિહાસકારો કહે છે અને તેને બગાડનાર સ્વાર્થી અને ખુશામતખોર, દેશી અને વિદેશી દરબારી અંગ્રેજ હજામ રોશન–ઉદ–દૌલા હતો. રોશન–ઉદ–દૌલા મોટો કારસ્થાની પુરુષ હતો. તેની અનીતિનું પરીણામ જ અયોધ્યાનાં સ્વતંત્રપણાનો નાશ ગણાય છે. રાજકુટુમ્બમાં ટંટો કરાવવો અને એક બીજા વચ્ચે વેર પડાવવાનું કામ રોશન–ઉદ–દૌલાનું હતું. ગ્યાસુદ્દીન હૈદરની બાદશાહ બેગમ અને નસિરૂદ્દીનની મા વચ્ચે જે વેર પડાવ્યું અને અંત સુધી જારી રહ્યું હતું, તેનું કારણ રોશન–ઉદ–દૌલા જ હતો. ભોળો નસિરૂદ્દીન એક વખતે બાદશાહ બેગમને મળવા ગયો, તે રોશનથી ખમાયું નહિ. રોશન–ઉદ–દૌલાએ એવું ધતિંગ ઉઠાવ્યું કે, બાદશાહ બેગમ બાદશાહનો જીવ લેવાનો પ્રયત્ન કરે છે. બે ચાર ખોજાએ સાક્ષી આપી, અને ભોળા અને ભલા બાદશાહે સત્ય માન્યું અને તે દિવસથી મા દીકરા વચ્ચે વેર જારી થયું.

નસિરૂદ્દીનનો રાજ્યકાળ લખનૌની ખરેખરી આબાદીનો કહી શકાય. દરબાર તો અનીતિથી ભરેલો હતો; પરંતુ પ્રજાનો ધંધો રોજગાર બહુ સારો ચાલતો હતો. અયોધ્યાની પ્રજા ખેતી, કપડાંનું વણાટ, મીઠાની

ઉત્પત્તિથી, આબાદ હતી. તેની વસ્તીનો વિસ્તાર બોડેલીથી બીબીયાપૂર સુધી અને ગોમતીના સામા કીનારાના અલીગંજથી ચારબાગ સુધી ફેલાયલો હતો. એ બાદશાહે 'તારાવાળી કોઠી' નામનું સુંદર મકાન બંધાવ્યું હતું અને તેમાં ગૃહવેધશાળા સ્થાપી હતી. તેની વ્યવસ્થા કેપ્ટન વીલકોક્ષ નામનો એક અંગ્રેજ કરતો હતો. સયાદતગંજ, ચાંદગંજ, ગણેશગંજ, કૃયસર બાગ એ તેના જ રાજ્ય કાળમાં બંધાયલી ઇમારતો આજે મોજુદ છે અને લખનોમાં જનાર પ્રવાસીને જોવાજોગ છે. બાદશાહની માનીતી બેગમમાં કુદસિયા બેગમ હતી. એ બેગમ દરરોજ ૫૦૦૦ રૂપિયા ખેરાત કરતી ત્યાર પછી ભોજન લેતી હતી. એક વખતે કુદસિયા બેગમે બાદશાહને કહ્યું કે, પશમીનોની ચીજ જોઇ નથી. તે ઉપરથી બાદશાહે સત્તર લાખ રૂપીયા ખરચી પશમીનોથી તેનો મહેલ શણગારી દીધો હતો અને બેગમે એક દિવસ રાખી તે બીજે દિવસે ખેરાત કરી દીધો હતો. પ્રસંગવશાત્ બાદશાહ, બાદશાહ બેગમપર ગુસ્સે થયો,–મુલાકાત બંધ થઈ, ત્યારે કુદસિયા બેગમે કહ્યું કે, જો તમે ન આવશો તો હું મારો જાન કહાડી નાંખીશ. બાદશાહે કહાવ્યું કે, કહેતાં તો ઘણાને સાંભળ્યા છે પણ જાન આપેલો મેં જોયો નથી. કુદસિયા બેગમે આ ટોણાથી તરત જ હીરો ગળી પોતાનો પ્રાણ છોડી દીધો હતો. નસિરૂદ્દીનને તેના મરણથી મોટો આઘાત થયો. કોઇ પણ બીજી બેગમ ઉપર તેનો તેના જેવો ચાહ ઉતર્યો નહીં. બાદશાહનો શોક દૂર કરાવવા રોશન–ઉદ–દૌલાએ એક મુસલમાનની સુંદર છોકરી મેળવી આપી. તે પોતાની મા સાથે હરમમાં રહેતી હતી. તે બેગમના મહેલમાં બાદશાહ એક સમયે બેઠો હતો, ત્યારે પોતાના નોકર ચાકરોપર ખુશ થઇ, શાલ દુશાલા આપવાનો હુકમ કીધો; પણ નવી સાસુએ તે આપ્યા નહીં. જ્યારે બાદશાહે તેમ ન કરવાનું કારણ પૂછ્યું. ત્યારે સાસુજીએ જવાબ દીધો કે 'હમ ઘર રખને આયે હય, ન કે ઘર લૂટાને.' બીજે સમયે બાદશાહે ખાવાને મીઠાઈ મંગાવી ત્યારે તેની સાસુએ બે રુપીયાની મીઠાઇ મંગાવી, તેથી ગુસ્સે થઈ તે જ દિવસથી તેણે સાસુ, બેગમ અને તે મહેલનો ત્યાગ કરી દીધો અને તે મહેલનું નામ 'કંગાલ મહેલ' રાખવામાં આવ્યું.

આ વાર્તામાં નસિરૂદ્દીન હૈદરના મરણની જે વિગત આપી છે તેથી કંઈક ફેરફારવાળી વિગત ઇતિહાસકારોએ આપી છે. ધનિયા મેહરી અને દલવી મેહરી તેની ખાસ રાખો હતી. આ રાખોનો ભપકો બાદશાહ બેગમના કરતાં પણ વધારે હતો. તેમને અને લોંડીઓને એવી સાહેબીમાં રાખવામાં આવી હતી કે, એક લખનાર લખે છે કે, જ્યારે

તેઓ મરી ગઇ હશે, ત્યારે તેમની નસેનસમાંથી અતરોનો બહેકાટ વછુટ્યો હશે. આટલું છતાં નસિરૂદ્દીન સુખી નહતો. તેના એશઆરામને લીધે દરબારમાં દુરવસ્થા, સ્વાર્થતા અને કારસ્થાનો એટલાં બધાં વધી ગયાં હતાં કે, બાદશાહને પોતાને મોતનો ભય લાગ્યો હતો. પાછલા કાળમાં કોઈ ઝેર દેશે, એવા ભયથી તે ભોજન જ કરતો નહતો. ચોરીછૂપીથી કેટલાંક માણસો પાસે ધાણી અને ચણા મંગાવી છૂપાછૂપ ખાતો હતો. છેલ્લી અવસ્થામાં તેના હાથપગપર સોજા આવી ગયા હતા. તેવામાં એક દિવસે "અનાજી"ના મહેલમાંથી કંઇક ખાવાનું કરી મંગાવ્યું. તે ખાતાં ઝાડાં છૂટી પડ્યા. બેફામ થઇ પડયો. તે વખતે એની પ્યારી મેહરી ધનિયાએ જબરજસ્તીથી તડબુચનું પાણી પાયું અને તે જ સાથે ૧૮૩૭ માં તેનો દેહાંત થયો. એમ કહે છે કે, એ પાણીમાં ઝેર હતું. ખુદ બાદશાહ ખરાબ નહતો, પણ તેના દરબારી, પરિષદ્ વર્ગ, મેહરીઓ, લોંડીઓ, વજીર અને બીજા આસપાસનાં માણસોએ તેને ખરાબ રસ્તાપર ઉતાર્યો હતો. ઇસ્ટ ઇંડીયા કંપનીના નોકરોએ તેમાં મદદ કીધી હતી. ઇસ્ટ ઇંડીયા કંપનીનું પેટ ભરવા માટે જ તેણે પોતાની પ્રજા ઉપર જુલમ થવા દીધો હતો. ૧૮૩૪ માં અયોધ્યામાં દુકાળ પડયો, ત્યારે પોતાની પ્રજાની દુરવસ્થા જોઈ તે ગદગદિત થઇ ગયો હતો. તે દુરવસ્થાનું કારણ રોશન–ઉદ–દૌલા છે, તે જાણ્યા છતાં પણ તે નિર્બળ મનનો બાદશાહ તેને દૂર કરવાને અશક્ત થઈ પડયો હતો, એટલું તેના વજીરનું જોર હતું. દર્શનસિંહને આ વાર્તામાં જણાવ્યા પ્રમાણે શિક્ષા કર્યા પછી, તેને અત્યંત પસ્તાવો થયો હતો અને જે અંગ્રેજ ગ્રંથકારના ગ્રંથને આધારે ઉક્ત વાર્તા લખવામાં આવી છે, તે જ ગ્રંથકાર લખે છે કે, પાછળથી દર્શનસિંહને જનરલની પદવી આપી, તેને પૂરેપૂરી સાહેબીએ પહોંચાડયો હતો. એ નસિરૂદ્દીનનું નિર્બળ મન, હૈયું બતાવે છે. નસિરૂદ્દીનના સમયમાં અયોધ્યાની પ્રજા કેટલી આબાદ હતી, તેને માટે ઓન. એફ. આઇ. શોર લખે છે કે, The wealth of Lucknow–not merely of those in authority, but the prosperity of Bankars and shopkeepers is far superior to that of any city in the British Dominions. How can all this be the case if the Government is notorious for tyrany and oppression? નસિરૂદ્દીનની પડતીની–ખરાબીનું મૂળ કારણ જોવા જઇશું તો બાદશાહે ચહડાવી મૂકેલો અંગ્રેજ હજામ જ હતો. ૧૮૫૫ ના સપ્ટેમ્બરની ૨૯ મીના કલકત્તાના "લીટરરી ગેઝીટ"માં અયોધ્યાને સંયોજી દેવા માટે એ અંગ્રેજ હજામનો જે બચાવ કરવામાં આવ્યો છે, તે કેવળ

ખોટો છે–ઇસ્ટ ઇંડિયા કંપનીની ઉશ્કેરણીના પરિણામનો છે અને હિન્દુસ્તાનના નંદનવન જેવા અયોધ્યાને લોર્ડ ડેલહૌસીએ સ્વાહા કરવું હતું, તેના એક બહાનારૂપ જ છે. રામની અયોધ્યા તે નસિરૂદ્દીનના વખતમાં સ્મશાન ભૂમિ જેવી બનતી હતી, ને આજકાલ તે ગૌરવરહિત છે. અયોધ્યાની તે કાળની જાહોઝલાલી આજે નષ્ટભ્રષ્ટ થઈ ગઇ છે. સાદતઅલીથી તે મહમદઅલીના સમય સુધીમાં કરોડો રૂપિયા ઇસ્ટ ઇંડિયા કંપનીએ ખુશીથી કે બળાત્કારથી હરણ કરી લીધા છે અને હિન્દુસ્તાનના બગીચામાંથી તો મરહુમ જોન બ્રાઇટ કહે છે તે પ્રમાણે, વારન હેસ્ટિંગ્સથી તે અયોધ્યા જોડી દીધું તે દરમીયાનમાં ઘણાં ઘણાં બહાનાઓથી જોન કંપની બહાદુરે રૂપિયા ૩૨૫૦૦૦૦૦૦૦ હરણ કીધા હતા! છતાં હિન્દી પ્રજા ઉપર જોન કંપની બહાદુરનો ઉપકાર થયો છે–ખરેખરો ઉપકાર થયો છે!–ન ભૂલી શકાય તેવો ઉપકાર થયો છે! એ જ તરવારથી હિન્દ જિતાયું છે! લોખંડની નહિ, પણ હિન્દની જ રૂપાની તરવારથી હિન્દ જિતાયું છે! વીરપુરુષોના ઘાથી નહિ, પણ કપટના ઘાથી જિતાયું છે!

મુંબઈ<br>
તા૦ ૯ મી માર્ચ<br>
૧૯૦૭.

# અનુક્રમણિકા.

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
|  | અવતરણિકા ... ... ... ... ... ... | ૧ |
| ૧ લો. | મહાત્મા નિકેતન ... ... ... .. ... | ૮ |
| ૨ જો. | જનાપવાદ ... ... ... ... ... ... | ૧૨ |
| ૩ જો. | લખનૌનો અર્વાચીન વૈભવ ... ... ... ... | ૨૦ |
| ૪ થો. | લખનૌનો વૈભવ (ચાલુ)–બાદશાહી હરમ ... ... ... | ૨૬ |
| ૫ મો. | લખનૌનો વૈભવ (ચાલુ)–શાહી હરમ ... ... ... | ૩૧ |
| ૬ ઠ્ઠો. | લખનૌનો વૈભવ (ચાલુ)–બેગમોનો ઠઠારો... ... ... | ૩૫ |
| ૭ મો. | પરિષદ્ વર્ગ–અંગ્રેજ હજામ ... ... ... ... | ૩૯ |
| ૮ મો. | પરિષદ્ વર્ગ–કાશ્મીરી નાયકા ... ... ... | ૪૫ |
| ૯ મો. | નવી મૌજો ... ... ... ... ... ... | ૪૮ |
| ૧૦ મો. | પ્રધાન–મંત્રી અને સેનાપતિ ... ... ... ... | ૫૧ |
| ૧૧ મો. | એક બીજાના શત્રુ! ... ... ... ... ... | ૫૪ |
| ૧૨ મો. | સીતાપૂરનો કિલ્લો ... ... ... ... ... | ૫૭ |
| ૧૩ મો. | જગન્નાથ શાસ્ત્રી ... ... ... ... ... | ૬૫ |
| ૧૪ મો. | રાણી નારાયણકુમારી ... ... ... ... ... | ૭૨ |
| ૧૫ મો. | કરો તેવું પામો–સૌ અહીંનું અહીં જ!!... ... ... | ૭૭ |
| ૧૬ મો. | ઈબ્રાહીમખાંની જીવતી ઘોર ... ... ... ... | ૮૧ |
| ૧૭ મો. | છાપાનાં ભૂતો ... ... ... ... ... | ૮૫ |
| ૧૮ મો. | આસફ ચાચા અને સરફરાજખાંનો વ્યવહાર ... ... | ૮૯ |
| ૧૯ મો. | અશોકવનમાં સીતા ... ... ... ... ... | ૯૪ |
| ૨૦ મો. | શિયળ સંરક્ષણના વિચાર! ... ... ... ... | ૧૦૨ |
| ૨૧ મો. | દૈવની વિચિત્ર ગતિ–નણંદ ભોજાઇનો મેળાપ! ... ... | ૧૦૬ |
| ૨૨ મો. | ગોરખપૂરની સેશન કોર્ટ ... ... ... ... | ૧૧૨ |
| ૨૩ મો. | અયોધ્યાનાથ... ... ... ... ... ... | ૧૨૪ |
| ૨૪ મો. | દુઃખમાં દુઃખ... ... ... ... ... ... | ૧૨૭ |
| ૨૫ મો. | આશાની નિરાશા ... ... ... ... ... | ૧૩૨ |
| ૨૬ મો. | શોધમાં ... ... ... ... ... ... | ૧૩૪ |
| ૨૭ મો. | રેસીડંટ સાહેબ સાઠમારી જોય છે ... ... ... | ૧૪૨ |
| ૨૮ મો. | અસારે કેવળ અશાન્તિ! ... ... ... ... | ૧૫૧ |
| ૨૯ મો. | શાહી શિકાર! ... ... ... ... ... | ૧૫૮ |
| ૩૦ મો. | શિકારીઓનો શિકાર! ... ... ... ... ... | ૧૬૮ |
| ૩૧ મો. | લૂટ બે લૂટ ... ... ... ... ... ... | ૧૭૨ |

# અનુક્રમણિકા.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૩૨ મો. | બુધ રાજા અને બૃહસ્પતિ મંત્રી! ... ... ... | ૧૮૩ |
| ૩૩ મો. | એક નવી યુક્તિ ... ... ... ... ... | ૧૮૯ |
| ૩૪ મો. | શાન્તિ નિકેતન ... ... ... ... .. | ૧૯૫ |
| ૩૫ મો. | ભારત રમણી... ... ... ... ... ... | ૨૦૩ |
| ૩૬ મો. | ભારત રમણી–દર્શનસિંહ પડયો! ... ... ... | ૨૦૫ |
| ૩૭ મો. | ભારત રમણી–દર્શનસિંહના કુટુંબનો છુટકો ... ... | ૨૧૨ |
| ૩૮ મો. | જેવી કરણી તેવી પાર ઉતરણી! ... ... ... | ૨૧૮ |
| ૩૯ મો. | વિનાશનું બીજ! ... ... ... ... ... | ૨૨૨ |
| ૪૦ મો. | મહાપુરુષ ... ... ... ... ... ... | ૨૨૯ |
| | ઉપસંહાર ... ... ... ... ... ... | ૨૩૭ |






# નંદનવનનો નાશ.

## અવતરણિકા.

પગારની સંખ્યા, તેનો લાગવગ અને મોટાપણું, વજીરની નોકરીમાં રહેલા કંપની સરકારના દીવાની અને લશ્કરી અમલદારોનાં પેન્સનો અને બક્ષીસો, અયોધ્યાની મ્હેસુલપર હવે નહીં ખમી શકાય એવા ભારરૂપ થઇ પડયાં.*

વારન હેસ્ટીંગ્સ.

કુબેરનો ધનભંડાર અલકાપુરીમાં! ઇસ્ટ ઇંડિયા કંપનીનો ધનભંડાર અયોધ્યાપુરીમાં! એકની સત્યપ્રિયતા, પ્રજાવત્સલતા, જીવનની ઉચ્ચ મહત્વતા, પૂર્ણ ધનવૈભવ અને રાજ્યની મર્યાદા વધારવાની ઇચ્છા, બીજાની અસત્યપ્રિયતા, દાંભિકતા અને છળ કપટમાં સમાયેલી, ધન-વૈભવ અને રાજ્યની મર્યાદા વધારવાની લોભી ઇચ્છા! અહા, કેવો વિચિત્ર ધનલોભ! કેવી નાશકારક રાજ્યતૃષ્ણા! કેવું મનુષ્ય નામને કલં-કિત કરનારું વર્તન! ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવરનર જનરલને, જ્યારે પૈસાનો ખપ પડે, ત્યારે છળથી, બળથી અથવા કળથી, અયોધ્યાના વજીર પાસે પૈસા કહડાવે! ઇસ્ટ ઇંડિયા કંપનીને વારંવાર પૈસાનો ખપ! આજે તો ફલાણો દેશ જિતવો છે, આજે તો ફલાણા દેશપર ચઢાઇ કરવી છે, આજે તો ફલાણા બંડખોરોએ હુલ્લડ મચાવ્યું છે; તેમનું

---

*The number, influence and enormous amount of the salaries, pensions and emoluments of the Company's servants, civil and military in the vizer's service now became an intolerable burden upon the revenue (of Oude)—

*Warren Hastings.*

શમન કરવા, તેમને દાબી દેવા, તેમનાપર પોતાનું આધિપત્ય સ્થાપન કરવા, જ્યારે ને ત્યારે લડાઇ, જ્યારે ને ત્યારે લશ્કર અને જ્યારે ને ત્યારે પૈસાનો ખપ!! ઇસ્ટ ઇંડિયા કંપની હિંદુસ્થાનના લોકોનું કલ્યાણ કરવા, સાત સમુદ્ર ઓળંગીને આ દેશમાં આવેલી, તેને હિંદુસ્થાનના હિતને માટે વારંવાર લડાઇ કરવાની જરૂર! તો તે વારંવાર પોતાનો પૈસો શામાટે ખરચે?! પણ ગરીબ બીચારો અયોધ્યાનો વજીર, ઇસ્ટ ઇંડિયા કંપનીની આવી સીમા વગરની ધનતૃષ્ણા કેવી રીતે પૂરી કરે? પણ તે ન કરે તો જાય ક્યાં? તેને સંધિના સાંડસામાં ચબદેલો; તેની આંખે અવળા પાટા બાંધેલા, તે છૂટકો જ નહીં!! જમીનની મહેસુલ ઉઘરાવી, ખજાનાનું તળીઉં થોડું ઘણું ઢંકાયું, કે ઇસ્ટ ઇંડિયા કંપનીની માંગણી આવી પહોંચેલી જ હોય! તેમની માંગણીને સમય કે સંખ્યાની સીમા નહતી. ભલે ને વરસમાં એક વખત છોડીને, પાંચ વખત માંગણી કરી હોય; પણ જ્યારે લડાઇ જાગી, કે ઇસ્ટ ઇંડિયા કંપનીની નજર વજીરના ખજાનાપર પડવાની જ!! અયોધ્યાનો વજીર પ્રજાને પીડે, બમણી મહેસુલ લે, નજીવા અપરાધ બદલ પ્રજાનાં ઘરબાર જપ્ત કરે; અને કંપનીની ધનતૃષ્ણા પૂરી કરે! પણ ઇસ્ટ ઇંડિયા કંપનીની ધનતૃષ્ણા પૂરી થાય નહીં! કંપનીનું ઋણ અક્ષય; તે તો જેમ વાળે તેમ વધતું જાય! અયોધ્યાપુરીની પ્રજા એથી ત્રાહે ત્રાહે પોકારવા લાગી. ઘરમાં ખાવાનું ન હોય, શરીરપર પૂરાં વસ્ત્ર ન હોય, તોપણ જમીનનું મહેસુલ, રાજ્યના નવા નવા કર, પેટે પાટા બાંધીને, પ્રાણ કરતાં પણ પ્રિય સંતાનોને વેચીને, અયોધ્યાની પ્રજાને પૂરા કરવા જ પડે!! જ્યારથી ઇસ્ટ ઇંડિયા કંપની અયોધ્યામાં આવી, ત્યારથી પ્રજાએ સુખનું મ્હોડું જોયું નહીં! કવિકુલતિલક વાલ્મીકિ કહે છે કે–"રામરાજ્યમાં પ્રજાનાં ઘેરેઘેર મંગળાચરણ અને જયધ્વનિ થતાં હતાં!" પરંતુ તે મંગળાચરણ અને જયધ્વનિને બદલે, આજે તો ઘેરેઘેર રુદનધ્વનિ સંભળાય છે!! હવે તે રામની અયોધ્યા નથી! હવે તે સૂર્યવંશીઓની સ્વર્ણ ભૂમિ જેવી અયોધ્યા નથી! સુખસમૃદ્ધિની ચિર આવાસભૂમિ અયોધ્યા, આજે દુઃખ અને દરિદ્રતાથી પૂર્ણ થઇ ગઇ છે!! સુખોદ્‌ગારની સાથે મધુર અને સ્મિત હાસ્ય, અયોધ્યાની પ્રજાના મ્હોડાપર સદા વિરાજ કરતું હતું, તેને બદલે આજે તો હાહાકાર, હૃદયની મર્માંતિક વેદના અને રુદનધ્વનિથી તે પરિપૂર્ણ થઇ ગયું છે!! આજે તે રામરાજ્ય નથી! આજે તે રામની અયોધ્યા નથી! આજે તેનું ચિહ્ન પણ કોઇ ઠેકાણે જણાતું નથી!!

અયોધ્યાના વજીર સાદાતાલિએ જોયું કે, ઇસ્ટ ઇંડિયા કંપનીનું ઋણ કોઇપણ પ્રકારે ઓછું થતું નથી પણ દિવસે દિવસે તે વધતું જાય છે,

ત્યારે તેણે કંપનીના ઋણુમાંથી મુક્ત થવાને માટે પોતાના રાજ્યનો અડધો ભાગ ઇસ્ટ ઈંડિયા કંપનીને લખી આપ્યો! તે વખતે ઇસ્ટ ઈંડિયા કંપનીની સાથે નવાબને નવી સંધિ થઈ. આ સંધિમાં દાખલ કરવામાં આવેલી સરતો પ્રમાણે ઇસ્ટ ઈંડિયા કંપની, વઝીર પાસેથી મેળવેલાં અડધા રાજ્યની ઉપજમાંથી લશ્કરી ખરચ નીભાવે અને હવે પછી વઝીર પાસેથી તે કંઈ પણ માંગી શકે નહીં. પોતાનું અડધું રાજ્ય આવી રીતે આપ્યા પછી, અયોધ્યાનો વઝીર ઇસ્ટ ઈંડિયા કંપનીના ઋણુમાંથી હાલ તો મુક્ત થયો!

પરંતુ રાજ્યવિનાશના શોકથી, સાદાતાલિ છેક જ અસ્થિર થઇ પડ્યો, ઇસ્ટ ઈંડિયા કંપનીને અડધું રાજ્ય આપ્યા પછી, ઈ. સ. ૧૮૧૪ માં રાજ્યશોકથી, સાદાતાલિ મરણ પામ્યો અને ત્યારપછી તેનો પુત્ર ગાઝીયુદ્દિન હુયદર અયોધ્યાની ગાદીએ બેઠો.

બાલ્યાવસ્થામાં સુખથી તજાયેલો, યૌવનદશામાં નિરાધાર થયેલો અને દરિદ્રતાના અંકમાં ઉછરેલો નવાબપુત્ર સાદાતાલિ, જ્યારે પ્રૌઢાવસ્થામાં આવ્યો ત્યારે, તેને શૂન્ય રાજ્યકોશ અને ઋણુથી દબાયેલું રાજ્ય મલ્યું! આથી તે છેક જ નિરાશ થયો. પરંતુ લક્ષ્મીના અભાવે તે વિલાસથી વિમુખ અને સમય પ્રમાણે ચાલનારો બન્યો. તેના દરેક કામમાં સૈનિક પુરુષની સહનશીળતા, ઉદારતા અને કાર્યદક્ષતાનું પ્રમાણ વખતો વખત મળતું હતું. તેણે પોતાની દરિદ્રાવસ્થામાં, યોગ્ય કેળવણી પ્રાપ્ત કરી—ધનસંચય કેમ કરવું અને પોતાના સહવાસમાં આવતા માણસો સાથે કેવી રીતે વર્ત્તવું, એ તે સારી રીતે શીખ્યો હતો. તેની આવી રહેણીકહેણીથી જ, તેના મરણ પછી અયોધ્યાનો રાજ્યકોશ પરિપૂર્ણ રહેવા પામ્યો હતો. જે વખતે તેનો પુત્ર ગાઝીયુદ્દિન અયોધ્યાની ગાદીએ બેઠો, તે વખતે રાજકોશમાં ચૌદ લાખ રુપિયા રોકડ હતા. પરંતુ તે રુપિયાથી અયોધ્યાની પ્રજાનું દુઃખ દૂર થઈ શક્યું નહીં! કારણ કે અયોધ્યાનો સુખસૂર્ય, સૂર્યવંશીઓના વિલોપની સાથે સાથે જ અસ્તમિત થયો હતો. પ્રાચીનકાળના કવિઓ કહે છે કે, "અયોધ્યા સ્વર્ગ છે, અયોધ્યા સુખશાંતિની ચિર આવાસભૂમિ છે;" પરંતુ ઓગણીશમી સદીના કવિઓ કહે છે કે—

"અયોધ્યા સ્મશાન બની!
મરુ ભૂમિ સમાન ગણી!!"

કોણ જાણે કેવા અશુભ ચોઘડિયે, અંગ્રેજોની સાથે નેપાળની લડાઇ શરુ થઇ કે ફરી અયોધ્યાનો નવાબ અંગ્રેજોની આંખે ચઢી આવ્યો! ઇસ્ટ ઇંડિયા કંપનીનો ગવરનર જનરલ લોર્ડ મેયો, અયોધ્યા થઇને ઉત્તર

પશ્ચિમાચળે ગયો, ત્યારથી અયોધ્યા ઉપર શનિની દશા બેઠી! અયોધ્યાના નવાબ ગાઝીયુદ્દીન હયદરને, લોર્ડ મેયો એક વખત મળવા આવ્યો, તેમાં જ તેને એવો લપેટી લેવામાં આવ્યો કે, તે પણ જન્મ સુધી ઇંગ્રેજોની કુટીલ રાજનીતિને સંભારતો જ રહ્યો! નવાબ જાતે મુસલમાન, તેમાં મુસલમાનોની ભાષામાં અને વ્યવહારમાં, શિષ્ટાચાર અને સભ્યતાનો ઉપર ઉપરનો ઘણો જ આડંબર હોય છે. વેપારવણજ, આપવું લેવું, દાવાદાવી તથા વ્યાવહારીક કામો અને એને લગતાં વાકયો, એમની ભાષામાં નહીં જેવાં હોય છે! વળી ગાઝીયુદ્દીન હયદર પોતાને 'કુરાની મુલ્લા' કહેવડાવવાને ઘણો આતુર હતો! તે રાતદિવસ કુરાન કીતાબનાં પાનાં ઉથલાવવામાં જ મગ્ન રહેતો હતો! તેને મ્હોંડે સદા સર્વદા કુરાન કીતાબની જ વાતો નીકળતી હતી! જ્યારે લોર્ડ મેયો રાજ્યપરોણા તરીકે અયોધ્યામાં આવ્યો, ત્યારે ગાઝીયુદ્દીને પોતાની સભ્યતા બતાવવા એટલું કહ્યું કે, **"મેરા માલ ઓ જાન આપકા હુવા હૈ."**

લોર્ડ મેયો, ઇસ્ટ ઇંડિયા કંપનીનો કર્ત્તા હર્ત્તા પુરુષ હતો. એટલે ગાઝીયુદ્દીનના ઉપલા સુમધુર શબ્દો, તેના કાનમાં વધારે અમૃત રેડવા લાગ્યા! તેણે તેજ વખતે ઉપલા શબ્દો પોતાની Memorandum Book—નોંધપોથી—માં લખી લીધા! એટલું જ નહીં, પણ અયોધ્યાના નવાબે, ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવર્નર જનરલ લોર્ડ મેયો સન્મુખ ઉપલા શબ્દો ઓચર્યા છે, એના શાક્ષી તરીકે પોલીટીકલ ડીપાર્ટમેન્ટના સેક્રેટરી સુઇન્ટન અને કૌંસીલના મેમ્બર આદમ સાહેબની પણ સહીઓ લીધી!

નેપાળની લડાઇ પૂરી થતાં ન થતાંમાં, ઇસ્ટ ઇંડિયા કંપનીનો ખજાનો ખાલી થઇ ગયો! પૈસાની ખરેખરી તાણ પડવા લાગી! પણ હવે ઉપાય શું? અયોધ્યાના નવાબ પાસેથી હવે પૈસો કઢાવવાનો રસ્તો ન હતો. નવાબનું અડધું રાજ્ય પચાવી પાડતી વખતે, પ્રતિજ્ઞા કરી હતી કે, હવે અમે કંઇ માંગીશું નહીં. પરંતુ કાળી અને ગોરી ચામડી વચ્ચે શું પ્રતિજ્ઞા થઇ શકે છે કે? કાળાં માણસો તો એક જાતનાં જાનવરો છે! તેમની સાથે વળી પ્રતિજ્ઞા શું અને કરાર શું! તેમાં વળી લોર્ડ મેયો મોટો રાજકારસ્થાની પુરુષ!! ગાઝીયુદ્દીન હયદરના પેલા સુમધુર શબ્દો તેણે વિસાર્યા નહતા! "મેરા જાન ઓ માલ આપકા હુવા હૈ!" એ શબ્દો તે જીંદગી પર્યંત ભૂલે એમ નહતું!

ઇસ્ટ ઇંડિયા કંપનીએ, નવાબના "મેરા જાન ઓ માલ આપકા હુવા હૈ!" એ શબ્દોની કીમત એક કરોડ રૂપિયા આંકી. પણ તે લેવાય કેવી રીતે? શું દાન તરીકે નવાબ પાસેથી એક કરોડ રૂપિયા લેવા? ઇસ્ટ

ઈંડિયા કંપનીના કારભારીઓ, ઘણા સુશીલ અને સત્પુરુષો હતા. તેઓ કોઇનું દાનગ્રહણ કરે નહીં, તેમ એવું દાનગ્રહણ કરવાની તેઓ સ્વપ્ને પણ ઇચ્છા ધરાવે નહીં! ઇંગ્લીશ પાર્લામેન્ટ! સ્વાધીનતાની આવાસભૂમિ! પણ લોર્ડ મેયો, હાથ આવેલી બાજીને, આવી અણીની વખતે જતી કરે એવો નહતો! કારણ કે બકરાં મેઢાંની ભૂમોથી, કંપની પોતાનાં માણસોને કહાડી મુકે એમ ન હતું. તેથી ઋણ તરીકે રૂપિયા લેવામાં લોર્ડ મેયોએ કોઇ પણ રીતની હરકત જોઈ નહીં. વળી એ રૂપિયા કંપની ગમે તેટલા વરસે પણ વસુલ કરવા ચુકે તેમ ન હતું! તેથી લોર્ડ મેયોએ ગાજીયુદ્દીન હુયદરની પાસેથી રૂપિયા લેવા હુકમ કર્યો.

ગવર્નર જનરલના સેક્રેટરી રિકેટ સાહેબે, ઈ. સ. ૧૮૧૪ ના ડીસેમ્બર માસની ૧૦ મી તારીખે લખનોરના રેસિડેન્ટ કર્નલ બેલી સાહેબને લખ્યું કે, તમે ઘણી હોંશિયારીથી, એક કરોડ રૂપિયા નવાબ પાસેથી વસુલ લેવા બંદોબસ્ત કર્યો છે. પણ હવે એક કરોડ રૂપિયાથી ચાલે તેમ નથી. નવાબનો ખજાનો હમણાં પરિપૂર્ણ છે. વિગેરે વિગેરે*

ત્યાર પછી ઈ. સ. ૧૮૧૫ ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે, કર્નલ બેલી ઉપર, ફરી હુકમ ગયો કે, એક ઘડીનો પણ વિલંબ નહીં કરતા, નબાબ પાસેથી બીજા એક કરોડ રૂપિયા વસુલ કરવા? †

લખનોરના રેસિડેન્ટ કર્નલ બેલીએ એના ઉત્તરમાં લખ્યું કે, મને એમ યાદ નથી કે, ગાજીયુદ્દીન હુયદરે ગવર્નર જનરલને બે કરોડ રૂપિયા આપવા કબુલ કર્યું હોય. તે મુસલમાન હોવાથી ફક્ત સભ્યતાને ખાતર "મેરા જાન ઓ માલ આપકા હુવા હૈ" એમ બોલી ગયો હતો. આપ લખો છો કે, ગાજીયુદ્દીન હુયદરે, મારી રુબરુમાં ગવર્નર જનરલને એક

---

* On December 10, 1814, Mr. C. M. Ricketts, Secretary to Government, writes to Lieutenant-Colonel Baillie, Resident at Lucknow, praising his "admirable skill in negotiation," and suggesting its employment in extracting the second crore of rupees which "you mentioned, I think," the Nawab would readily advance, "since his treasury was full."—*Dacoitee in Excelsis; Or The Spliation of Oudh, page 64.*

† On January 2nd, 1815, Mr. Ricketts again writes to Colonel Baillie—"Lose no time in commencing this negotiations with the Nawab for a further supply of cash." *I—bid.*

કરોડ રૂપિયા આપવા કબુલ કર્યું છે; પરંતુ તેના પત્રો ઉપરથી તેણે એમ કબુલ કર્યું હોય, એમ દેખાતું નથી. તે લખે છે કે, હું ઋણ તરીકે એક કરોડ રૂપિયા આપી શકીશ. એથી વધારે મારાથી કોઈ પણ રીતે અપાશે નહીં.*

તા. ૧૫ મી ફેબ્રુઆરીએ રિકેટ સાહેબે, ફરી કર્નલ બેલીપર લખ્યું, "બે કરોડ રૂપિયા લીધા વિના, કોઈ પણ રીતે ચાલ એમ નથી."†

એના જવાબમાં, કર્નલ બેલીએ લખ્યું: "નવાબ કોઈ પણ રીતે બે કરોડ રૂપિયા આપે તેમ નથી. ઘણી સમજુતી પછી તે પચાશ લાખ રૂપિયા આપવા કબુલ કરે છે."

---

* Colonel Baillie in reply writes—"I have no recollection of the circumstance of His Excellency's former offer of a second crore of rupees. It was certainly not made to me, nor to His Lordship distinctly in my presence. The Nawab made a general observation, in the true oriental style, that his Jan Mal ( Life and property ) were at His Lordship's command, and an expression to the same effect was contained in one of the papers of requests which he recalled. You told me, I also remember, and so did Swinton and Adam, that at a conference from which I was absent, His Excellency had offered the first crore as a gift instead of a loan, and as much more as might be wanted; but His Excellency's written offer to me of a crore was expressed in by no means so liberal terms, and as the paper is still by me, I insert a translation of it here:—"You mentioned yesterday the necessity of a supply of cash for the extraordinary charges of the Company. As far as a crore of rupees I shall certainly furnish by way of loan, but beyond that sum is impossible, and a voucher for this sum must be given."—*Dacoitee in Excelsis; Or The Spoliation of Oudh, pages 64–65.*

† On the 18th February, however, Mr. Ricketts is still pressing Colonel Baillie,—"as without another crore Government may experience the most serious embarassment."—*Dacoitee in Excelsis;' Or The Spoliation of Oudh, page 65.*

પરંતુ ગવર્નર જનરલ લોર્ડ મેયોએ, અયોધ્યાના નવાબને કોઈ પણ રીતે છોડ્યો નહીં! છલ, બળ અને છેવટે કળથી તેણે નવાબ પાસેથી બે કરોડ રૂપિયા કઢાવ્યા!

નેપાળની લડાઈ પૂરી થયા પછી લોર્ડ મેયો ઇંગ્લંડ ગયો અને તેની જગ્યાએ લોર્ડ આમહર્ષ્ટ આવ્યો. તેના આવ્યા પછી થોડા વખતમાં બ્રહ્મદેશના રાજા સાથે લડાઈ શરુ થઈ. ઇસ્ટ ઇંડિયા કંપનીને પાછી પૈસાની તાણ પડી! પૈસાવિના લશ્કરનો ખરચ નીભે તેમ ન હતું. આ વખતે લોર્ડ આમહર્ષ્ટે કેવી રીતે પૈસાની ભીડ ભાંગી, તેનું વિવેચન લંબાણથી કરવાની આ ઠેકાણે જરૂર નથી. અમારા વાંચકોમાંથી જેણે હિંદુસ્થાનનો ઇતિહાસ વાંચ્યો હશે, તેમને એ બીનાની સારી પેઠે ખબર હશે. બ્રહ્મ-દેશની લડાઈ પૂરી થયા પછી, પોતાની અતિશય મિત્રતા દર્શાવવાને માટે, લોર્ડ આમહર્ષ્ટે ગાજીયુદ્દીન હુયદરને લખ્યું:—

"બ્રહ્મદેશની લડાઇમાં ઘણો ખરચ થયો છે. આવી અણીની વખતે "આપ એક કરોડ રુપિયા આપવા કબુલ થયાં, તેથી આપે અસાધારણ "મિત્રતાનો પરિચય આપ્યો છે. તેને માટે હું રેસિડેન્ટ રિકટ સાહેબની "મારફતે આપને ધન્યવાદ દઉં છું.

"આપનો એક કરોડ રુપિયા આપવાનો ઠરાવ, અમને ઘણો ઉપકાર-"કર્તા થઈ પડ્યો છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના જે જે રાજા મહારાજાઓ "મિત્ર તરીકે ગણાય છે, તેમાં આપ, આપની અકપટ મિત્રતાનો પરિચય "આપી, સર્વ કરતાં શ્રેષ્ઠત્વ મેળવવા પામ્યા છો.

"આપની અને અમારી વચ્ચે, અરસપરસની મિત્રતાનો હમેશનો "પ્રફુલ્લિત અને સદાનો પ્રસ્ફુટિત બાગ, આ વખતે ઉત્તમ ફળફુલોથી "લચીને શોભાયમાન થયેલો છે. આપની આ અપરિમિત મિત્રતાનો લાભ "અને તેનાં ફળો, આ દેશમાં અથવા ઇંગ્લંડમાં, દરેક અંગ્રેજોના મનમાં "સદાને માટે યાદગાર રહેશે. આપના જેવો મિત્રભાવ કદી પણ અંગ્રેજો "ભૂલી શકશે નહીં.

"આપના મુખ્ય પ્રધાન અને સેનાપતિ, રણસંગ્રામમાં સિંહ જેવા છે. "રાજ્યના સરદારો પણ તેવા જ સ્તંભ સ્વરૂપ છે. પૃથ્વીનો રાજા—અયો-"ધ્યાનો બાદશાહ—ગાજીયુદ્દીન હુયદરનો, સદાનો વિશ્વાસુ સેવક, નવાબ મહમદ "મુકતાર—ઉલ મુલ્ક—પોતાના વ્યવહાર અને આચરણથી મને સદાનો "મોહિત કર્યો છે," વિગેરે વિગેરે.

---

# પ્રથમ અધ્યાય.



## મહાત્મા નિકેતન.

હોરેશીઓ ! તારા વેદાન્તનાં સ્વપ્નામાં જે દેખાયું હોય, તેના કરતાં વધુ વસ્તુઓ સ્વર્ગમાં અને ભૂતલપર છે.* — હેમલેટ.



**ભા**રતવર્ષ આજકાલ પ્રાશ્ચાત્ય વિજ્ઞાનથી આલોકિત થઇ રહ્યું છે ! જનસાધારણના કુસંસ્કાર, અજ્ઞાનતા અને અમુલક–ધર્મ વિશ્વાસ, દિવસે દિવસે લોપ થતો જાય છે ! યુક્તિ અને પ્રત્યક્ષ પ્રમાણ વિના, કોઇ પણ પ્રચલિત મત અથવા ધર્મ ગ્રહણ કરતું નથી ! અભ્રાન્ત–ગુરુ અને અભ્રાન્ત–શાસ્ત્ર, આ દેશમાંથી અન્તર્હિત થઇ ગયું છે ! જુદા જુદા ધર્મ-પાલનની સ્વાધીનતા, જુદા જુદા સ્વાધીન મતોનો અધિકાર, ધીરે ધીરે સર્વત્ર પ્રસરી રહ્યો છે ! પરંતુ આવી, વિજ્ઞાન ચર્ચામાં, આવી સ્વમ-તની સ્વાધીનતામાં, કોણ વિશ્વાસ કરી શકશે, કે મનુષ્યના અગમ્ય, ચિર તુષારાવૃત, હિમાલય પર્વતનાં સ્થાને સ્થાને, અનાસક્ત જીવન્મુક્ત મહાત્મા, સિદ્ધ પુરુષ અને યોગીગણ વાસ કરે છે ? પરંતુ આ વિશાળ વિશ્વસંસારમાં, કોટી કોટી અલૌકિક ઘટના અલૌકિક દૃશ્ય અમારા દ્રષ્ટિ-પથમાં પડી, સદા સર્વદા અમારી ચિંતા અને બુદ્ધિના ગર્વને, ખર્વ કરી નાંખે છે ! આ સંસારમાં અમારો જન્મ અંધાવસ્થામાં થયો છે અને મૃત્યુ પણ અમારું અંધાવસ્થામાં જ થવાનું છે ! ચિરાંધ થઇને અમે સંસારમાં વિચરીયે છીયે ! તેથી જનપ્રવાદ વિના કોઇ અલૌકિક ઘટના, આ નવલ કથામાં ઉલ્લિખિત થાય તો, તેને વાંચકો કલ્પના જેવી ગણશો મા ! કારણ કે સઘળી જાતના પ્રવાદમાં, સત્યતાનું સ્હેજ પણ રજકણ રહી શકે છે !

આ ચિર તુષારાવૃત હિમાલય પર્વતના સ્થાને સ્થાને પ્રકૃતિએ નિર્માણ કરેલા સુરમ્ય મહાત્મા–નિકેતન વિરાજિત થયેલા છે. આ સર્વ પવિત્ર આવાસોમાં મહાત્માગણો નિમિલિત નેત્રે સદા સર્વદા તે પરમ મંગળમય પરમેશ્વરની પ્રાર્થનામાં નિમગ્ન થયેલા હોય છે. તે મહાત્માઓમાં કોઇ કોઇ યોગબલે, જડ દેહ ત્યાગીને, સુક્ષ્મ શરીર ધારણ કરી, સંસારમાં સર્વત્ર વિચરતા રહે છે. જગતમાં શાંતિ સ્થાપન કરવી, જગતનું દુઃખ

*There are more things in heaven and earth, Horatio ! than are dreamt in your philosophy. — *Hamlet.*

નિવારણ કરવું, જગતમાં ધર્મોન્નતિ કરવી, એ જ કેવલ તેમની તપશ્ચર્યા અને કર્મ છે. પરંતુ જડ જગતમાં તેઓ કોઇ પણ કાર્ય કરી શકતા નથી. ક્ષુધાતુરને અન્નદાન કરવા, તૃષાતુરને વારીપ્રદાન કરવા અથવા દરિદ્રને ધન અર્પણ કરવા તેઓ તત્પર હોતા નથી. આ મહાત્માગણો અધ્યાત્મિક જગતમાં કાર્ય કરી, સંસારનાં દુઃખ, શોક અને દરિદ્રતાનાં મૂળ છેદન કરવાના ઉપાય રચે છે. કોઇ પણ પ્રકારની વાસના અને કામનાથી વર્જિત થઇને, સદા સર્વદા તેઓ પરહિતમાં તત્પર રહે છે. તેઓ કોઇ પણ જાતિના, કોઇ પણ ધર્મના અને કોઇ પણ શાસ્ત્રના પક્ષપાતી હોતા નથી. પૃથ્વીપરની સઘળી જાતિ, સઘળા દેશ અને સઘળા ધર્મશાસ્ત્રોનું તેઓ સમભાવે નિરિક્ષણ કરે છે. તેઓની ભાષા અને વાકયાલાપ, જનસાધારણની ભાષા અને વાકયાલાપથી સંપૂર્ણ સ્વતંત્ર હોય છે; એટલે તેમની કથા વાર્તા, સંસારી મનુષ્યોથી સ્હેજે સમજી શકાય તેવી નથી.

ઇ. સ. ૧૮૩૧ માં અયોધ્યાના બીજા નવાબ નસિરૂદ્દીન હુયદરના રાજ્ય અમલમાં, એક દિવસે હિમાચલના એક મહાત્મા નિકેતનના આશ્રમમાં બે મહાપુરુષો પરસ્પર વાતચિત કરતા બેઠા છે. તેમની વાતચિત ઉપરથી તેઓ ગુરુ શિષ્ય હોય એમ જણાય છે.

શિષ્યે પોતાનું શરીર કામલથી ઢાંકયું છે. તેથી તેની શારીરિક અવસ્થા જોતાં સ્પષ્ટ જણાય છે કે, તેણે અદ્યાપિ પર્યંત દિવ્ય શરીર પ્રાપ્ત કર્યું નથી. પરંતુ ગુરુનું શરીર ટાઢ કે તાપના સંકટો સામું રક્ષણ કરવા શકિત ધરાવે છે. શિષ્ય હજુ સુધી ચર્મચક્ષુએ જુવે છે, પરંતુ ગુરૂની વાતચીત ઉપરથી જણાય છે કે, તેમણે સંપૂર્ણ અન્તર્દષ્ટિ પ્રાપ્ત કરી છે. તેઓ માણસનું મુખ જોતાં જ, તેનો મનોભાવ સમજી જાય છે. આજ શિષ્યના મુખપર શોકછાયા પ્રસરેલી જોઇને ગુરુ બોલ્યા—"વત્સ ! હ્રદયનું દુઃખ દૂર કર. સુખ દુઃખ એ બન્ને માનવ મનના વિકાર છે ! સુખ દુઃખ જ માનવની અધોગતિનું કારણ છે. ટાઢ જેવી રીતે માણસના શરીરપર પોતાનું બળ અજમાવી, શરીરમાં વિવિધ રોગો ઉત્પન્ન કરે છે, તેવી રીતે સુખ–દુઃખ એ પણ માનસિક રોગનાં મૂળ કારણો છે !"

શિષ્યે કહ્યું—"પ્રભો ! મનનું દુઃખ કોટી ઉપાયે પણ મારાથી દૂર કરી શકાતું નથી !"

ગુરુઃ—"ત્યારે તું સ્વદેશ જા. આ કઠિન યોગનો પથ તું ધારણ કરી શકીશ નહી." ગુરુની વાત સાંભળી શિષ્ય મૌન્ય રહ્યો. તેનાં નેત્રમાંથી અશ્રુજળ વ્હેવા લાગ્યાં !

એ જોઇ ગુરુ ફરી બોલ્યા; "તું હવે સ્વદેશ જા. તારા હૃદયનો મોહાંધકાર હજુ સુધી દૂર થયો નથી."

ગુરુનું છેલ્લું વાક્ય સાંભળી, શિષ્ય તે જ વખતે ગુરુચરણુમાં પડી બોલ્યો; "મ્હારું સ્વદેશ ક્યાં છે? સ્મશાન જ મ્હારું સ્વદેશ—ગંગાનો કિનારો એ જ મ્હારો માતૃક્રોડ છે!! તમે કેમ મને માતૃક્રોડથી દૂર કરો છો?" ગુરુ મંદહાસ્યે બોલ્યા; "તને પાપથી મુક્ત કરવાને માટે!" શિષ્યે કહ્યું; "ત્યારે હવે મ્હારી પ્રાર્થના પૂર્ણ કરો." ગુરુ બોલ્યા; "મ્હારામાં તે શક્તિ નથી." શિષ્યે કહ્યું; "તમે ઇચ્છો તો શક્તિ ક્યાં સમીપ નથી?" ગુરુ બોલ્યા "તું અજ્ઞાન છે! યોગલબ્ધ શક્તિ, શું કોઇને કાંઇ આપી શકે છે? યોગબલે એ શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ." શિષ્યે કહ્યું; "એ કેટલાં વરસે પ્રાપ્ત થાય?" ગુરુએ કહ્યું; "તે તો ત્હારી માનસિક અવસ્થા ઉપર આધાર રાખે છે. ત્હારાથી નહીં બને તો તું તે પચાશ વરસે પણ પ્રાપ્ત કરી શકે નહીં." શિષ્યે કહ્યું; "ત્યારે મ્હારી વાસના પૂર્ણ કરો!" ગુરુએ કહ્યું; "વાસના અને કામનો ત્યાગ કર્યા વિના, શું કદી કોઇ યોગી થઇ શકે છે?" શિષ્યે કહ્યું; "આત્મસુખ વાસના તો મેં લાંબા કાળથી તજી દીધી છે. આતો જગતની મંગળકામના છે!" ગુરુ બોલ્યા; "સર્વ પ્રકારની વાસનાનો પરિત્યાગ કરવો જોઇએ!" શિષ્યે કહ્યું; "શું જગતની મંગળકામનાનો પણ પરિત્યાગ કરવો જોઇએ? તમે તો સર્વદા જગતની મંગળકામના કરો છો!" ગુરુએ કહ્યું; "પરમેશ્વરની મંગળ-ઇચ્છા પૂર્ણ થાઓ—એ જ મ્હારી કામના છે!" શિષ્યે કહ્યું; "આ ભિષણ અત્યાચાર દૂર કરવાની, શું પરમેશ્વરની ઇચ્છા નથી?" ગુરુએ કહ્યું; "તેની ઇચ્છા હશે, તો ઘડીમાં દૂર થશે!" શિષ્ય બોલ્યો; "ત્યારે આ ઘોર અત્યાચાર, શું તેની ઇચ્છાથી થાય છે?"

ગુરુએ પ્રતિધ્વનિ કર્યો; "જગતના સર્વ નિગૂઢ તત્વોનું તને સંપૂર્ણ જ્ઞાન નથી, તેથી તું એમાં સમજી શકીશ નહીં! અત્યાચાર, વિપદ, દુઃખ અને શોક એ સઘળાં મનુષ્યોનાં કર્મફળ છે?"

શિષ્ય ક્ષણવાર મૌન્ય રહી ફરી બોલ્યો; "ત્યારે હવે મ્હારે શું કરવું તે કહો." ગુરુ બોલ્યા; "વિલંબ કર્યા વિના ત્હારે અયોધ્યા જવું."

શિષ્ય સંતાપ કરી બોલ્યો—"અયોધ્યા જઇને હું શું કરું? અયોધ્યામાં થતો અત્યાચાર ફરી જોવાની મને ઇચ્છા થતી નથી!!" ગુરુએ કહ્યું; "એ અત્યાચાર સદાકાળ સ્થાયી રહેવાનો નથી." શિષ્ય બોલ્યા; "ત્યારે એ અત્યાચાર ક્યારે દૂર થશે!" ગુરુએ કહ્યું; "મનુષ્યની નૈતિક અને અધ્યાત્મિક ઉન્નતિની સાથે સાથે, એ દેશવ્યાપી અત્યાચાર અને

અરાજકતા પણ ધીરે ધીરે દૂર થશે!" શિષ્ય બોલ્યો; "એ અત્યાચારનું નિવારણ કરવા, શું બીજા કોઇ ઉપાયો કામે લાગે એમ નથી?" ગુરુએ કહ્યું; "ના, એ અત્યાચાર, કદી પણ નિવારણ થશે નહીં. કર્મફલ ભોગવ્યા વિના કોઇનો પણ છૂટકો નથી!" શિષ્ય બોલ્યો; "ત્યારે એ પાપ–રાજ્યનો પરિત્યાગ કરાય, તો જ સઘળાં દુઃખ દૂર થાય!" ગુરુએ ઉત્તર દીધું; "સંસારના દુઃખ શોકે જ, તને હિતાહિત જ્ઞાનશૂન્ય કરી નાંખ્યો છે. તું કર્તવ્યપથનું અનુસરણ કર!"

શિષ્યે કહ્યું; "નરક સમાન નવાબના મ્હેલમાંથી, હું માનકુમારીનું રક્ષણ કરી શકીશ નહીં તો, હું જરૂર પ્રાણત્યાગ કરીશ!" ગુરુએ કહ્યું; "હું વિના વિલંબે એના રક્ષણનો ઉપાય શોધી કહાડીશ."

શિષ્ય–"કયો ઉપાય શોધી કહાડશો?"

ગુરુ–"તેને માટે તું ચિંતા નહીં કર. માનકુમારી સિંહની ગુફામાંથી તથા વ્યાઘ્રના મુખમાંથી બચીને ઘેર આવશે!"

શિષ્ય–"એ શું બની શકે એમ છે? ઇન્દ્રિયાસક્ત નસિરૂદ્દીન હુયદરના મ્હેલમાં રહી, તે શું પોતાનું શિયળરક્ષણ કરી શકશે?!"

ગુરુ–"હા, જેવી રીતે રાવણના આવાસમાં સીતાએ પોતાનો ધર્મ જાળવ્યો હતો, તેવી રીતે માનકુમારી પણ જાળવશે!"

શિષ્ય–"આપનાં સર્વ વાક્યો મને આશ્ચર્યચકિત કરે છે. તે કોમળ બાળામાં આત્મરક્ષણ કરવાની સ્હેજ પણ શક્તિ નથી!"

ગુરુ–"વિપદ્–એ સર્વોત્કૃષ્ટ ગુરુ છે. વિપદ્ તે બાળાને બળવાન્ કરશે–નિર્બળને સબળ કરશે. હું નિશ્ચયપણે કહું છું કે, એ બાળાના યત્નથી જ દર્શનસિંહનો પરિવારસહ નાશ થશે અને અન્તે નસિરૂદ્દીનના પ્રાણ જશે!!"

શિષ્ય–"શું રાજા દર્શનસિંહનો, પરિવારસહ નાશ થશે? હું તેના નિરપરાધી પરિવારનો નાશ થાય, એમ ઇચ્છતો નથી. પરંતુ દર્શનસિંહના વિનાશને માટે, હમેશા પ્રાર્થના કરું છું. તે ચાંડાળે જ માનકુમારીનું સર્વ નાશ કર્યું છે! અસંખ્ય અબળાઓનાં સતિત્વ એ નરાધમને હાથે જ નાશ પામ્યાં છે!"

ગુરુ–"તું પ્રયત્ન કરીશ તો, દર્શનસિંહના સ્ત્રીપુત્રને મૃત્યુના મુખમાંથી બચાવી શકીશ."

શિષ્ય–"હું કેવી રીતે બચાવી શકીશ?"

ગુરુ–"તે તું સમય આવ્યે સઘળું જાણીશ. માટે હવે તું અયોધ્યા જા અને ગઇ કાલે, મ્હેં જે પ્રમાણે તને કહ્યું છે તે પ્રમાણે કામ કર." કૃતજ્ઞ ચિત્તે ગુરુ ચરણમાં પ્રણામ કરી, સજળ નેત્રે શિષ્ય ત્યાંથી વિદાય થયો!

---

# દ્વિતીય અધ્યાય.

## જનાપવાદ.

તેનો આ મોટામાં મોટો મિત્ર આગલો રેસીડન્ટ હતો, કે જેની સાથે બાદશાહને ઘણો જ ગાઢો સંબંધ હતો; આપણે તેને મી. સ્મીથના નામે ઓળખવા દો; એ બીજા કોઇ પણ નામ પ્રમાણે ચાલશે. મી. સ્મીથની સ્ત્રી ઘણું આકર્ષણ કરે તેવી હતી; અને જનાપવાદ એવો હતો કે, બાદશાહને મી. સ્મીથના કરતાં માસીસ સ્મીથ વધારે વ્હાલી હતી.* **ડબલ્યુ–નાઇટન.**

ઇ. સ. ૧૮૨૭ માં **અયોધ્યાનો** પહેલો બાદશાહ, **ગાજીયુદ્દીન હુયદર** મરણ પામવા પછી, તેનો પુત્ર **નસિરૂદ્દીન હુયદર** અયોધ્યાની ગાદીએ બેઠો. **ગાજીયુદ્દીનના** મરણ પહેલાં, **અયોધ્યાનો** ખજાનો તદ્દન ખાલી થઇ ગયો હતો. પિતાની સંગ્રહ કરેલી વિપુલ સંપત્તિ, ઇસ્ટ ઇંડિયા કંપનીને આપી દઇ, **ગાજીયુદ્દીન** નામનો બાદશાહ બની રહ્યો હતો. **ગાજીયુદ્દીનના** રાજ્ય અમલ પહેલાં, **અયોધ્યાના** નવાબો, 'વજીર'ને નામે ઓળખાતા હતા. પરંતુ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ, **ગાજીયુદ્દીન** પાસેથી ઘણું દ્રવ્ય કહડાવ્યું હતું, તેથી **ગાજીયુદ્દીનનો** તેમનાપર મોટો ઉપકાર હતો. એ ઉપકારના બદલામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ **ગાજીયુદ્દીનને** લખ્યું કે, તમારી 'વજીર'ની પદવી, **દીલ્લીના** બાદશાહની અધીનતા જણાવે છે. માટે તમે 'બાદશાહ'ની ઉપાધિ ધારણ કરો. એમ કરવાથી ફરી તમારે **દીલ્લીના** બાદશાની અધીનતા સ્વીકારવી પડશે નહીં. **ગાજીયુદ્દીને** ઇસ્ટ ઇન્ડિયા કંપનીના મતને મળતા થઇ 'બાદશાહ'ની પદવી ધારણ કરી લીધી! પરંતુ આ નવી ઉપાધિ; ઉપાધિરૂપ થઇ પડી. તે તેનાથી લાંબો કાળ ધારણ કરી શકાઇ નહીં! રાજ્યવિનાશના શોકથી જેમ **સાદાતાલિનું** મરણ નીપજ્યું, તેમ પિતૃ સંચિત દ્રવ્યશોકથી **ગાજીયુદ્દીન** પણ અકાળે કાળગ્રસ્ત થયો!!

**સાદાતાલિ** અતિશય પ્રખર, કાર્યદક્ષ અને મિતાહારી હતો. **ગાજીયુદ્દીન** કાર્યદક્ષ ન હોવાથી પણ વિલાસપ્રિય ન હતો. પરંતુ હાલના **અયોધ્યાપતિ**, **નસિરુદ્દીન હુયદરની** રહેણી કહેણી તો તેના બાપ અને દાદાની રહેણી

---

*This "great of his friends" was a former resident with whom the King had been on very intimate terms; let us call him Mr. smith, that name will do as well as any other. Mr. smith had a very captivating wife; and scandal did say that the King was fonder of Mrs. smith than of her husband. *W. Kinghton.*

કહેણીથી સંપૂર્ણ વિપરીત હતી. નસિરૂદ્દિનને તેની બાલ્યાવસ્થાથી જ કામાંધપણાનો કીડો હતો. વિવિધ દુરાચારોથી, નવાબના જનાનામાં જેણે પોતાની બાલ્યાવસ્થા, લજ્જા ભયથી વિમુખ બનેલા સુરાસક્ત ફીરંગી અને અંગ્રેજોના સહવાસમાં ગાળી હતી, તે પોતાની યુવાવસ્થામાં કેવા પ્રકારનું વર્ત્તન રાખતો હશે, તે વાચકો સહેલાઇથી સમજી શકે એમ છે. જો એના વર્તનનું સંપૂર્ણ વિવરણ કરવામાં આવે તો, આ પુસ્તક અશ્લીલતાથી પરિપૂર્ણ બની રહે અને તેની યોગ્યતા હાથમાં પકડવા જેટલીએ રહે નહીં!

નસિરૂદ્દીન ફીરંગી અને ઇંગ્રેજોનો સહવાસ પ્રીય તથા દુરાચરણી જોઇને તેના બાપ ગાજીયુદ્દીને, તેને અયોધ્યાની ગાદીથી દૂર રાખવાને પ્રથમ ઘણી મહેનત કરી હતી. એક વખત તો નસિરૂદ્દીનનો પ્રાણ સુદ્ધાં લેવા તૈયાર થયો હતો! પરંતુ ગાજીયુદ્દીનની વડી બેગમના યત્નથી જ, નસિરૂદ્દીનના પ્રાણ બચવા પામ્યા હતા! જો ગાજીયુદ્દીનને હાથે નસિરૂદ્દીનનું તે વખતે મરણ નીપજ્યું હોત તો, અયોધ્યાની આવી દુઃખી સ્થિતિ થવા પામત નહીં! પરંતુ માણસનું ધાર્યું કંઇ થતું નથી. પરમેશ્વરે એક વખતે સ્વર્ણપૂરી સમાન ગણાયેલી અયોધ્યાને, સ્મશાન જેવી કરવા ધારી હશે, ત્યારે જ ન્યાયી પિતાને હાથે, નસિરૂદ્દીન જેવા કુપાત્ર પુત્રનું મરણ નીપજ્યું નહીં!

નસિરૂદ્દીન ગાદીએ બેઠા પછી, થોડા જ વખતમાં ખજાનામાંથી બે કરોડ રૂપિયા ખર્ચાઇ ગયા! એથી અયોધ્યાનો ખજાનો પાછો ખાલી ખંગ થઇ ગયો! ગાદીએ બેઠા પછી થોડા જ વખતમાં બે કરોડ રૂપિયા કેવી રીતે ખર્ચાંઇ ગયા, તે કોઇ પણ જાણવા પામ્યું નથી! લખનોરની પ્રજા એને માટે એવું અનુમાન કરતી હતી કે, નસિરૂદ્દીને, તે વખતના લખનોરના રેસિડેન્ટની મડમને આ બે કરોડ રૂપિયા ખવડાવી દીધા છે! નવાબ જેવાનાં ગુપ્ત કાર્યો, તેના સહવાસમાં આવતા માણસોથી પણ કળી શકાતાં નથી, ત્યારે અયોધ્યાની પ્રજાએ, નસિરૂદ્દીનનું આ ગુપ્ત કાર્ય કેવી રીતે જાણ્યું હશે, એ આશ્ચર્ય જેવું છે!

આ દેશની સ્ત્રીઓ પડદાનસીન હોય છે. આ દેશના લોકોના આચાર, વિચાર અને વ્યવહાર, અંગ્રેજોના આચાર, વિચાર અને વ્યવહારથી તદ્દન જુદા છે. અંગ્રેજ સ્ત્રીઓ પરપુરુષની સાથે, એકાંતમાં રહી આહાર વિહાર કરે છે, એકાંતમાં રહી ઇચ્છાનુસાર વર્ત્તે છે. તેથી અંગ્રેજો પોતાના આવા આચાર વિચારને અન્યાયરૂપ ગણતા નથી. પરંતુ આ દેશના લોકો, કોઇ સ્ત્રીને પરપુરુષ સાથે વાત કરતી જુવે તો, તે જ વખતે તેનાપર અનેક પ્રકારના અપવાદો મુકી તેની નિંદા અને તિરસ્કાર કરે છે. દેશના

આચાર વિચાર પ્રમાણે લોકોના સ્વભાવ ચરિત્ર બંધાય છે, તેથી આવા સંબંધમાં અમે કોઇનો પણ દોષ કહાડી શકતા નથી!

રેસિડેન્ટ સાહેબની સ્ત્રી, અત્યંત પ્રવીણ, બુદ્ધિમતી અને રૂપવતી હતી. બીજી અંગ્રેજ મહિલાની પેઠે, તે આ દેશના લોકોને ધિક્કારની નજરે જોતી ન હતી. તથાપિ તે નવાબના રાજ્યાધિકારીઓ પ્રતિ, વિશેષ શ્રદ્ધા અને સ્નેહ દેખાડતી હતી. મુદ્દાની વાત એ છે કે, તે મળતાવડી હોવાથી લોકોની સાથે છુટથી વાતચિત કરતી હતી. તેનું અસાધારણ રૂપલાવણ્ય અને તેના સ્વભાવની આવી ઉદારતા જોઈ, નસિરૂદ્દીન તેને ઘણો ચહાતો હતો; અને તે પણ કોઈ કોઈ વખત નસિરૂદ્દીનને મળવા આવતી હતી.

આ સદાચરણી અંગ્રેજ મહિલાને, કદી કદી નવાબની સાથે મળતી હળતી જોઇને, લખનોરના હિંદુ કે મુસમાન સઘળા તેની નિંદા કરતા હતા. ઇંગ્લંડના પ્રચલિત નિયમ પ્રમાણે, પ્રેમ અથવા મિત્રતા પ્રદર્શિત કરવાને માટે, પુરુષ સ્ત્રીનું મુખચુંબન કરે છે અને પુરુષ પણ પોતાના મુખચુંબનનો અધિકાર સ્ત્રીને આપે છે, એમ નિશ્ચયપણે અમે કહી શકતા નથી, પરંતુ તેમ થઇ શકે ખરું. રેસિડેન્ટ સાહેબની સ્ત્રીએ, ઉદારતા દેખાડીને નસિરૂદ્દીનનું મુખચુંબન કર્યું હશે; અથવા નસિરૂદ્દીને પોતાના મુખચુંબનનો અધિકાર તેને આપ્યો હશે. લખનોરના ઘણા ખરા હિંદુ મુસલમાનો "અહમક" જેવા છે! તે હતબુદ્ધિ "અહમકો"ના મનમાં એમ હશે કે, મુખચુંબન થયું, એટલે અડધા "નિકા" થઇ ગયા!! તે બિચારાઓ શું જાણે કે, અગ્રેજોના આચારવિચાર પ્રમાણે મુખચુંબનમાં ઝાઝો દોષ નથી! આવી અણસમજથી જ લખનોરમાં, એવી ગામગપ ચાલતી હતી કે, નસિરૂદ્દીન હુયદરે રેસિડેન્ટ સાહેબને બે કરોડ રૂપિયા આપ્યા છે. તેથી રેસિડેન્ટ સાહેબ પોતાની સ્ત્રી વેચીને વિલાયત જશે અને ત્યાંથી બીજી સ્ત્રી લઇ આવશે. અયોધ્યાના હિંદુ અને મુસલમાનોની જેવી બુદ્ધિ તેવા તેમના વિચાર! પણ આ અફવા ઉડાવવામાં ખુદ નવાબના નોકરોએ જ આગેવાની લીધી હતી!!

લગભગ એક મહિના સુધી, અહમક ઉલ્લા, બખ્સુ, રહિમ, અજમાલી, નિયામતખાં અને નવાબનો ખાનસામો રોશનઅલી, બજાર હાટમાં પોતાના ઓળખીતા પાળખીતા જે મળે તેને ઉભા રાખીને, છાનામાના આ સઘળી વાતો કહેતા હતા! અને વળી વાત કહીને તેને છાની રાખવાને સુચવતા હતા; "દેખો મીરજાં, યહ બાત કોઇકું કહેના મત!" ધીરે ધીરે આ ગામગપ સર્વત્ર પ્રસરી ગઈ! તે એટલે સુધી કે, અયોધ્યાના બાદશાહનો નાયબ દીવાન રાજા મયારામસિંહ, કોઈ કોઈ વખતે રાજા વક્તારસિંહની સાથે આ વાતનો પ્રસંગ કહાડી હસતો હતો

લખનોરનો મુખ્ય મોલવી મીર કેરામત અલિખાં, મોલવી હુશેનઅલીની સાથે અયોધ્યાના બાદશાહના આ ચર્ચાઇ રહેલા 'નિકા' સંબંધી, પોતાના મકાનમાં કુરાનનું મતામત તપાસતાં, એક દીવસ બેઠો હતો. કુરાનની શાહદતો કહાડી મીર કેરામત અલીખાં બોલ્યા-"નિકા થતા પહેલાં મેમે કલમો પઢવો જોઇએ-મુસલમાન ધર્મ અખત્યાર કરવો જોઇએ. તેમ નહીં થાય તો કાફરની સાથે, મુસલમાનના નિકા થઇ શકે નહીં." હુશનઅલી પોતાનું ઉમેરતાં બોલ્યો; "કલમો પઢતાની સાથે પરદાનશીન થવું જોઇએ. પણ વિલાતી મેમ કદી પરદાનશીન થશે કે?"

તેની આ વાત સાંભળી, કેરામત અલિખાં, હી હી કરી હશી પડયો અને બોલ્યો; "શોબાન અલ્લા! વલી બેગમ થઇને તે બેપરદા રહેશે!!"

જગતમાં પારકી પીડાએ મરનારા કાંઈ થોડા નથી! 'રજનું ગજ' કરી, 'મૂળમાં માટી નહીં ને સાસરે સંદેશો' જેવા આ મોલવી સાહેબોના વિચારો હતા! પણ અયોધ્યાનો બાદશાહ, જ્યાં ગામ ઉલટયું ત્યાં કયાં કાન ધરીને, બોલનારાઓના મ્હોંડા બંધ કરવા જાય?!

એક દિવસે નવાબનો મુખ્ય ખાનસામો રોશનઅલિ, લખનોરના બજારમાં યારમહમદખાંની દુકાને બેશી હુક્કો પીતો હતો. એવામાં આજુબાજુની દુકાનોપરથી એકદમ પાંચ પચ્ચીશ માણુસો આવીને તેને વીંટલાઇ વળ્યા! એક જણાએ પૂછયું; "મીરજાં! મેમ સાહેબની સાથે નવાબ સાહેબના કયારે નિકા થશે?" બીજો માણુસ બોલી ઉઠયો; "એમાં વલી મીરજાંને શું પૂછે છે, આજ મહિનામાં થશે!" રોશનઅલિ આનો ખુલાશો કરે તે પહેલાં તો લોકોના ટોળામાંથી મૌલાબક્ષ બોલી ઉઠયો; "હા, હા, આજ મહિનામાં થશે. દશ કરોડ રૂપિયાની જાગીર આપ્યા વિના, મેમ નવાબની સાથે નિકા કરવાની નથી! એ તે કંઈ બીજી ત્રીજી ઓરત જોઇ! વિલાતી મેમ-કંઇ નાની શુની વાત છે?"

છેવટે રોશનઅલિ પોતાના અધિકારની મર્યાદા બતાવતો બોલ્યો; "મીરજાં ચુપ રહો. એ સબ બડે ઘરકી બાતા હય. તુમારે ઇસકે સાથ કયા નિસબત હય?"

રોશનઅલિનો આવો દમામ જોઇ, ઉભેલા લોકોમાંથી વૃદ્ધ હુસેનખાં બોલ્યો; "મીરજાં! હું લખનોરમાં નવાબ આફેસઉદ્દોલાના વખતથી દુકાન માંડુ છું; અને એજ ધંધામાં મારી દહાડી સફેદ થઇ ગઇ છે. એ અરસામાં મેં ઘણું જોયું છે ને ઘણું સાંભળ્યું છે. પણ શોબાનઅલ્લા! આ બંદાએ તેમાંનો એક હરફ પણ કોઇની આગળ કહ્યો નથી!"

હુશેનખાંની વાત પૂરી થતામાં, ફાટેલી પાઘડી, જુનો અંગરખો અને મેલો પાયજામો પહેરેલો, નવાબના મહેલનો મુલારામસિંહ નામનો સીપાઇ ત્યાં આવી ચડ્યો. તેના ફાટાં તૂટાં વસ્ત્રો જોઇને, ત્યાં ઉભેલા માણસોમાંથી એક જણ હસ્તાં હસ્તાં બોલ્યો; "આઇયે જનાબ! અચ્છા હાલ કહો! ફટી પાઘડી–મયલા લેબાસ–!" સીપાઇ બોલ્યો; "ભાઇ! દો બરસ હુવા, એક પઇસાબી તલબ નહીં મીલા–યહ નોકરીબી છોડ દેના હોગા–નવાબ બડે સાબકી મેમકો, દરરોજ લાખો રૂપિયા દેતા હય નૌકર લોકકો તલબ નહીં મીલતા."

ઉભેલા માણસોમાંથી એક જણ બોલી ઉઠ્યો; "હજી ત્રણ વરસ સુધી સીપાઇઓને પગાર મળવાનો નથી! નવાબ મોટા સાહેબની મેમ સાથે નિકા કરવાના છે, તેથી દશ કરોડ રૂપિયા તેને આપવા પડશે!"

એક માણસ બોલ્યો; "હં, દશ હજાર રૂપિયા; એક લાખ! એક લાખ રૂપિયામાં તો એવી પાંચ મેમોની સાથે નિકા થઇ શકે. બુઠ્ઠી મેમ, તેને વળી દશ કરોડ રૂપિયા?"

ચોથો બોલ્યો; "ભાઇ, તારી ચામડી ગોરી છે, એટલે તું વગર પૈસે મેમ પરણી શકે! તારો ચ્હેરો જોઇને જ તારાપર મેમસાબ કુરબાન થઇ જાય!!"

પાંચમો કહેવા લાગ્યો; "ફકત ગોરી ચામડીપર વિલાતી મેમ લલચાતી નથી તો, તે તો પૈસાથી લલચાય છે, પૈસાથી!!"

ચોથો માણસ આ વાત સાંભળી ફરી બોલી ઉઠ્યો; "મોટાને કાન હોય છે, પણ શાન હોતી નથી તે કંઇ ખોટું છે? નવાબ અને અમીર ઉમરાવની જેવી બુદ્ધિ, તેવું તેમનું કામ! પણ નવાબ સાહેબ આ બુઠ્ઠી મેમપર તે શું જોઇને મોહી પડયા હશે, તે કંઇ સમજાતું નથી!"

આ લોકોની આવી વાતચિત ચાલે છે, એટલામાં થોડે છેટે બજારમાં, એક દુકાનદારની પાસે ઘણા માણસોની ગડબડ જોઇ, સઘળા માણસો તે તરફ દોડી ગયાં. તે ઠેકાણે એક સ્ત્રી એક હાથીના મ્હાવત ઉપર ગાળોનો વરસાદ વરસાવતી હતી. બીજાં માણસો તે સ્ત્રીનો પક્ષ ખેંચી મ્હાવતને ઠપકો દેતા હતા. અંતે મ્હાવત કંટાળીને બોલવા લાગ્યો "હું શું કરું. ત્રણ દીવસ થયાં હાથીને ખોરાક મળ્યો નથી. હાથીએ ફળની ટોપલી, રસ્તામાં જોઇને તે બધાં ફળ ખાઇ ગયો, તેમાં મારી શી કસુર?"

તે સ્ત્રી બોલી; "મૂવા! રંડ્યા! તેં જ જાણી જોઇને, મ્હારાં ફળ હાથીને ખવડાવ્યાં છે."

બીજાં માણસો પણ તે સ્ત્રીની તરફેણમાં બોલવા લાગ્યાં. ખરી વાત તો એ જ હતી કે, મ્હાવતે જાણી જોઇને, હાથીને ફળ ખવડાવ્યાં હતાં!

નવાબના હાથીખાનામાં નિયમિત ખરચને માટે આજ એક વરસ થયાં વખતસર પૈસો પહોંચતો ન હતો. તેથી એકેક મ્હાવત બબે ત્રણ ત્રણ દિવસને આંતરે, પોતાના હાથીઓ બજારમાં લઇ જતા અને આવી રીતે ફળફળાદિની દુકાનમાં સુંડ મારી, હાથીઓ પોતાનું ઉદર ભરતા !!

નવાબી અમલ ! અરે તને અમે હજુ સુધી સંભારીયે છીયે, તેનું કારણ જ આ છે ! અહર્નિશ રંગરાગમાં મચી રહેલા નવાબો, પોતાની પ્રજાની અને નોકર વર્ગની શી સ્થિતિ છે, તે પણ જાણવાને કાળજી ધરાવતા નથી ! રાજ્યના અમલદારો ધણીની બેકાળજીનો જોઇએ તેવો ઉપયોગ કરી, પોતાનું તળિયું ટહાડું કરવામાં તૈયાર તો હોય છે જ ! એટલે પ્રજા ગમે તેવો જૂલમ મુંગે મ્હોંડે સહન ન કરે તો જાય કયાં ચૂલામાં ? પરંતુ કોઇ પણ નવાબના હાથીઓ, આવો ભૂખમરો વેઠીને, બબે ત્રણ ત્રણ દિવસના આંતરે, દુકાનોનાં ફળફળાદિથી પોતાના ઉદર ભર્યાં હોય, એવું અયોધ્યાના નવાબ નસિરૂદ્દિન શિવાય, બીજા કોઇ પણ નવાબના રાજ્ય અમલમાં સાંભળવામાં આવ્યું નથી !

દરરોજ બજારમાં આવી મારામાર, તકરાર અને તોફાન થતું હતું અને સઘળા દુકાનદારો રેસિડેન્ટની મડમની નિંદા કરતા હતા. તેઓએ એમ થવાનું કારણ જ રેસિડેન્ટની મડમનું માન્યું હતું ! તેને માટે તેઓ કંઇ કંઇ બોલતા હતા; કંઇ કંઇ તુરંગ ઉડાવતા હતા ! એ લોકો તો એમ જ કહેતા હતા કે, નવાબનો ખજાનો રેસિડેન્ટની મડમ જ લુંટે છે ! તેથી નવાબના નોકર ચાકરોને પગાર મળતો નથી. હાથી ઘોડા ભુખે મરેછે !!

આણી તરફ રાજ્યની ઉપજ વસુલ કરવાને માટે, અયોધ્યાના જુદા જુદા પ્રદેશોની પ્રજાપર અતિશય જૂલમ થવા લાગ્યો. લોકવાયકા એવી હતી કે, નવાબ દરરોજ રેસિડેન્ટની મડમને એક લાખ રૂપિયા આપે છે; તેથી મડમ સાહેબ ઉપરનો આ અમુલક અપવાદ, સર્વત્ર પ્રસરી ગયો ! અયોધ્યાની પ્રજાનો સઘળો સંતાપ અને કળકળાટ આ નિરપરાધી ઇંગ્રેજ રમણીપર વરસવા લાગ્યો !!

રેસિડેન્ટ સાહેબ, રાજ્યની દરેકે દરેક ખબર મેળવવા હમેશ ઘણી જ કાળજી રાખતા હતા. તેને માટે તો તેણે જુદા જુદા જાસુસો નીમ્યા હતા. તે લોકો રાજ્યની ઉપજી નીપજ સઘળી બાતમીઓ રેસિડેન્ટ સાહેબને લાવી આપતા; તેથી રેસિડેન્ટ સાહેબ રાજ્યની સઘળી હકીકત જાણતા. પણ પોતાના ઘરની હકીકત જાણતા નહોતા. તેમની સ્રીને માટે બહાર શું બોલાય છે, તેથી તેઓ તદ્દન અજાણ હતા. નહીં તો તેઓ કદી પણ પોતાની સંગ્રહ કરેલી લક્ષ્મી બહાર ક્હાડતે નહીં ! તેમણે આ વખતે

સંગ્રહ કરેલા પૈસામાંથી બરાબર પંચોતેર લાખ રૂપિયા જુદા કહાડયા હતા. આ પંચોતેર લાખ રૂપિયા તેમણે કંપનીના કાગળો ખરીદ્યા કે તે રૂપિયા તેમણે વિલાયત મોકલી દીધા, તે અમે નિશ્ચયપણે કહી શકતા નથી. પરંતુ તેમણે પંચોતેર લાખથી વધારે રૂપિયા ભેગા કર્યા હતા, એ તો નિઃસંદેહ હતું.

લોર્ડ વિલિયમ બેન્ટિક આ વખતે ગવર્નર જનરલ હતો અને મેટકાફ કૌંસિલનો મેમ્બર હતો. એ બન્ને ઘણા ધર્મિષ્ઠ માણસો હતા. જ્યારે લખનોરના રેસિડેન્ટે પંચોતેર લાખ રૂપિયા જુદા કહાડયા છે, એ વાત તેમના સાંભળવામાં આવી, ત્યારે તેમની આંખો ઉઘડી ગઈ! તેઓ મોટા વિચારમાં પડયા અને એને માટે અનેક પ્રકારના સંદેહ કરવા લાગ્યા. તેઓ પોતાનુ કર્ત્તવ્ય વિચારી, કૌંસિલ હોલના દરવાજા બંધ કરી, એ સંબંધી તપાસ કરવા લાગ્યા! આવી રીતે પોતાની તપાસ થતી સાંભળી, રેસિડેન્ટ સાહેબે પોતાનું રાજીનામું લખી મોકલ્યું. ગર્વનમેન્ટે તે મંજુર કર્યું નહીં, ત્યારે રેસિડેન્ટ સાહેબ, વગર પરવાનગીએ નોકરી છોડીને પોતાની સ્ત્રીસહ ઇંગ્લંડ ગચ્છંતી કરી ગયા!

ગર્વનમેન્ટની તપાસનું શું પરિણામ આવ્યું, તે કોઇ જાણી શકયું નહીં; કારણ કે તે જાણવાની કોઇનામાં શક્તિ નહતી. તપાસની વખતે કૌંસિલ હોલના દરવાજા બંધ રહેતા હતા. હિંદુસ્થાનના મિત્ર, રાજ્ય સંબંધી કૌંસિલમાં જે જે વિષયોની તપાસ થતી, તે પરમેશ્વર વિના, માણસને જાણવાની શક્તિ નહોતી! તોપણ હિમાચલવાશી મહાપુરુષોમાંથી જેમણે અન્તર્દૃષ્ટિ પાપ્ત કરી હશે, તેઓ જાણી શકે ખરા! પરંતુ તેઓ જાણ્યા છતાં કોઇને કહેતા નહતા! તોપણ કૌંસિલ હોલના દરવાજાને ફાટમાંથી વિલાયતી તથા દેશી ભૂતો, યુકિતપ્રયુક્તિથી ત્યાંનું કામકાજ જોઇને, કૌંસિલના કૃત્યોને અજવાળામાં લાવતા હતા. પરંતુ ભૂતોની બૂમો સાંભળે કોણ? અને સાંભળીને તેનાપર વિશ્વાશ પણ કોણ રાખે? તેમાં વળી ભૂતોની બૂમો, સોમાંથી નવાણું ટકા બાદ જ!!

રેસિડેન્ટ સાહેબની વર્ત્તણુક વિષે ચાલેલી તપાસનું શું પરિણામ આવ્યું, તે પાંચ વરસ સુધી તો, ભૂતોએ તો શું, પણ ભૂતોના દાદાઓ પણ જાણી શકયા નહીં! ચાર પાંચ વરસ પછી, ઇ. સ. ૧૮૩૫ ના જુલાઇ મહિનાની ૯ તારીખે, "મિરટ ઓબઝરવર" (Merat Observer)માં ભૂતની બૂમો સંભળાવા લાગી! તા૦ ૨૩ મી જુલાઇએ કલકત્તાનો ભૂત, પહેલા ભૂતના વિચારનું ખંડન કરી, જેમ તેમ બડબડવા લાગ્યો; પણ રેસિડેન્ટ સાહેબને લોર્ડ વિલિયમ બરતરફ કર્યા, એમાં તો કોઇ પણ જાતનો સંદેહ નહતો.

રેસિડેન્ટ સાહેબ બરતરફ થયા, એ વાત સાંભળીને વાચકો મનમાં એમ ધારશે કે, અયોધ્યાની પ્રજાએ રેસિડેન્ટ સાહેબની સ્ત્રી વિષે, જે ચર્ચા ઉડાવી હતી તે પણ ખરી હશે. અમે તેને અનર્થ, હીનબુદ્ધિ અને "અહેમક" કહી નિંદ્યા છે! પરંતુ અમે પોતે જ "અહમક" છીએ! વાચકો તેવા નથી!! અમે નક્કી જાણીયે છીયે કે, રેસિડેન્ટ સાહેબની સ્ત્રીની સાથે, નસિરૂદ્દીનના "નિકા"ની વાત કદી પણ થઇ નથી. પરંતુ અમે તો ધારીયે છીયે કે, મેમ નસિરૂદ્દિનની "દાદી" થઇ હશે! છતાં ઇંદ્રિયાસક્ત નસિરૂદ્દીનના મનની વાત અમારાથી કહી શકાય એમ નથી! પરંતુ મેમ સાહેબ, નસિરૂદ્દીનના "દાદીમા"નું આસન ગ્રહણ કરે, તેવાં જ હતાં! નસિરૂદ્દીનથી સાથે "નિકા" કરવાની વાસના કદી પણ તેના મનમાં પ્રવેશ થઇ નહતી! પરંતુ વિલાતી "દાદીમા" અને દેશી "દાદીમા"માં ઘણો ફેર હોય છે તેની અમે ના કહી શકતા નથી! દેશી "દાદીમા"ની પાંત્રીશ વરસથી વધારે વય થઇ કે, તે "ઘરડી"નું આસન ગ્રહણ કરે છે! અને તેની ઉમ્મર કોઇ પૂછે છે, તો તે બે કુડીને સાત વરસની બતાવે છે! પરંતુ વિલાતી "દાદીમા" એમ જલદી ઘરડી થવા માંગતી નથી! વિલાતી "દાદીમા" ને બે કુડીને સાત વરસ થયાં હોય, તો પણ તે જીવ જતાંયે પચ્ચીસથી વધારે પોતાની વય કબુલ જ કરશે નહીં! કદાચ એ વયમાં તેના દાંત પડી જશે તો, ખોટા દાંત પહેરી દાંતની ખામી દુર કરશે; ડોકી હાલતી થશે તો, કુક્કરના ચામડાની પટી, માંથાની સાથે બાંધી, હાલતી ડોકી ટટાર રાખશે; આંખે ઝાંખ વળશે તો ચસ્મા પહેરશે–પણ પોતાની જુવાની જાળવી રાખશે! કારણ કે જેવો દેશ તેવો વેશ. જેવો આચાર તેવો વિચાર. વિલાતી "દાદીમા"ના આવા વ્યવહારથી, તમે મનમાં ખોટા તર્ક ઉઠાવશો નહીં; અથવા તેની નિંદા કરશો નહીં! કારણ કે દેશી "દાદીમા"ની એટલી વય થયા પછી ફરી લગ્ન થવાની આશા રહેતી નથી. પણ વિલાતી "દાદીમા" ઠચરી ડોકરી થાય તોપણ આશાને અળગી કરતી નથી! દેશી "દાદીમા" એકવારકી પેન્સન લઇને ઉંચે બેસે છે, પરંતુ વિલાતી "દાદીમા" ઘણાખરા અમલદારોની પેઠે, મરણ પહેલાં પેન્સન લેવા ઇચ્છતી નથી! બોતેર વરસની વય થયા વિના, તેનાં પચાશ વરસ કદી પણ પૂરાં થતાં નથી!!



# ત્રિજો અધ્યાય.

## લખનોરનો અર્વાચીન વૈભવ.

भ्रातः कष्टमहो महान्स नृपतिः सामन्तचक्रं च त-
न्पार्श्वे तस्य च सापि राजपरिषत्ताश्चन्द्रबिम्बाननाः ।
उद्रिक्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ताः कथाः
सर्वं यस्य वशादगात्स्मृतिपदं कालाय तस्मै नमः ॥ **राजर्षि भर्तृहरि.**

હે ભ્રાત ! આ શું ઓછા કષ્ટની વાત છે કે, અમારી દૃષ્ટિએ પડયો હતો તે મહારાજા, તેની પડખે બેસનારો તે માંડલિક રાજાઓનો સમુદાય, તે રાજસભા, તે ચંદ્રબિમ્બ જેવાં મુખવાળી સ્ત્રીઓ, તે ઉત્તમ રાજપુત્રનો સમૂહ, તે બન્દીજનો અને તે કથાઓ—એ સૌ જેનાથી આજ માત્ર સ્મૃતિરૂપ રહ્યું છે, તે કાળને જ નમસ્કાર છે !



રઘુકુલતિલક શ્રી રામના કનિષ્ઠ બંધુ શ્રી લક્ષ્મણે વસાવેલી "લક્ષ્મણાવતી", જે હાલ લખનૌ અથવા લખનોરના અપભ્રંશ નામથી આપણામાં પરિચિત છે, તે નગરી પ્રાચીનકાળમાં સુખ સમૃદ્ધિથી, વિદ્યાથી અને કળા કૌશલ્યથી પરિપૂર્ણ હતી. પરંતુ કાળના પરિવર્તને, શ્રી રામની અયોધ્યાની જે સ્થિતિ કરી મુકી હતી, તેવી જ સ્થિતિ શ્રી લક્ષ્મણની "લક્ષ્મણાવતી"ની, આપના નવાબી અમલમાં થયેલી હતી ! આ મહાનગરીના પ્રાચીન વૈભવો, કળાકૌશલ્યો અને સુખસમૃદ્ધિનાં ચિહ્નો, હાલ કંઈ પણ દૃષ્ટિગોચર થતાં નથી. અમારી એવી પ્રબળ ઇચ્છા હતી કે, આ નવલ કથાના વાંચકોને, "લક્ષ્મણાવતી"ના પ્રાચીન વૈભવોનું યથારીતિ દર્શન કરાવે. પરંતુ એ નગરીનું જ્યાં પ્રાચીન નામ જતું રહ્યું છે, જ્યાં તેનો પૂર્વનો વૈભવ લુપ્તપ્રાય થયો છે, જ્યાં કાળના કઠીન પ્રવાહે પ્રાચીનતાનો અંશમાત્ર રહેવા દીધો નથી, ત્યાં પ્રાચીનતાનું દર્શન કયાં સંભવે? પરંતુ गतं न शोचामि એ ન્યાયને અનુસરીને અને પૂર્વના વૈભવનું વિસ્મરણ કરીને, "લક્ષ્મણાવતી"ના અર્વાચીન વૈભવોનું દર્શન કરાવીને વાચકોની વાંચ્છના જેમ તેમ પૂરી કરવાનો અમે પ્રયત્ન કરીશું !

ચાલો, પ્રથમ આપણે રાજભવન જોવા જઇએ ! "શાહી મહલ" અથવા "ફુરહત બખ્શ" ના નામથી ઓળખાતું એ રાજભવન, બ્હારથી જોતાં ઘણું વિશાળ જણાય છે. તેમાં મોટ મોટાં ગૃહો, તળાવો, હોજો અને ઠેક ઠેકાણે બાગ અને પુષ્પવાટિકાઓની વચ્ચે, શ્રેણિબંધ મોટી મોટી ઇમારતો અને કોઠીઓ આવેલી છે. આ રાજભવનનો બ્હારનો દેખાવ જોકે વિશાળ અને સુંદર છે; પરંતુ જે જોવાજોગ છે, તે તેની અંદરની સજાવટ અને બીજી વસ્તુઓ છે. અંદર પેશતાં જ, દરવાજાપર, મોટાં મોટા મુલ્યવાન પડદાઓ ટાંગેલા જણાય છે. રાજભવનની પ્રત્યેક દીવા-

લોપર સુનેરી તથા રૂપેરી ચિત્ર વિચિત્ર કારીગીરીનું કામ કરેલું છે. ઠેકાણે ઠેકાણે મુલ્યવાન બિલોરનાં ઝાડો, વાલસીટો અને ફાનસો મુકેલા જોવામાં આવે છે. આ રાજભવનનું એક વિસ્તૃત ગૃહ, જેમાં રાજ-સિંહાસન મુકવામાં આવ્યું છે તે વિશેષ જોવા જોગ છે. નસિરૂદ્દીને જેમ બીજી બાબતોમાં અંગ્રેજોનું અનુકરણ કર્યું હતું; તેમ તેણે પોતાના રાજભવનને પણ અંગ્રેજી રુઢી પ્રમાણે જ શણગાર્યો હતો. આ ગૃહના દ્વાર ઉપર કીનખાબના પડદા ટાંગેલા હતા; તેના મધ્ય ભાગમાં અયોધ્યાના આગલા નવાબોનાં મોટાં મોટાં ચિત્રો મુકેલાં હતાં. બિશપ હેબર, અયોધ્યાના દરબાર વિષે લખતાં, આ ચિત્રોના સંબંધમાં એક ઠેકાણે એવું જણાવે છે કે, જે ચિત્રકારે ગાજીયુદ્દીન હુયદરનું પ્રતિરૂપ આલેખ્યું છે, તે ચિત્રકાર જો કદી લંડન અથવા પેરીસમાં હોત તો, તે ઘણી નામના મેળવત. આ ગૃહના મધ્ય ભાગમાં મુકલું રાજસિંહાસન ઘણું મુલ્યવાન અને ઉત્તમ કારીગરીનું છે. એ સિંહાસન બે ગજ લાંબુ અને બે ગજ પહોળું છે અને તેની બેઠક જમીનથી ઘણી ઉંચી હોવાથી આગલ છ પગથિયાં મુકવામાં આવ્યાં છે. સિંહાસનની આજુબાજુ સોનાના કઠેરા છે અને તેનાપર મુલ્યવાન્ હીરા અને માણેક જડવામાં આવ્યાં છે. આ સિંહાસન ઉપર મુલ્યવાન્ મસનદ મુકેલું હતું, જેનાપર અયોધ્યાના આગલા નવાબો, પલાંઠી વાળીને બેસતા હતા. પરંતુ નસિરૂદ્દીનને તો અંગ્રેજોના રીતિ રીવાજ વધારે પસંદ હોવાથી, સિંહાસન ઉપરની મસનદ કહાડી નાંખીને, તેણે હાથીદાંતની એક મુલ્યવાન ખુરસી મુકાવી હતી. એ શિવાય આ રાજસિંહાસન ઉપર એક ચોખંડો શામિયાનો મુકેલો હતો, જેના પાયા લાકડાના હતા, પરંતુ તેના ઉપર સોનાનાં પતરાં મઢેલાં હતાં. આ શામિયાનામાં અગણિત રત્નો જડેલાં હતાં. તેના મધ્યભાગમાં એક મોટો હીરો મુકેલો હતો. આ હીરાને માટે એવું કહેવાય છે કે, એના જેવો હીરો, તે વખતે પૃથ્વીના કોઇ પણ ભાગમાં ન હતો. સિંહાસન ઉપર પડદા પણ લાલ મખમલના હતા અને તેનાપર સુનેરી જરદોસ કામ કરવામાં આવ્યું હતું. એટલું જ નહીં પણ તેની શોભા વધારવાને માટે, તેનાપર ખરા મોતીની ઝાલરો ટાંકવામાં આવી હતી. એ શિવાય તે ગૃહમાં નવાબી વૈભવ દેખાડનારી, અગણિત મુલ્યવાન વસ્તુઓ ગોઠ-વવામાં આવી છે, જેના વર્ણનમાં વૃથા કાળક્ષેપ નહીં કરતાં, હવે આપણે બીજાં જોવા જોગ સ્થળો જોવા જઇએ !

રાજભવનમાંથી નીકળી, નવાબના ઇમામવાડા તરફ જઇશુ. આ ઇમામવાડો "શાહનજફ"ના નામથી વિશેષ પ્રખ્યાત છે અને

તેની બાંધણી લખનોરની બીજી બધી ઇમારતો કરતાં સર્વ શ્રેષ્ઠ છે. શીયા સંપ્રદાયના મુસલમાનો, મોહરમને "ઇજાદારી" અથવા "તાજિયેદારી"ને માટે જે ઇમારત બંધાવે છે, તેને ઇમામવાડો કહેવામાં આવે છે. દરેક ધનવાન્ મુસલમાનો, પોત પોતાનો ઇમામવાડો જુદો જુદો બંધાવે છે; અને જ્યારે તેઓ મરી જાય છે, ત્યારે તેમને એમાં દફનાવવામાં આવે છે. વળી વાબનો મોટો નઇમામવાડો, લખનોરના રૂમીદરવાજાની પાસે આવેલો છે. તેનો દરવાજો, તુર્કસ્થાનના દરવાજા જેવો બનાવવામાં આવ્યો છે. તુર્કસ્થાનનો દરવાજો એવો વિશાળ અને સુંદર છે કે, તેને માટે તુરકીના સુલતાનને, "બાબે–આલી"નું પદ મળ્યું છે. રૂમી દરવાજાની અને ઇમામવાડાની રચના ઘણી જ રમણીય છે. એ બન્ને ઇમારતો એક એકને ટક્કર મારે તેવી છે. આ બન્ને ઇમારતો ઉપરના કળશો, હિંદુઓના શિવાલયો જેવાં છે, જ્યારે તેની બીજી બાંધણી મુસલમાનોની મસીદ જેવી છે. એ ઇમારતનો મધ્યનો ભાગ, જેને 'દાલન' કહેવામાં આવે છે, તે ૧૫૦ ફુટ લાંબો અને ૫૦ ફુટ પહોળો છે. આ ઇમામવાડો કેટલો મહત્વવાળો અને સુંદર છે, તે એટલા ઉપરથી જણાશે કે, અયોધ્યાના કુરણ સમાન દાની અને મહા પ્રતાપી નવાબ આસફુદ્દૌલ્લાએ, દોઢ કરોડ રૂપિયાનાં બિલોરનાં ઝાડો અને આયનાઓ એમાં મુકાવ્યાં હતાં !

નવાબનો ઇમામવાડો મુકીને, માર્ટીન સાહેબની કોઠી તરફ વળીએ. સામાન્ય 'કોઠી'ને નામે ઓળખાતો આ પ્રચંડ ગૃહસમુહ, જનરલ માર્ટીન નામના એક ફ્રેન્ચમેને પોતાને ખર્ચે બંધાવ્યો છે. જનરલ માર્ટીન પ્રથમ કંપની સરકારની પલટનમાં એક "ગોરા સીપાઈ" તરીકે નોકર હતો; અને ત્યાર પછી તેઓ અયોધ્યાના નવાબની પલટનમાં જોડાયા; જ્યાંથી ધીરે ધીરે વધીને તેઓ જનરલના પદપર ચઢયા. અયોધ્યાના નવાબના આધીનમાં રહી, તેમણે ઘણો પૈસો મેળવ્યો હતો. જનરલ માર્ટીન ઘણા ઉદાર હતા, તેમણે કેવલ પોતાની જન્મભૂમિ લાયનમાં* એક અનાથાલય અને પાઠશાળા બનાવવાને માટે પંદર લાખ રૂપિયા દાન કર્યાં છે; અને તેટલોજ પૈસો તેમણે કલકત્તામાં એક કોલેજ સ્થાપવાને માટે આપ્યો છે. લખનોર પણ એમની દાનશીળતાને માટે ઘણું આભારી છે; કારણ કે એક કોલેજને માટે પંદર લાખ રૂપિયા તેમણે લખનોરવાશીઓને પણ આપ્યા છે. એમની ઇચ્છાનુસાર આ સઘળી સંસ્થાપનાઓના ( Institution ) નામ, "લા માર્ટીનિયર" ( La Martiniere ) એવું રાખવામાં આવ્યું છે; અને તેથી તેમની કીર્તિ અદ્યાપિ પર્યંત જળવાઇ રહી છે !

* ફ્રાન્સમાં એક જાણીતું શહેર છે. એમાં રેશમનાં મોટાં કારખાનાં છે.

"**મારટીનિયર**"ને નામે ઓળખાતી કોઠીમાં, **જનરલ મારટીન** રહેતા હતા અને તેમની ઇચ્છાનુસાર એ જ કોઠીમાં તેમને ભૂમિદાહ કરવામાં આવ્યા હતા. પ્રવાસી લોકો, જ્યારે આ ઇમારત જોવાને માટે આવે છે, ત્યારે તેમને **મારટીન** સાહેબની કબર નીચેના "તહખાના" દેખાડવામાં આવે છે. એ શિવાય તેમની બીજી પ્રતિમૂર્તિ, જે સફેદ આરસપહાણના પથ્થરની બનાવેલી છે; તે એ પથ્થરના સીપાઇઓએ ઉંચકેલી છે અને તેને એક ઉંચા સ્થાનપર ગોઠવવામાં આવી છે. **મારટીન** સાહેબની પ્રતિમૂર્તિમાં વિશેષ કારીગીરી જેવું કંઈ નથી; પરંતુ તે ઉદાર વ્યકિતનાં, મુર્તિરૂપે આપણે આ વખતે પણ દર્શન કરીયે છીયે, એ જ આપણા માટે અલભ્ય જેવું છે!

જો **મારટીન** સાહેબની કોઠીના વિષયમાં એટલું કહેવામાં આવે કે, તે એક મહાન અને ચમત્કારી ઇમારત છે, તો તેના માટે જાણે આપણે સઘળું કહી ચુકયા છીયે એમ ગણાશે! એનાં કોઇ કોઇ સ્થાન નિહાળીને, યુરોપવાસીઓને **વરસેલ્સ***નો બાગ યાદ આવે છે. વિશેષ કરીને એમાંનાં જળાશયો અને તેના કીનારાપર જે ઝાડપાનની રચના કરવામાં આવી છે, તે જોતાં જ કહી શકાશે કે, એને માટે **મારટીન** સાહેબે પૈસો ખરચવામાં સ્હેજ પણ આઘુંપાછું જોયું જ નથી!

**લખનોર**ની મોટી મોટી ઇમારતોમાં એક બીજી વિશેષતા છે. એ વિશેષતાને આપણે આટલે દુર આવ્યા અને તેને જોયા વિના જતી કરવી, એ ઠીક ગણાશે નહીં! એ વિશેષતા તે ત્યાંના અમીર ઉમરાવોના "**તહખાના**" છે. જ્યારે ગ્રીષ્મ ઋતુમાં સૂર્યનો પ્રચંડ તાપ પડે છે, ત્યારે અમીર ઉમરાવો આમાં નિવાસ કરે છે. "**તહખાનાને**" નામે ઓળખાતા એ અમીરોના નિવાસસ્થાન, ભોંયરા જેવાં હોય છે અને તેમાં અત્યંત શીતળ, મંદ મંદ પવનની લ્હેરો આવે છે. અયોધ્યાના રાજભવનમાં એવાં ઘણાં તહખાનાં છે.

હવે વાચકોની ઇચ્છા હોય તો, એકવાર "**બાદશાહી હરમ**" જોવા જઇએ. જો કે "**બાદશાહી હરમ**"માં પુરુષને પેસવા દેતા નથી, તોપણ તેનો બ્હારનો દેખાવ આપણે જોઇ શકીશું અને અંદરના દેખાવ સંબંધી ત્યાંના **ખોજાઓને** પૂછી જોવાથી થોડું ઘણું પણ આપણે જાણી શકીશું. બીજાઓને તો નવાબના ખોજાને પૂછવાની સત્તા જ નથી; પૂછવા જાય તે માથા સાથે પાછો ફરે નહિ; પણ કવિ તથા ગ્રંથકારને તો પેગંબર સાહેબે

* પેરીસનો રાજ મહેલ, એ પેરીસની પડોશમાં છે. તેમાંના ફુવારાનો બહાર અદ્દભુત કહેવાય છે.

પરવાનો આપ્યો છે, જાઓ તમને સદર પરવાનગી! પછી ઓછું શું કામ રાખે!

"બાદશાહી હરમ"ના સંબંધમાં સૌથી અધિક આશ્ચર્યની વાત ત્યાં પહેરો ભરતી સ્ત્રીસીપાઇ અથવા સ્ત્રી દેવડીદારની છે. તેઓ મરદ સીપાઇની પેઠે હરમના દરવાજા ઉપર રાત દિવસ પહેરો ભરે છે. કોઇ અજાણ્યો માણસ પહેલાં તો તેમને જોઇને એમ જ કહે કે, આ ઠીંગણા કદના મરદ સીપાઇઓ જ છે. કારણ કે તેમનું ઠીંગણું કદ અને સાંકડાં વક્ષઃસ્થળ શિવાય તેમનામાં બીજું એવું કંઈ જોવામાં આવતું નહતું કે, જેથી સ્ત્રી પુરુષનો ભેદ પારખી શકાય! આ સ્ત્રીઓ પોતાના લાંબા વાળ માથા ઉપર બાંધીને તેની ઉપર પાઘડી પહેરે છે, અથવા તો માથાંપર મોટો સફેદ ફેંટો બાંધે છે, જેથી તેઓ શીખ સીપાઇઓના જેવી દેખાય છે! તેમના હાથમાં હમેશ સંગીન ચડાવેલી બંદુક, પેટી, કારતુસોની ડબ્બી વિગેરે વસ્તુઓ હોય છે અને બેંગાલ ફ્રોજની પેઠે, તેમના શરીરપર રાત દીવસ જેકેટ અને પાટલુન જોવામાં આવે છે. આ સ્ત્રી સીપાઇઓ પાસેથી "બાદશાહી હરમ"ના પહેરાનું કામ લેવામાં આવે છે. એ શિવાય કોઇ કોઇ વખતે તેમની પાસે કવાયત પણ કરાવામાં આવે છે. આ સ્ત્રી સીપાઇઓ, કવાયદના નિયમ પ્રમાણે હાલવું, ચાલવું, સલામ કરવી, બંદુક ભરવી અને નિશાન તાકવાનું કામ ઘણી સારી રીતે કરી શકે છે. કારણ કે એ સંબંધીનું તેમને જ્ઞાન આપવા, બાદશાહે ખાસ પાંચ સાત લસ્કરી માણુસો રોકયાં હતાં! આ સ્ત્રી સીપાઇઓમાં ઘણીખરી પરણેલીઓ હોય છે, અને તેમને ધણીની પાસે જવા માટે વારાફરતી મહીના બબે મહીનાની છુટી આપવામાં આવે છે! પરંતુ તેઓ બનતા સુધી પોતાની નોકરી ઉપર જ હાજર રહેવામાં ઉચિત ગણે છે! યૂરોપમાં આવા ઠીંગણા કદના અને પેટ વધેલા સરજંટો ઘણા જોવામાં આવે છે, તેમ આપણા હિંદુસ્થાનમાં પણ તેમના જેવા જ કદના સીપાઇઓ નથી, એવું કંઈ છે નહીં! "બાદશાહી-હરમ" પર પહેરો ભરનારી આ સ્ત્રી સીપાઇઓ જ્યારે ગર્ભવતી થાય છે, ત્યારે બાદશાહ સલામત તેમને જોઇને ખૂબ હશે છે અને પોતાના સરદાર વર્ગમાં, એ ગર્ભવતી સ્ત્રી સીપાઇઓનો વિષય કહાડી કલાકોના કલાક સુધી તે ઠઠાબાજી કરે છે! ઘણી વખતે તે ગર્ભધારણ કરેલી સ્ત્રી સીપાઇઓ કેવી રીતે પહેરો ભરે છે તે જોવાને બાદશાહ સલામત ખાસ હરમમાં પધારે છે, અને તેમને ધીરે ધીરે બ્હાર નીકળેલાં પેટ સાથે પહેરો ભરતી જોઇને, હસતા હસતા બાદશાહ સલામત કોઈ કોઈ વાર તેમને મોટાં

ઇનામથી નવાજી નાંખે છે! અને તે સાથે તેમને ચઢતા પગારે ઘેર જવાની માસ બે માસની છુટ્ટી પણ આપવામાં આવે છે!

આ સ્ત્રી સીપાઇઓનાં બે દળ છે. તેમના દળ અને પરાક્રમ સંબંધી ફક્ત એક જ વાત અત્રે જણાવવી ઠીક થઇ પડશે. જ્યારે નસિરુદ્દીન હુયદરનો પિતા ગાજીયુદ્દીન હયદર અયોધ્યાની ગાદીપર હતો, ત્યારે તેણે પોતાના પુત્ર નસિરુદ્દીનને ગાદીથી દૂર રાખવાને માટે, તેનો પ્રાણ સંહાર કરવાને દૃઢ નિશ્ચય કર્યો હતો. તે વખતે તેની મા બડીબેગમ સાહેબે તેનો બચાવ કર્યો હતો અને એ જ માટે તેણે પોતાનાં સ્વામીની સાથ ઘણી વીરતાની સાથે લડાઈ કરી હતી. તે વખતે બડી બેગમં સાહેબે, પોતાની સઘળી લોંડીઓને અસ્ત્ર શસ્ત્રથી સુસજ્જીત કરી, બાદશાહના લશ્કર સામું લડવા મોકલી હતી અને તેમાં અંતે વિજય મેળવ્યો હતો! જ્યારે બન્ને પક્ષના અગણિત માણસો મરાયાં, ત્યારે રેસીડેન્ટ સાહેબ વચ્ચે પડી, આ લડાઇનો સમાધાનીથી અંત લાવીને, નસિરુદ્દીનને જ ગાદી મળે એવો ઠરાવ કર્યો હતો. નસિરુદ્દીન આજ કારણે પોતાની વીર માતાના, ગાદીપર બેઠાં પછી પણ વારંવાર ગુણ ગાતો હતો. પરંતુ તેના પિતા ગાજીયુદ્દીને જેવું તેને માટે કર્યું તેવું જ નસિરુદ્દીને પોતાના પુત્રને માટે કરવા ધાર્યું. પરંતુ આ વખતે પણ બડીબેગમે પોતાના પૌત્રનો પક્ષ લીધો; અને નસિરુદ્દીનને તુચ્છકારી કહાડયો. આથી નસિરુદ્દીને ગુસ્સે થઇને પોતાની માતાને બાદશાહી મહેલ છોડી જવાનો હુકમ કીધો. જ્યારે બડી બેગમે તેના હુકમને ગણુકાર્યો નહીં. નસિરુદ્દીને પોતાની સ્ત્રી સીપાઇઓને હુકમ કર્યો કે, તેઓ જઇને બડી બેગમને મહેલમાંથી બ્હાર હાંકી કહાડે. પરંતુ બડી બેગમે પોતાના આધીનમાંની સ્ત્રી સીપાઇઓને મહેલના દરવાજાપર ઉભી કરી, નસિરૂદ્દીનની સ્ત્રી સીપાઇઓને મહેલમાં પેશવા જ દીધી નહીં! મહેલના દરવાજામાં જ મોટી લડાઈ થઈ, અરસપરસ સ્ત્રીઓનું યુદ્ધ થયું, એક બીજાપર બંદુકની ગોળીઓ છુટી અને કોમળ મનની ગણાતી સ્ત્રીઓએ, ક્રૂર થઇને સ્વહસ્તે સ્ત્રીઓનો જ સંહાર કર્યો! આ વખતે પણ રેસીડેન્ટ સાહેબ વચ્ચે પડયા અને બન્ને પક્ષને લડાઇથી વાર્યાં! રેસીડેન્ટ સાહેબના કહેવાથી નસિરુદ્દીને પ્રતિજ્ઞા લીધી કે, જો બેગમ સાહેબ મહેલ છોડીને જશે તો તે કદી પણ તેના સામું થશે નહી અને તેના પૌત્રને તેના સ્વાધીનમાંથી લેશે નહીં. રેસીડેન્ટ સાહેબે શાહજાદાની રક્ષાનો ભાર પોતાને માથે લીધો એટલે બડી બેગમ સાહેબે મોટી ખુશીથી બાદશાહી મહેલનો ત્યાગ કર્યો! બેગમ સાહેબને જેટલો અંગ્રેજોના વચનપર વિશ્વાસ હતો, તેટલો વિશ્વાસ

નસિરુદ્દીન અને તેના કર્મચારીઓની પ્રતિજ્ઞાપર પણ ન હતો! ખરું છે કે, યુરોપમાં વસીને કોઈ પણ જાણી શકતું નથી કે, યુરોપીયનનો ભય અથવા અંગ્રેજ નામનો પ્રતાપ, અન્ય દેશોમાં કેવો અને કેટલો પ્રબળ છે?

બડી બેગમ સાહેબે, પોતાના બાળક પૌત્રને માટે આટલા પ્રયત્નો કર્યા, આટલી વીરતા દેખાડી, તો પણ અંતે તેને ગાદી ન જ મળી; કારણ કે નસિરુદ્દીને ઢંઢેરો પીટાવીને તથા ઠેકાણે ઠેકાણે જાહેરનામાં ચ્હોડીને, આ બાળકને અનૌરસ, અર્થાત્ બીજાના પેટનો જાહેર કર્યો હતો. તેથી જ રાજનાપિતને કહાડયા પછી, જ્યારે નસિરુદ્દીન હૈદરને ઝેર આપવામાં આવ્યું, ત્યારે બ્રીટીશ ગવર્નમેન્ટે વિચાર કરીને આવા કલંકિત બાળકને રાજગાદી નહીં આપવાને ઠરાવ કીધો હતો. પરંતુ નસિરુદ્દીનના મરણની વાત સાંભળી, બડી બેગમે તો પહેલાના જેવી વીરતા દેખાડી, પોતાની સ્ત્રી સીપાઈઓની ફોજથી આખી રેસીડેન્સીને ઘેરો ઘાલ્યો; અને નસિરુદ્દીનના કહેવાતા અનૌરસ બાળકને ગાદીપર બેસાડી તેના નામનો ઢંઢેરો સુદ્ધાં નગરમાં પીટાવી દીધો. પરંતુ રેસીડેન્ટ સાહેબ બેગમની સામું થયા અને છાવણીમાંથી લશ્કર બોલાવી, બેગમના સ્ત્રી સૈન્યપર તોપનો મારો ચલાવવા હુકમ આપ્યો એટલે બેગમ સાહેબ હઠી ગયાં અને નસિરુદ્દીનના કાકાને ગાદી આપવામાં આવી. આ વીર બેગમ અને તેમનો પૌત્ર લખનોરમાં થોડા વરસ પહેલાં તો જીવતાં હતાં અને બ્રીટીશ ગવર્નમેન્ટ તરફથી મળતા પગાર ઉપર તેઓ નિર્વાહ ચલાવતાં હતાં. હવે તેઓ કેવી સ્થિતિમાં છે, જીવતાં છે કે પોતાનું નામ શેષ મુકીને આ જગતમાંથી વિદાય થયાં છે, તેની અમને ખબર નથી. તોપણ જો તેમણે કોઈ અન્ય દેશમાં આવા જ અવસરપર એવી વીરતા દેખાડી હોત તો, તેમનું નામ ઇતિહાસમાં આજે અમર થઈ ગયું હોત! તોપણ તેમની શૂરતા અને વીરતાની વાતો હજુ આપણે સાંભળીયે છીએ અને આશ્ચર્ય પામીયે છીએ, એ પણ તેમનું નામ અમર થવા જેવું જ છે!

---

## ચતુર્થ અધ્યાય.

### લખનૌનો વૈભવ (ચાલુ)–બાદશાહી હરમ.

અરે, પણ 'બાદશાહી હરમ"ની સ્ત્રી–સીપાઈઓનું અવલોકન કરતા કરતા, આપણે કેવા આડે અવળે માર્ગે ચ્હડી ગયા? ચાલો, આપણે સમય થોડો છે અને જોવાનું ઘણું છે, માટે "બાદશાહી હરમ"ને એક વખત જોઈ લઈએ.

'બાદશાહી હરમ'ની સ્ત્રી સીપાઇઓની સાથે બીજું એક દળ સ્ત્રી સીપાઇઓનું હોય છે. તેઓ બેગમોના મ્યાના અને ડોલીઓ ઉંચકવાનું કામ કરે છે. તેમની ફોજ વળી જુદી જ રહે છે અને તેમનામાં પણ નાના મોટા અમલદારો તરીકે સ્ત્રીઓને જ રોકવામાં આવે છે. આ ફોજની સરદારણ તરીકે એક મોટી બળવાન્ અને મર્દાની ચાલની, કહારી જાતની સુંદર સ્ત્રી હતી. તેને આપણા બાદશાહ સલામતે ઘણી મ્હોંડે ચ્હડાવી મુકી હતી! આ સ્ત્રીની સાથે ઘણી વખતે બાદશાહ સલામત ઠઠ્ઠા મશ્કરી કરતા હતા; તેમના વચ્ચેનો બોલવા ચાલવાનો વ્યવહાર જો કોઇ સાંભળે અથવા તેમનાં કૌતુકો નજરોનજર જુવે તો કોઇ એમ ન કહે કે, આ બાદશાહ અને આ લોંડી!

બેગમોની સેવામાં ઘણી લોંડીઓ, દાઇઓ અને મેહરીયો નામની સ્ત્રીઓ રહે છે. આમાંની ઘણી ખરી સ્ત્રીઓ વંશપરંપરાથી બેગમોની સેવા કરતી આવે છે; પણ કેટલીક સ્ત્રીઓને તેમનાં સૌંદર્યને લીધે તેમનાં માબાપની પાસેથી વેચાતી લેવામાં આવે છે. તેમનું કામ માત્ર ગાવા બજાવવાનું, કહાણીઓ કહેવાનું અને બેગમોની પગચંપી કરવાનું હોય છે.

મીર હુસન અલીની મડમે* એના સંબંધમાં એક પુસ્તક લખ્યું છે, જેમાં તેણે એ વિષયનું ઘણું સારું વર્ણન કર્યું છે. તેમણે લખેલી વાતો કેવળ બાદશાહી હરમમાં જ થાય છે એમ નથી; પરંતુ લખનોરના ઘણાખરા અમીર ઉમરાવોના ઘરમાં એવી વાતો અવારનવાર થયા જ કરે છે!

મીસીસ મીરજા હુસનઅલી પોતાના પુસ્તકમાં એક ઠેકાણે લખે છે કે; "જો કે આ લોંડીઓને બેગમોની સેવામાં હમેશ હાજર રહેવું પડે છે, તોપણ તેમની સાથે સારી વર્તણુક ચલાવવામાં આવે છે. તેમના ખાવા પીવાનો અને રહેવાનો બંદોબસ્ત તેમની યોગ્યતાના પ્રમાણમાં કરવામાં કંઇ પણ ખામી રાખવામાં આવતી નથી; અને તેથી તેમનું દાસત્વ દુઃખમુલક જણાતું નથી; અર્થાત્ તેઓ પરાધીન તો છે, પરંતુ

---

*આ મડમ સાહેબ વિલાયતનાં વતની હતાં. જ્યારે મીર હુસનઅલી વિલાયત ગયા હતા, ત્યારે એની સાથે લગ્ન કરીને તેઓ એને લખનોર લઈ આવ્યા હતા. આ મડમ સાહેબ ૧૨ વરસ હિંદુસ્થાનમાં રહ્યાં, તે અરસામાં તેણે પોતાના પતિને બીજી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં દીધાં નહતાં, પરંતુ પાછળથી તેમનું આરોગ્ય બગડવાથી, તેઓ વિલાયત ગયાં, તે ગયાં જ, પાછાં હિન્દુસ્થાનમાં આવ્યાં નહીં! પોતાના બાર વરસના અનુભવના આધારે તેમણે હિંદુસ્થાનના સંબંધમાં એક પુસ્તક લખ્યું છે, અને તે નામદાર પ્રીન્સ આફ્ વેલ્સ અને હાલના નામદાર શહેનશાહ સાતમા એડવર્ડને અર્પણ કર્યું છે. તેમના પુસ્તકનું નામ "Observations of the Mussalmans of India" છે.

તેમને કોઇ પણ વાતનું દુઃખ હોતું નથી. કારણ કે મુસલમાનોમાં આ લોંડીઓનો નિવાસ આવશ્યકતારૂપ ગણાય છે અને તેમનાથી તેઓ એક જાતની મોટાઈ માને છે. જ્યારે આ લોંડીઓ જુવાન થાય છે, ત્યારે તેની ઉદારચિત્તવાળી શેઠાણી તેનાં લગ્ન કરી આપે છે અને તેનાં બાળકોનાં પાલણ પોષણ અર્થે માસિક પગાર પણ આપે છે. જે લોંડીઓની શેઠાણી ઉદાર, દયાળુ અને સુશીલ હોય છે, તે લોંડીઓ આવી પરાધીનતામાં પણ સુખ પ્રાપ્ત કરી શકે છે. પરંતુ કલહપ્રીય અને કૃપણ શેઠાણીના પાલવે પડેલી, બીજી દાસીઓ સુખનું મ્હોડું પણ જોવા પામતી નથી !" લખનોરની લોંડીઓની બીજી અવસ્થા સંબંધી મીસીસ મીરજાએ સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે સામાન્યરૂપે વિશેષ જે લખ્યું છે, તેવું જો કોઇ પુરુષે લખ્યું હોત તો, તે કોમળ ચિત્તવાળી સ્ત્રીઓને વધારે દુઃખરૂપ થઈ પડતે. તે લખે છેઃ—" મ્હેં સાંભળ્યું છે કે, એક નામીચા અને ખાનદાન કુટુંબની બેગમે એક સુંદર લોંડીને નાનપણથી પાળી હતી. થોડા વરસ પછી જ્યારે તે યુવાવસ્થામાં આવી ત્યારે અચાનક એક દિવસે બેગમના સ્વામીની સાથે તેની ગાંઠ પડી ગઈ. આ વાતની તે બેગમ સાહેબને ખબર પડી, તોપણ તેણે આંખ આડા કાન કરીને, તે લોંડીને પહેલાના જેવી જ મમતાથી પોતાની પાસે રાખી. ધીરે ધીરે બેગમના સ્વામીની સાથે તેની પ્રીતિ વધતી ગઈ અને તેથી તે પોતાની બેગમ સાહેબની માન મર્યાદા ઓછી કરીને તેને અપમાન પ્હોંચાડવા લાગી ! બેગમ સાહેબે પોતાની મર્યાદા જાળવવા અને બીજી લોંડીઓને ભય દેખાડવા, તે લોંડીને એવો દંડ કર્યો કે, જે ખરેખર તેના કુલીનપણાને છાજતો હતો. તેણે ચાંદીની એક મોટી જંજીર બનાવી અને બીજી લોંડીઓને હુકમ કર્યો કે, દરરોજ એકેક કલાક આ કૃતઘ્ન લોંડીને જંજીર પહેરાવી સૌની સમક્ષ ખાટલાપર સુવડાવી મુકવી, જેથી તે શરમને લીધે પોતાનું કુકર્મ છોડી દે. ખાટલાપર પડયાં રહેવું તે કંઈ મોટી શિક્ષા જેવું નહતું. જો તેને જંજીર પહેરાવવામાં ન આવે તો તે પોતાની ખુશીથી આખો દીવસ ખાટલાપર પડી રહે ! પરંતુ જંજીરથી પોતાના હાથ પગ જકડાવીને, બીજી દાસીઓની સન્મુખ ખાટલાપર સુવું, એ જ ઘણું શરમ ભરેલું હતું."

મીસીસ મીરજાએ આગળ ચાલતાં જનાનખાનાનાં બીજાં રહસ્યો ઉત્તમ રીતે વર્ણવ્યાં છે. પરંતુ અમારા ધારવા પ્રમાણે તેણે બન્ને બાજુ તપાશીને એવું લખ્યું હોય એમ જણાતું નથી. કારણ કે કોઇ લોંડી યુવાન અથવા રૂપવાન હોતી નથી તો, તેના પ્રતિ તેના માલીકોનું વિશેષ ધ્યાન રહેતું નથી. એટલું જ નહીં પણ તે રૂપવાન્ નહીં હોવાના કારણે તેના સામાન્ય દોષને માટે તેને વારંવાર કઠોર શિક્ષા કરવામાં આવે છે. મુસ-

લમાનોમાં કંઈ સઘળી સ્ત્રીઓ કોમળ ચિત્તવાળી અને દેવી સ્વરૂપા હોતી નથી, અને તેથી તેમનામાં જ્યારે કોઇ જાતના વેરની અથવા ઇર્ષાની અગ્નિ સળગી ઉઠે છે, ત્યારે તેમની ક્રુરતા અને કઠોરતાની સીમા રહેતી નથી!

થોડા વર્ષની વાત ઉપર એક બેગમ સાહેબની કઠોરતાની વાત સાંભળી કલકત્તામાં મોટી ચર્ચા જાગી હતી. મૂળ વાત એ હતી કે, તે બેગમની એક લોંડી તેના હુક્કાપર જોઇએ તેવો અગ્નિ સળગાવીને મુકતી નહતી. ઘણી વખતે એમ નહીં કરવાને તે બેગમ સાહેબે લોંડીને શિખામણ દીધી, પણ લોંડીએ તેની વાત કાનપર ધરી નહીં. આથી બેગમ સાહેબને ઘણો ક્રોધ ચઢ્યો; અને ક્રોધમાં ને ક્રોધમાં તેણે બીજી લોંડીઓની પાસે, પેલી લોંડીને ભોંયપર હાથ પગ બાંધીને સુવડાવી, ને તેના શરીરે ધગધગતા અંગારા ચાંપી દીધા! સખ્ત રીતે દાઝવાથી તે લોંડીએ બે ચાર દીવસ પછી પોતાનો પ્રાણ મુકયો! એ વાતની પોલીસને ખબર પડી. કલકત્તાની પોલીસ એટલે પૂછવું જ શું? તરત જ તેણે પુરાવા ભેગા કરીને આ પડદાવાળી સ્ત્રીને અપરાધી ઠેરવી, કાલાપાણીની સજા કરાવી! જ્યારે કોર્ટે સજાનો હુકમ કીધો ત્યારે તે બેગમ સાહેબને પડદામાંથી બ્હાર નીકળવું પડયું. કોર્ટના હુકમથી જ્યારે તે બેગમ સાહેબે પોતાના મ્હોંડા ઉપરનો બૂરખો દુર કર્યો, ત્યારે વર્ત્તમાનપત્રોના જે રીપોર્ટરો ત્યાં હાજર હતા, તેઓ તેનું સૌંદર્ય જોઇને ચકિત જ બની ગયા! તેની સુંદરતા એવી અનુપમ અને વિલક્ષણ હતી કે, તેનું વર્ણન કયા શબ્દોમાં કરવું, તે પણ તેમને સુજ્યું નહીં!

લખનોરના ઉમરાવોના ઘરમાં, લોંડીઓ અને બાંદીઓની સાથે ખોજાઓ પણ રહે છે. બાદશાહી જનાનામાં આ વખતે લગભગ દોઢશો ખોજાઓ હતા. આ ખોજાઓનો ઉપરી, બાદશાહ બેગમની દેવડીપર રહે છે, અને પ્રત્યેક જન તેને ઘણું માન આપે છે. હિન્દુસ્થાનના મુખ્ય મુખ્ય દેશોમાં, કેટલાક ઠગ લોકો ન્હાના ન્હાના બાળકોનું હરણ કરીને પાછળથી તેમને નપુંસક બનાવે છે અને મોં માગ્યા પૈસા લઇને તેમને મુસલમાન અમીર ઉમરાવોને વેચે છે; જેઓ પાછળથી ખોજાઓને નામે ઓળખાય છે. આ ખોજાઓ ઉપર તેમના માલિકો ઘણો વિશ્વાસ રાખે છે. મીસીસ હુસનઅલી લખે છે કે, "એ લોકોનો અધિકાર બીજા ચાકરો કરતાં અધિક હોય છે. તેઓ પોતાની ઇચ્છાનુસાર જનાનખાનામાં જઇ શકે છે, એટલું જ નહીં પણ "શાહી હરમ"માં તો એ લોકો બેગમોને નવડાવે છે અને તેમને વસ્ત્રો પણ પહેરાવે છે."

અયોધ્યાના નવાબી અમલમાં, ખોજાઓને મોટા મોટા હોદ્દાઓ ઉપર ચડાવવામાં આવ્યા છે; તે એટલે સુધી કે પરગણા અને જીલ્લાઓની જમીનની મેહેસુલ પણ તેઓ ઉઘરાવે છે અને રાજ્યના અનેક મોટાં મોટાં કામ પણ તેઓ કરે છે. બિશપ હેબર સાહેબ પોતાના પુસ્તકમાં એક ઠેકાણે લખે છે કે, એક વખત બાદશાહ એક ખોજાને ઘેર પધાર્યા તે વખતે તેણે દશ લાખ રૂપિયા ખર્ચીને બનાવેલા રત્ન જડિત સિંહાસનપર બાદશાહને બેસાડ્યા અને પાછળથી તે મુલ્યવાન્ સિંહાસન તેણે બાદશાહને ભેટ કરી દીધું.

મુસલામાની ધર્મશાસ્ત્ર પ્રમાણે અનુચર ઉપર તેના સ્વામીનું આધિપત્ય હોય છે અને તેથી તેઓ જે કંઇ ધન એકઠું કરે છે, તેનાપર તેના સ્વામીનો જ હક્ક પહોંચે છે. આ પ્રમાણે ખોજા લોકોનું ધન તેના મરવા પછી તેના સ્વામીને મળે છે. આ જ કારણને લીધે ખોજાઓ અને બીજા દાસ દાસીઓને મુસલમાન અમીર ઉમરાવો મોટી મોટી બક્ષીસો આપે છે. ખોજાઓના વંશવારસ કોઇ નહીં હોવાથી, તેમને આપવું તે જાણે થોડા દિવસને માટે કોઇ મીલકત ઘરેણે મુકવા જેવું જ છે! એક વખતે એવું થયું કે, એક ધનવાન્ ખોજો જે એક મોટો જાગીરદાર હતો, તે મરતી વખતે પોતાની જાગીર કોઇ બીજાના નામપર લખતો ગયો; એટલે તેના વારસે તેના મરવા પછી તેની બધી માલ મિલકત પોતાના સ્વાધીનમાં લીધી. આ વાતની ખબર બાદશાહને પહોંચી; ખોજો અસલ બાદશાહનો અનુચર હોવાથી તેની મીલ્કતપર બાદશાહનો હક પહોંચતો હતો. બાદશાહે તેના વારસને તેની સઘળી માલ મીલકત પોતાને સ્વાધીન કરવા જણાવ્યું; પરંતુ તેના વારસે જ્યારે માન્યું નહીં, ત્યારે બાદશાહે પોતાનું લશ્કર મોકલી તેની મીલકત પોતાના અધિકારમાં લીધી! બાદશાહે મુસલામાની ધર્મશાસ્ત્ર પ્રમાણે તે ખોજાનો અગણિત પૈસો, સોના ચાંદીનાં વાસણો અને મુલ્યવાન્ વસ્ત્રાલંકારો શોધી શોધીને પોતાના સ્વાધીનમાં લીધા અને તેના વારસને એક ફુટી કોડી પણ આપવામાં આવી નહીં! જો કે ખોજાના વારસે બાદશાહની વિરુદ્ધ ઘણાએ પ્રયત્ન કર્યા, પણ તે બિચારાનું અંતે કંઇ વળ્યું નહીં! લખનોરવાસીઓમાં આવી રીતે અનેક પ્રકારના ટંટા બખેડાઓ વારંવાર થાય છે અને તેથી તેઓને બાળકની પેઠે જરા જરા વાતમાં લડી પડવાની ટેવ પડી ગયેલી હોય છે. પરંતુ આવા ટંટા બખેડાથી એટલું થાય છે કે, તેમનાં હથિયારો ખુણામાં નકામાં પડી રહેતાં નથી અને તેનાપર કાટ ચ્હડવા પામતો નથી!

## પંચમ અધ્યાય.

### લખનૌનો વૈભવ (ચાલુ)–શાહી હરમ.

"શાહી હરમ"ની બ્હારની વાતોમાં કેવલ આપણે સ્ત્રી સીપાઇ, કહારિયો અને ખોજા સુધી આવીને અટકી ગયા! ચાલો આવો, જરા જીવ કઠણ કરીને "શાહી હરમ"નો પડદો ઉંચકીએ અને અંદરની સ્હેલ પણ કરતા આવીએ! જુઓ આ 'શાહી હરમ"ની લોંડીઓ પણ આપણી સાથે આવે છે, એટલે આપણને જોવા જાવામાં ઘણું સુગમ પડશે. "શાહી હરમ"ની અંદરની ઇમારત અને તેનો બ્હારનો ભાગ, જ્યાં સુધી આપણે કોઈ પણ જાતના રોકાણ વિના આવી પહોંચ્યા છીયે, તેમાં વધારે ફેરફાર જણાતો નથી. હિંદુસ્થાનની સાધારણ ઇમારતો ઘણું કરીને એવી રીતે બાંધેલી હોય છે કે, તેની અંદર સમચોરસ અથવા જગાના પ્રમાણમાં પ્રથમ એક ચોક હોય છે અને તેની ચોતરફ ઓરડાઓ અને "દાલાન" હોય છે. જો કોઇ ઇમારત બે ખંડની હોય તો, ચોકની ઉપર ચોતરફ છજજુ અને તેના ઉપર ઓરડાઓ અને "દાલાન"ની ગોઠવણ કરેલી હોય છે. આ ઓરડાઓમાં મુલ્યવાન્ વસ્ત્રાલંકારો મુકવામાં આવે છે. પરંતુ આશ્ચર્ય જેવું એ છે કે, તેને બારણાં હોતાં નથી! બારણાંની ઠેકાણે જ્યાં જુઓ ત્યાં મોટા મોટા પડદાઓ ટાંગેલા હોય છે! એનું કારણ એ છે કે, હરમની સ્ત્રીઓ "પડદેનશીન" કહેવાય છે. અને તેથી તેઓ હમેશાં આવા પડદામાં જ રહે છે. તેમના નીકટ સંબંધીમાંનો કોઈ પુરુષ જ તેમની પાસે જઇ શકે છે. બાકી બીજા પુરુષોને ત્યાં જવાનો અધિકાર નથી. આ પડદા એટલા મોટા મોટા હોય છે કે, તેમાં રહેનારી બેગમો બહાર શું થાય છે, તે પણ જોઈ શકતી નથી! તેમનો પડદો કેવલ પુરુષો જ માટે હોય છે, પરંતુ સ્ત્રીઓ તો કોઇ પણ જાતની, કોઇ પણ દેશની અથવા કોઇ પણ શ્રેણિની હોય, તોપણ અટકાવ વિના તેમની પાસે સ્હેલાઇથી જઇ શકે છે.

જ્યારે કોઇ હિન્દુ અથવા મુસલ્લમાન "પડદેનશીન" સ્ત્રીને ઇસ્ટ ઇંડીયા કુંપનીની કચેરીમાં અરજ કરવા જવું પડે છે, ત્યારે તે મ્યાનામાં જ બેશી રહે છે અને તેની સ્ત્રી તરીકેની ઓળખાણ, તેનો નોકર અથવા તેનો કોઇ સંબંધી, પ્રતિજ્ઞા ઉપર ન્યાયાધીશને આપે છે. તે મ્યાનામાં બેઠી બેઠી ન્યાયાધીશના સવાલના જવાબ આપે છે, તેથી તેનો સ્વરમાત્ર જ ન્યાયાધીશ સાંભળી શકે છે. આવા રીવાજથી ઘણી વખતે મોટા મોટા ઘોટાળા ઉઠે છે. પરંતુ તેનો કોઈ ઉપાય નથી. કારણ કે, આ રીવાજ તોડવો અને તેના વિરુદ્ધ કોઈ કાર્ય કરવું, તે સહજ નથી!

બીજી સારી ઋતુઓમાં "શાહી હરમ"ની બેગમો દાલાનોમાં બેસે છે, અને ત્યાં જ કોઇને મળવું હોય તો તે મળે છે. તે વખતે દાલાનોમાં ચીનાઈ સાદડીઓ પાથરવામાં આવે છે; તેની વચ્ચોવચ્ચ મસનદ અથવા સિંહાસન મુકવામાં આવે છે; જેનાપર બેશીને બેગમ સાહેબ અન્ય સ્ત્રી વર્ગની મુલાકાત લે છે. બેગમ સાહેબને મળવા આવનારી સ્ત્રીને, દાલાનમાં પગ મુકતાં જ, નીચી વળીને સલામ કરવી પડે છે. પરંતુ તે જો વૃદ્ધ હોય અને પદ તથા અધિકારમાં મોટી હોય તો, બેગમ સાહેબ તેને સિંહાસનપરથી ઉઠીને આવકાર આપે છે. જ્યારે કોઈ મળવા આવનાર સ્ત્રીને સિંહાસનની બાજુએ બેસવાની જગ્યા મળે છે, ત્યારે એમ સમજાય છે કે, તે તેના સમાન પદની હોવી જોઇએ. વળી મસનદ અથવા સિંહાસનની બનાવટ ઉપરથી બેગમ સાહેબની માન મર્યાદાની ગણત્રી થાય છેઃ તેની યોગ્યતાના પ્રમાણમાં મસનદ બનાવવામાં આવેલું હોય છે. બેગમ સાહેબનું મસનદ બે ગજ સમચોરસ છે અને તેને ફરતી સોનેરી ઝાલરો મુકવામાં આવી છે. એ શિવાય મસનદ ઉપર બે મખમલના તકીયાં મુકવામાં આવ્યા છે, જેનાપર બેગમ સાહેબ કહોણી ટેકવીને ઉંધી પલાંઠી વાળીને બેસે છે!

જો કે આ "પડદે નશીન" સ્ત્રીઓ, ઘણી પ્રફુલ્લચિત્ત, પ્રસન્નવદનની અને સંતોષી હોય છે, તોપણ તેઓને કુદરતના મનોરમ અને આનંદદાયક દેખાવો જોવાને બીલકુલ મળતા નથી. કોઈ સુંદર પ્રદેશની કુદરતી રચના અથવા નદી નાળાં કે પહાડ પર્વતને તેઓએ જન્મ ધરીને કદી પણ જોયેલાં હોતા નથી! પડદામાં રહેનારી સ્ત્રીઓમાં ઘણી ખરી સ્ત્રીઓ એવી પણ નીકળે છે કે, જેઓએ સાધારણ નદી, પુષ્પવાટિકા અથવા ધાન્યથી હર્યાં ભર્યાં ખેતરો સુદ્ધાં નિહાળ્યાં નથી! એના સંબંધમાં એક અંગ્રેજ મહિલા લખે છે કે, કોઈ કોઈ પડદામાં રહેનારી સ્ત્રીઓને મ્હેં એવું બોલતાં પણ સાંભળેલી છે કે, "આ ફુલ તો ઘણું જ સુંદર અને મનોહર છે. જ્યાં એના ઢગલે ઢગલા ઉત્પન્ન થતા હશે, ત્યાંની ભૂમિ કેવી શોભાયમાન હશે!" તે વળી આગળ ચાલતાં લખે છે કે, "કોઈ કોઈ સ્ત્રીઓ તો અતિ આશ્ચર્યથી પૂછે છે કે, આ સઘળી વસ્તુઓ જમીનમાં તે કેવી રીતે ઉગતી હશે! અને જ્યારે તે ઉગતી હશે, ત્યારે ત્યાંની જગ્યા કેવી શોભાયમાન લાગતી હશે?"

"શાહી હરમ" માં બિલ્લોરનાં ઝાડ, ફાનસો અને વાલસીટો ઘણાં છે. નસિરુદ્દીન હૈદરના પિતા ગાજીયુદ્દીનને એ વાતનો ઘણો શોખ હતો; અને તેથી "શાહી હરમ"માં એનું પ્રમાણ જોઇએ તે કરતાં વધારે જોવામાં આવે છે.

બાદશાહના જેટલા મ્હેલ હતા, તેટલા મ્હેલોના જુદા જુદા મસનદ, જુદી જુદી દેવડીઓ અને જુદા જુદા દાલાનો પણ હતાં. દરેક બેગમની મહીનામાં એકવાર વારી આવતી હતી, ત્યારે બાદશાહ સલામત તેને મ્હેલે જતા હતા. પરંતુ કદી કદી તેમને બબ્બે મહીને પણ બાદશાહનાં દર્શન થતાં નહતાં; તોપણ તેમની બાદશાહની બેગમોમાંજ ગણત્રી થતી હતી. કદાચ તેમને ખબર પડે કે, પોતાની લોંડીઓમાંની એકાદ સુંદર લોંડી ઉપર બાદશાહની નજર ગઇ છે; અને બાદશાહ તેને ચહાય છે; એટલું જ નહીં પણ તે બન્નેનો મેલાપ સુદ્ધાં થઇ ગયો છે, તો પણ આ ઉદાર મનની બેગમો પોતાના મનમાં સ્હેજ પણ દ્વેષભાવ આણતી નથી! તે લોંડીપર બાદશાહ સલામત પ્રાણ ઓવારતા હોય, અને લોંડી તેમના પ્યારમાં સ્વર્ગનું સુખ ભોગવતી હોય, તોપણ મ્હેલમાં બન્નેનું પદ સમાન કદી પણ થઇ શકતું નથી. બેગમ તે બેગમ અને લોંડી તે લોંડી! બેગમોની માન મર્યાદામાં બાદશાહે કદી પણ હસ્તક્ષેપ કર્યો નથી, એ જ તેમની સહનશીલતાના બદલા જેવું છે!

ઉચ્ચશ્રેણિની બેગમોના અને "શાહી હરમ"ની બેગમોના વસ્ત્રાલંકારો ઘણાં જ ઉત્તમ અને જોવા યોગ્ય હોય છે. પરંતુ તે નજરે જોવાનું આપણા ભાગ્યમાં કયાંથી હોય! જ્યાં "શાહી હરમ"માં પેસવાનાં જ સાંસા હોય, ત્યાં બેગમોના વસ્ત્રાલંકારો જોવાની વાત કરવી તે તો મૂર્ખાઇ ભરેલું જ ગણી શકાશે! પરંતુ બેગમોના વસ્ત્રાલંકારો આપણને નજરે જોવા નહીં મળે, તેથી કંઇ નિરાશ થવા જેવું નથી. આવો, આ નસિરુદ્દીન હુયદરના એક અંગ્રેજ સભાસદે એના સંબંધમાં એક પુસ્તક લખ્યું છે, તેમાંથી જ થોડું વાંચી લઇએ:—"મને તે ઉમરાવોની અને બાદશાહની બેગમોના વસ્ત્રાલંકારો જોવાનો એક બે વખત અવસર મળ્યો હતો. એ શિવાય મ્હેં બીજી પણ "પડદેનશીન" સ્ત્રીઓનો પહેરવેશ જોયો છે; જેઓ બાદશાહની પાછળ ઉભી રહીને મોરછલ કરે છે, તેઓ પણ ઘણા મુલ્યવાન્ સુંદર વસ્ત્રો ધારણ કરે છે; અને તેઓ પણ મોહિની સ્વરૂપા અને યુવાન્ હોય છે. જો કે આ મોરછલ કરનારી સ્ત્રીઓ પણ "પડદેનશીન" સ્ત્રીઓમાં ગણાય છે, અને તેને એકીટશે જોવામાં અસભ્યતા અને અનાદર જણાય છે, તો પણ અમે તો બાદશાહ સલામતની નજર ચોરવીને તેને જોઈ લેતા હતા! બાદશાહ બેગમનાં વસ્ત્રો પણ મ્હેં ઘણીવાર જોયાં છે. કારણ કે બાદશાહ સલામત જ્યારે સ્નાન કરીને બહાર આવતા હતા, ત્યારે તેઓ કોઇ કોઈ વખત પોતાની મેળે જ બેગમોનાં વસ્ત્રો ધારણ કરીને આવતા હતા!! કોઈ કોઈ વખતે તો તેઓ સાયંકાળે પડદા

પાછળ ભરાઈ જતા, અને મનના આનંદે બેગમનો પોષાક પહેરીને "દુલ-હન"ના વેષમાં ઠુમક ઠુમક કરતા અમારી પાસે આવતા હતા!!"

જો કે બેગમોના પહેરવેશમાં અને બાદશાહના ઉપલા "દુલહન"ના પહેરવેશમાં ભેદ હશે, પરંતુ વસ્ત્ર ઇત્યાદિ તો તે જ હશે. બાદશાહ જ્યારે બેગમનાં વસ્ત્રો ધારણ કરતા હતા, ત્યારે તેઓ શુદ્ધ બેગમના જેવા જ લાગતા હતા! તેમના પૈજામા, સાટીન કીનખાબ અથવા એવા જ કોઈ ઉત્તમ પ્રકારના કપડાના હોય છે—જે નીચલા ભાગમાં ઢીલાઢચ હોય છે. તેને એકઠા કરીને ગાંઠ મારવામાં આવે છે અથવા તો પાછલા ભાગમાં તે જમી-નપર રગદોળાયા કરે છે! આ પૈજામા સુનેરી અથવા રૂપેરી "ઇજા-રબંધ"થી કમ્મરમાં બાંધવામાં આવે છે. વળી "ઇજારબંધ"ના છેડાપર કલાબત્તુના ઝૂમતાં ટાંગેલાં હોય છે અને તેની અંદર હીરા મોતી અને માણેક મુકેલાં હોય છે! આવા હીરા માણેકથી શોભતો "ઇજારબંધ"નો છેડો, છેક તેમના ઘૂંટણ સુધી આવે છે અને તે ચાલતી હાલતી વખતે કંઇક વિચિત્ર શોભા ધારણ કરે છે!

કમ્મરના ઉપલા ભાગમાં બેગમો ચોળીયો અથવા અંગીયાઓ પહેરે છે, જે ઘણા જ ઝીણા કુમાસના કપડાની બનાવવામાં આવે છે. એનું કારણ એ છે કે, તેઓ ઝીણા કુમાશના કપડાંને વધારે સુંદર ગણે છે! આખા હિન્દુસ્થાનમાંના મુસલમાન અમીર ઉમરાવોના જનાનામાં, સૌથી વધારે આવાં ઝીણાં કપડાં વપરાય છે. વળી એ ઝીણા કુમાશનાં કપડાંના વસ્ત્રો તેઓ એટલી બધી કાળજી રાખીને દરજીની પાસે શીવ-ડાવે છે કે, તે શરીરમાં બરાબર ચુસ્ત આવી રહે; કારણ કે ઢીલાં ઢીલાં વસ્ત્રને શરીરપર ધારણ કરવામાં તેઓ એક પ્રકારનું દૂષણ સમજે છે! બેગમોના અંગિયાના ઉપલા ભાગમાં ચોતરફ સુનેરી કસબથી ભરેલી વેલ અને બુટ્ટીઓ હોય છે. આ અંગિયાના ઉપર તેઓ કુરતિયો પહેરે છે, જે ઘણે ભાગે જાળીદાર કપડાંની હોય છે. તેમની આવી જાળીદાર કપડાંની કુરતિયોથી, તેમની કમ્મરના નેફા ઇત્યાદિની સુનેરી ઝલક, ચમક દમક અને અંગિયાનો કટાવ છુપો રહેતો નથી!

એનાપર તેઓ એક હલકો દુપટ્ટો અથવા ચાદર ઓઢે છે, જે સુનેરી અથવા રૂપેરી બાદલાંની ભરેલી હોય છે. ઢાકાની મલમલના પણ તેઓ દુપટ્ટા બનાવે છે; અને તેના પાલવ તથા કોર મુકવામાં તેઓ ઘણી મહેનત લે છે, તેમ પૈસો ખરચવામાં પણ કચાશ રાખતા નથી! આવા દુપટ્ટાવડે તેઓ પાછળથી પોતાનું માથું ઢાંકે છે અને તેના પાલવો ખભાપર આગળ ઝૂલતા રાખે છે. આ દુપટ્ટો તેઓ એવી રીતે ઓઢે છે કે, જો કોઈ કુરૂપા સ્ત્રી પણ એવી રીતે દુપટ્ટો ઓઢીને બહાર નીકળે

તો લોકો બે ઘડી તેને જ જોયા કરે! જ્યારે આ દુપટ્ટો કુરૂપાને પણ આવી સ્વરૂપા બનાવે છે, ત્યારે સ્વરૂપના ભંડારરૂપ બેગમો એ ઓઢતી હશે, ત્યારે તેમની સુંદરતા કેટલી બધી ચિત્તાકર્ષક બનતી હશે?

હવે એકવાર એવી સુલલિત લાવણ્યમયી લલનાના ચિત્રની તમે મનમાં કલ્પના કરો, કે જેણે ઉપર કહેલા સઘળા વસ્ત્રાલંકારો ઘણી જ ઉત્તમ રીતે પોતાના શરીરપર ધારણ કર્યાં હોય; તેનો વર્ણ ગૌર અથવા ખુલ્લા ઘઉં વર્ણનો હોય, તેના કોમળ પગમાં કસબી નોકદાર મોજડીઓ હોય, તેના ન્હાના ન્હાના હાથ અને પગના નખ, મેંદી અથવા બીજા રંગથી ગુલાબી રંગ્યા હોય, અને તેની કોમળ તથા લજ્જાથી નીચી નમેલી આંખોમાં કાળો સૂરમો આંજ્યો હોય. વળી તેની ભ્રમર એવી કમાનદાર હોય કે, જે પરના વાળ, આવી સુંદરતાથી સુશોભિત થઇને જાણે તે આભારના ભારથી નીચા વળી ગયા હોય. તેનું ભવ્ય કપાળ અને મસ્તક, તેનું ગોળ મટોળ ગુલાબી મુખડું અને તે ઉપરના લાંબા કાળા વાળ, ચંબેલીના ફૂલેલમાં બ્હેકતા હોય, અને તે સાથે તેના છૂટા વાળમાંથી થોડાક છાતીપર અને બાકીના પીઠપર લટકતા હોય; તેના કાનમાં અનેક પ્રકારની વાલીઓ, નાકમાં બે મોતી અને એક માણેક સાથની મોટી નથ હોય, અને શરીરપર બીજા અનેક હીરામાણેકના અલંકારો હોય. એક એવી રૂપરંગવાળી સ્ત્રીની તમે મનમાં કલ્પના કરો, કે જેમાં પૂરેપૂરી સુઘડતા, સુકુમારતા અને લાવણ્યતા ભરી હોય અને તે તમારી આંખો સામું ઉભી હોય તથા તેનું અંગ ઝીણા વસ્ત્રોથી અર્ધુ ઉઘાડું અને અર્ધુ ઓઢણાંથી ઢાંકેલું હોય! જો એવી કમનીય કામનીની તમે કલ્પના કરી શકશો તો, લખનોરના "શાહી હેરમ"ની બેગમો કેવી હશે, તેનો ઉત્તર તમને તમારી પાસેથી જ મળશે!



## ષષ્ઠાધ્યાય.

### લખનૌનો વૈભવ (ચાલુ)–બેગમોનો ઠઠારો.

લખનોરમાં બેગમોની સ્વારી કોઈ કોઈ વખતે ઘણી ધામધુમથી નીકળે છે. તેઓ જ્યારે દર્શનને માટે અથવા પુત્ર કામનાથી કોઈ દેવાલય અથવા મસજીદમાં માનતા ચઢાવવા જાય છે, ત્યારે તેમની સ્વારીની ધામધુમ જોવા યોગ્ય હોય છે. પરંતુ આવી સ્વારીમાં કેવલ બાદશાહની બેગમની આગળ જ નોબત વાગે છે; અને તેને જ સૂર્યમુખી તથા મોરછલ વાપરવાનો અધિકાર હોય છે; બાકી બીજી બેગમોની સ્વારીને માટે એક સરખો સામાન હોય છે.

બાદશાહની બેગમની સ્વારી કેવી ધામધુમથી દરગાહ તરફ જાય છે, તે જોવું હોય તો ચાલો છેલ્લે છેલ્લે તે પણ જોતા જઇએ; કારણ કે એવા પ્રસંગો કંઈ આપણા જોવામાં વારંવાર આવતા નથી! સ્વારીની સૌથી આગળ બાદશાહી સ્વારો હોય છે, જેઓ રૂપેરી નીશાન લઇને ઘોડાપર બેઠેલા છે. તેમની પાછળ નોબત અને નોબતની પાછળ પાયદલની બે ટુકડીઓ બેંડ વગાડતી ચાલે છે. એ પછી "આસા બલ્લમ" નામની એક ટુકડી, શરીરપર શ્વેત વસ્ત્રો ધારણ કરીને, હાથમાં ભાલા પકડીને ચાલે છે; અને ત્યાર પછી "બાદશાહ બેગમ"નો બંધ મ્યાનો જોવામાં આવે છે. આ મ્યાનો ચાંદીના પત્રાંથી મઢેલો હોય છે અને તેને ચોવીસ ભોઇઓ ઉંચકે છે. દર પા પા માઇલે આ ભોઇઓ બદલાય છે, જેથી તેઓને મ્યાનો લઈ જવામાં વધારે પરિશ્રમ વેઠવો પડતો નથી. મ્યાનો ઉંચકનારા આ ભોઇઓનો પોષાક પણ ઘણો ઉત્તમ હોય છે. તેઓ તટરબંધ પોષાક પહેરે છે અને તેની ઉપર કારચોબી કામની લાલ બનાતની ઢીલી ઢાલી ડગલીઓ પહેરે છે. તેમની પાઘડીઓ પણ લાલ રંગની હોય છે અને તેનાપર કારચોબથી ભરેલી સુનેરી રૂપેરી માછલીઓ તેઓ મુકે છે. આ માછલીઓને મુકવામાં આવેલાં કસબનાં ફુમતાં છેક તેમના ખભા સુધી લટકે છે, અને તેથી તેમના પોષાકમાં કંઇક વિચિત્રતા જેવું લાગે છે! ભોઇઓની પાછળ પાછળ મેહેરીયોનાં ઝુંડના ઝુંડ ચાલે છે, જેઓ બેગમ સાહેબની સ્વારી દરગાહમાં પહોંચતાં, તેમનો મ્યાનો ઉંચકીને અંદર લઇ જાય છે. આ મેહેરીયોની પાછળ સોના ચાંદીના "આસાબરદાર" અને ચોબદારોની ભીડ હોય છે, જેઓ બેગમ સાહેબના નામની મોટેથી નેકી પોકારે છે અને માર્ગમાં ઉભેલા ભીખારીઓને બાજુએ ખસેડે છે; કારણ કે લખનોરના ફકીર અને ભીખારીઓ ઘણા અડીયલ હોય છે અને તેથી તેઓ સ્હેજમાં ખસતા નથી. વળી બેગમ સાહેબની સ્વારી વખતે પૈસા અને રૂપિયા લૂંટાવવામાં આવે છે, તેથી આવી સ્વારી વખતે ફકીરો અને ભીખારીઓની રાજમાર્ગ ઉપર ઘણી ભીડ થાય છે.

આસાબરદારો અને ચોબદારોની પાછળ, ખોજાઓના ઉપરીની સ્વારી હોય છે. તે ઠાઠમાઠથી હાથીપર ચ્હડેલો હોય છે! ખોજાઓના ઉપરીના માન મર્તબા સંબંધે આગળ કહેવામાં આવ્યું છે, એટલે તેના આવા ઠાઠમાઠનું કારણ વાંચકો પોતાની મેળે સમજી શકે તેમ છે. આ વખતનો તેનો પોષાક પણ ઘણો મુલ્યવાન હોય છે, અને તેનો દેખાવ જાણે બાળકોનો બીજો ઘોઘોરાણો જ સ્વારીમાં નીકળ્યો હોય તેવો લાગે છે!

ખ્વાજેસરાના નામથી ઓળખાતા આ ખોજાઓના ઉપરીના હાથી પાછળ, બેગમ સાહેબની લોંડીઓ, બાંદીઓ અને દાઇઓની સ્વારી હોય છે. તેઓ મ્યાના, ચંડોળો, રથ વિગેરે વાહનોમાં બેઠેલી હોય છે. મ્યાના અને રથ તો આપણા જોવામાં ઘણીવાર આવે છે, પણ ચંડોળો તો આવી સ્વારી વખતે જ જોવામાં આવે છે. એનો આકાર મોટી ડોળી જેવો હોય છે. તેને બનાવતાં ઘણો ખર્ચ થાય છે. એ લોકોની પાછળ બરછી અને ભાલાવાળા સીપાઈ ચાલે છે. બાદશાહ બેગમની સ્વારીમાં તેમની લોંડીઓ અને બાંદીઓની સંખ્યા ૧૫૦ થી લગભગ ૨૦૦ સુધીની હોય છે. તમે કદાચ પૂછશો કે, આટલી બધી લોંડીઓ તે વળી શું કામ કરતી હશે? એના ઉત્તરમાં એટલું જ કહેવાનું છે કે, "શાહી હરમ"નું દરેકે દરેક કામ એ લોંડીઓ પાસે જ કરાવવામાં આવે છે. કોઇ કોઈ લોંડીઓ તો બેગમોને રાત દિવસ કિસ્સા કહાણી જ સંભળાવ્યા કરે છે, કોઈ કોઈ તો બારેઘડી અને બત્રીશે પહોર બેગમોની પગચંપી જ કર્યા કરે છે અને કોઈ કોઈ લોંડીઓ તો બેગમ સાહેબની ટાપટીપ પાછળ જ મચેલી રહે છે. હિન્દુસ્થાનમાં જો કે દરજી, સ્ત્રીઓનાં કપડાં પણ શીવે છે; પરંતુ "શાહી હરમ"ની બેગમોનાં કપડાં લોંડીઓ શીવે છે. આ લોંડીઓમાં જેઓ ભણેલી હોય છે, તેઓ બેગમોને કુરાન વાંચી સંભળાવવાનું પણ કામ કરે છે. એ શિવાય રાંધવાનું, કપડાં ધોવાનું અને બીજું પરચુરણ કામ એ લોંડીઓ જ કરે છે. "શાહી હરમ"ની આ લોંડીઓ પણ "પડદાનશીન" ગણાય છે અને તેથી તેઓ પડદાવિના બહાર નીકળવા પામતી નથી!

આવા ઠાઠમાઠથી બાદશાહ બેગમની સ્વારી નીકળે છે. પોતાના નામ પ્રમાણે સ્વારીનો સર્વ ઠાઠ રાખવામાં, બેગમ સાહેબ વિશેષ કાળજી રાખે છે, કારણ કે એથી પોતાના નામનો જે ડંકો લોકોમાં વાગે છે, તે સાંભળીને તેમને ઘણો આનંદ થાય છે!

સ્વારીની સ્હેલ પણ કરી ચુકયા. પરંતુ વાચકોને અમારે કહેવું જોઇએ કે, તેમણે આ ખ્યાલી ચિત્રને ચિત્તથી કહાડી નાંખવું કે તેઓ સુખી હશે! કારણ કે એમની સાથે આટલો બધો ઠાઠમાઠ રહે છે, તો પણ એ બિચારીઓ દયાપાત્ર છે! તમે પૂછશો કે, બાદશાહની બેગમને એવું શું દુ:ખ છે કે, તે આપણી દયાપાત્ર હોઈ શકે? એને માટે ટુંકામાં એટલું જ કહેવું બસ થશે કે, તેઓ સુવર્ણ અલંકારમાં બંધાયેલી એક કેદી સમાન સ્થિતિ ભોગવે છે! એક ગરીબ ઝૂંપડીમાં વસનારી અને સ્વામીના સહવાસમાં કાળ ગાળનારી સ્ત્રી, આ બાદશાહોની સુવર્ણ અલંકારોથી મઢેલી બેગમો કરતાં વધારે સુખી અને સૌભાગ્યવતી હોય છે!

"શાહી–હરમ"ની સાથે તેમાં વસનારી બેગમોના રીતિ રીવાજો પણ આપણે જોઈ ચુકયા. બાદશાહ બેગમની સ્વારી જોવાની બાકી હતી તે પણ જોઈ નાંખી. હવે લખનૌમાં બીજું શું જોવાનું બાકી રહ્યું? આવો, તેની તપાસ પણ કરતા જઈએ–

બાગ બગીચા અને એવા બીજા સ્થાનોની, લખનૌમાં ન્યૂનતા નથી. પરંતુ બીજા મોટા શહેરના જેવા જ ત્યાંના બાગ બગીચા હોવાથી તેમાં કંઈક વિશેષપણું આપણને જણાશે નહીં! ચાલો, જતાં જતાં આપણે લખનૌનાં બજારો અને ત્યાંના માણસોના રીતિ રીવાજો જોતા જઈએ. બજારોમાં મોટી મોટી દુકાનો છે, જોઈએ તે વસ્તુ મળે છે, દુકાનદારો ગ્રાહકોને મીઠી વાણીએ લોભાવીને એકના બમણા પૈસા લે છે! સભ્યતા બતાવીને, પાન ગુલાબ આપીને અને ગ્રાહક ગમે તેવો અપરિચિત હોય તો પણ તેની સાથે જાણે જુનો પરિચય હોય તેમ મીઠી મીઠી વાતો કરીને, અહીંના દુકાનદારો ગ્રાહકોને માલ આપે છે! જો ગ્રાહક તેના મિષ્ટ વચનથી લોભાઈને, તેનો માલ ખરીદ કરે છે તો, તેમાંથી દુકાનદાર પોતાની સભ્યતાના અવેજમાં બમણું લઈ લે છે! અને જો કોઈ ગ્રાહક તેના જેવો જ મળ્યો તો, પાછળથી તે હડધૂત થાય છે! અહીંના લોકો બજાર હાટમાં હથિયાર બાંધીને ફરે છે. જ્યારે કોઈ અમીર ઉમરાવ બજારમાં આવે છે, ત્યારે તે પણ પોતાની યોગ્યતાના પ્રમાણમાં સો પચાસ હથિયારબંધ સીપાઈઓ આગળ પાછળ રાખે છે! અહીંના લોકો સ્વભાવના પણ જરા તીખા છે. સ્હેજ સ્હેજ વાતમાં તલવારો ખેંચાય છે અને નજીવા કારણસર તેઓ એક બીજાનાં ખૂનો કરે છે! જ્યારે તેમની એવી લડાઈ જામે છે, ત્યારે લખનૌની અતિ સાંકડી ગલી કુચીઓમાં દુકાનદારો અને બીજા શાંત પ્રકૃતિના પુરુષો સંતાઈ જાય છે! લખનૌની બીજી વિચિત્રતા ત્યાંના ભીખારીઓની છે. નાની ગલી કુંચીઓમાં અને બજાર હાટમાં ભીખારીઓનાં ઝુંડનાં ઝુંડ ફરતાં ધ્રુરે છે! તેઓ "દાતા ભલા કરે"ની બૂમો પાડીને તથા ચીથરેહાલ સ્થિતિમાં રડતી સુરત બનાવીને, જતા આવતા માણસોની પાસે ભીખ માંગે છે! અહીંના લોકો એવા માણસોને ઘણી ખેરાત કરે છે, એટલે તેમની સંખ્યા ઘણી વધવા પામી છે! લખનૌમાં એ સિવાય બીજી કંઈ ન્યૂનાધિકતા નથી. હિંદુસ્થાનના બીજા મોટા શહેરોમાં જે કંઈ જોવામાં આવે છે, તેવું અહીંયાં છે. લખનૌનાં જોવા લાયક સ્થળો અને ત્યાંની પ્રજાની નીતિ રીતિનો કંઈક ભાસ અત્રે વાચકોને કરાવવામાં આવ્યો છે અને તેથી ભારતવર્ષના નંદનવન જેવી

ગણાતી રામની અયોધ્યાના બીજા ઐતિહાસિક પ્રસંગો અવલોકવાને માટે, વાંચકોને અહીંથી બીજે ઠેકાણે લઈ જવામાં આવે છે.

---

## સપ્તમ અધ્યાય.

### પરિષદ્ વર્ગ—અંગ્રેજ હજામ.

તે હરેક પ્રકારના દુર્વ્યસનમાં પડેલો અને નીચ જાતિના અંગ્રેજો, યુરેશિયનો અને દેશી દુરાત્માઓથી વીંટલાયેલો હોવાથી તેનું આખું રાજ્ય સામંત અને રક્ષિત પદ્ધતિપર મૂકવામાં આવ્યું.* કલકત્તા રીવ્યુ. વોલ્યુમ ૩ જું.



અહા! કાળનું કેવું અપૂર્વ પરિવર્તન છે! જે સ્થાન એક સમયે સ્વર્ગ સમાન હતું, તે જ સ્થાન આજે નર્કતુલ્ય બની ગયું છે! અયોધ્યા! સ્વર્ણપૂરી અયોધ્યા! આ શા ત્હારા કર્મના પરિપાક! આ શી ત્હારી સ્થિતિ! અરે! જે અયોધ્યાપર શ્રી રામચંદ્ર જેવા, જિતેન્દ્રિય પ્રજાવત્સલ મહારાજે રાજ્ય કર્યું હતું, આજે તે જ અયોધ્યાના સિંહાસન ઉપર, ઇંદ્રિયાસક્ત, વિલાસ પ્રિય નસિરુદ્દીન હયદર બેઠો છે! એ સઘળી કાળની કૃતિ છે! એ સહુ કાળનો મહિમા છે! અહો! પરમેશ્વર પ્રમાણે આ કાળ પણ આદ્યંત રહિત જણાય છે! આદિ તથા અંતથી રહિત આ કાળ હોવાથી પરંપરાથી એના અંગમાં વિલક્ષણ શક્તિનો સમાવેશ થયેલો છે! પરમેશ્વર આ સઘળાનું મૂલ કારણ છે અને કાળ ઉપાધિભૂત છે! કાળ જેમ આદિ ને અનંત છે, તેમ તે સર્વ ઠેકાણે, સર્વ સમયે હાજર રહેલો હોય છે! તેથી જ જગતમાં અત્યાર સુધીમાં જે જે બનાવો બની ગયા છે, તે સહુ કાળે જોયા છે અને હવે પછી, જે જે બનાવો બનશે તે પણ કાળ જ જોવા પામશે!! આવા પ્રકારનુ કાળનું ભવ્ય, ઉદાત્ત, ગંભિર અને અતર્ક્ય સ્વરૂપ લક્ષમાં ઉતારવાથી, કેટલાક તત્ત્વવેત્તાઓ કાળને જુદા પદાર્થ તરિકે નહીં માનતાં, તેને પરમેશ્વરનું અંગ માને છે, તે કેટલું યથાર્થ છે, તે આપણા ધ્યાનમાં ઉતરશે!

તમને અયોધ્યાના બીજા બાદશાહ નસિરૂદ્દિન હયદરનું ચરિત્ર નિવેદન કરાવવાની કંઇ જરૂર નથી. વિદ્વાનો કહે છે કે, જનવિશેષનું

---

* Engaged in every species of debauchery, and surrounded by wretches, English, Eurasion and Natives, of the lowest description, his whole reign was one continued satire upon the subsidiary and protected system.

*Calcutta Review, Vol III.*

ચરિત્ર, તેના મિત્રોના ચરિત્રનું પ્રતિબિંબ છે! માટે બાદશાહના પરિષદો, મિત્રો અને તેના સહવાસમાં આવનારા માણસોના ચરિત્ર સંબંધી થોડું ઘણું લખવાથી, બાદશાહનું ચરિત્ર વિલક્ષણ રીતે જાણી શકાશે.

અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દિન હુયદરના, મુખ્ય પાંચ પરિષદો હતા. તેઓ જાતે અંગ્રેજ અને ફીરંગીઓ હતા. એક તેનો શિક્ષક, બીજો પુસ્તકાલયનો અધ્યક્ષ (લાયબ્રેરીયન), ત્રીજો જર્મન ચિત્રકાર અને ગાયક, ચોથો અંગ રક્ષક કપતાન અને પાંચમો અંગ્રેજ હજામ!! હા, હજામ! ચાલ રે લાલિયા બાવડી ચસકી નહિ, પણ અંગ્રેજ—વિલાયતી હજામ! આ હજામ સાહેબનું જ, બાદશાહના ખાસ દરબારમાં સહુ કરતાં વધારે ચલણ હતું. આ નવલકથામાં વર્ણવેલી ઘણી બાબતો સાથે, આ અંગ્રેજ હજામનો સંબંધ છે, માટે સૌથી પહેલાં તેની જીંદગીનું ટુંકું પણ જાણવાજોગ વર્ણન, વાચકોની જાણ માટે આ અધ્યાયમાં આપવામાં આવ્યું છે.

✓ એ લંડન નગરની કોઇ અંગ્રેજ રમણીનો ગર્ભજાત સંતાન હતો. બાપ કોણ તે અમે જાણુતા નથી, એક હતો કે અનેક હતા તે અમને ખબર નથી. પણ હતો તો ખરો જ! કોણ હતો તે એની મા જાણે. "મન જાણે પાપ ને મા જાણે તે બાપ." એ હજામના બાપનું નામ અમે જાણુતા નથી, પણ એની મા જાણે છે. અમારે એની મા સાથે પીછાણ નથી, તો કોને પૂછીએ? પરિચિત મનુષ્યોમાંના કોઇએ જણાવ્યું નથી, કેમકે વિલાયતમાં દરેક અંગ્રેજ નંદનના પિતાનું નામ જાણવાનો સંભવ નથી, અને ઘણું ખરું ઘણા ખરાઓના બાપનાં નામ જ હોતાં નથી—સઘળા જ ન બાપા હોય તો પછી કોણ કોના બાપની ઓળખ આપે? તેઓ દરેક ઠેકાણે પોતાની માના નામથી જ ઓળખાય છે. તેમના પિતાનું નામ કોઈ જવલ્લે જ જાણી શકે છે. આ હજામ સાહેબના પિતાનું નામ પણ કોઈ જાણતું નથી, એટલે એક અંગ્રેજ રમણીના સંતાન તરીકે, એને વાચકોની સન્મુખ ઉભો કરવામાં આવ્યો છે. બાલ્યાવસ્થામાં એ લંડન નગરમાં હજામત કરવાનો ધંધો શાખી, એ જ વેપારમાં પડયો હતો. એને પૈસાનો લોભ અતિશય હતો. લોકોને મ્હોંડે એણે એવું સાંભળ્યું હતું કે, ઈસ્ટ ઈંડિયા કંપનીની રાજધાની કલકત્તામાં, એકે પણ અંગ્રેજ હજામ નથી—તે ઠેકાણે અંગ્રેજ હજામ માટે ધંધાનું વિશાળ ખેતર ખુલ્લું પડયું છે, તેથી એણે હિંદુસ્થાનમાં આવવાનો વિચાર કીધો. તમને આથી આશ્ચર્ય લાગશે, પણ જાન કંપનીના મુસાહેબોમાં એવાઓની જ ભરતી હતી. કોઇ હજામ, કોઇ ધોબી, કોઇ મોચી, કોઇ ખાલપો, કોઇ

ન બાપો ને કોઇ બાટકીનો પુત્ર! એમાં પણ માળી, કાળીના પુત્ર અધિકારપદે આવતા ત્યારે તેને તો હિંદુસ્તાનની પ્રજા પાટલે બેસાડી પૂજવાનું જ બાકી રાખતી. તેવા જ આ હજામ ભાઇ હતા. પરંતુ હિંદુસ્થાન આવવાને માટે, સ્ટીમરનું ભાડું આપવા જેટલીએ એનામાં શક્તિ નહતી. તેથી લાચારીએ, સ્ટીમરમાં (Cabin Boy) તરીકે કામ કરવાનું કબુલ કરી, તે વગર ભાડે લંડનથી હિંદુસ્થાન આવ્યો! કલકત્તામાં આવ્યા પછી, પોતાનો હજામનો ધંધો શરુ કરી, તેણે થોડું ઘણું પેદા કર્યું. પછી હજામનો ધંધો મુકી, જાત જાતની વિલાયતી વસ્તુઓ ખરીદ કરી, વહાણ માર્ગે ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્થાનમાં મોકલવાનો વેપાર કરવા માંડયો. એ વેપારને અર્થે તેને એકવાર લખનૌ જવું પડયું. તે વખતે લખનૌના રેસિડેન્ટ સાહેબને માથે ઘણા જ આછા આછા વાળ હતા. ગવર્નર જનરલને માથે વાળનો મોટો ગુચ્છો હતો. મોટા લોકના પોષાકનું, મોટા લોકના આચાર વ્યવહારનું સૌ કોઈ અનુકરણ કરે છે, તેથી રેસિડેન્ટ સાહેબે પોતાના મનમાં વિચાર્યું કે, અંગ્રેજ હજામની મદદથી ઉપલી વાળની ખામી દુર કરી શકાશે! એટલે ટોપી ઉતાર્યા પછી, વાળના ભરાવાથી, માથાપરની સાદી ચામડી કોઇના જોવામાં આવશે નહીં! સંજોગા સંજોગે આપણા વિલાયતી હજામનું લખનૌ આવવું થયું. તે વખતે, વખત સાંધીને રેસિડેન્ટને મલ્યો. રેસિડેન્ટ સાહેબ પોતાના વિલાયતી હજામપર ખુશ થઈ ગયા. તેને હજામના કામપર રાખી લેવાને માટે અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દિનને લખી મોકલ્યું. રેસિડેન્ટ સાહેબનો હુકમ, પેગમ્બર-અલ્લાનો હુકમ! ના ન પડાય. દેશી રાજાઓ ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવર્નર જનરલ જેવો રેસીડન્ટને ગણતા હતા, તેથી નસિરૂદ્દિને પહેલાં તેને હજામના કામપર નીમ્યો. થોડા જ વખતમાં આ અંગ્રેજ નંદન બાદશાહનો પ્રિયપાત્ર થઈ પડયો! પછી તો બાદશાહ એને સાથે લઇને એક જ ટેબલપર ખાવા લાગ્યો! બાકી શું રહ્યું? ધીરે ધીરે હજામ સાહેબનાં માન વધવા લાગ્યાં! પરંતુ બાદશાહના બીજા અંગ્રેજ સભાસદો, એને કદીપણ ઉચ્ચકુલનો ગણીને માન આપતા નહતા.* એટલું જ નહિ, પણ બાદશાહના બીજા અંગ્રેજ સભાસદો, એની સાથે એક જ ટેબલપર બેશીને ખાવાને વખતોવખત કચવાતા હતા. તેથી નસિરૂદ્દિને, તેને મુસલમાન ઉમરાવની પદવી આપી, તેનું નામ સરફરાજખાં રાખ્યું!

વિલાયતી હજામ, મુસલમાન ઉમરાવની પદવી પામી, હવે કોઇ

---

* Vide Note (×) in the appendix.

પણ જાતના વાંધા વિના **નસિરૂદ્દિનની** સાથે એક જ ટેબલ ઉપર આહાર કરવા લાગ્યો ! તે સુરાપાન કે આમોદ પ્રમોદ કરતાં, વખતોવખત **નસિરૂદ્દિનના** કાકાની પાઘડી પાડી નાંખતો હતો ! માથા ઉપરના મંદિલને કોઇ હાથ લગાડે છે, ત્યારે મુસલમાનો પોતાને મોટું અપમાન થયેલું ગણે છે. પરંતુ આ વિલાયતી હજામ તો, દરરોજ બાદશાહના કાકાનું આવું અપમાન કરતો હતો. હવે તો **લખનૌના** રેસિડેન્ટ શિવાય, **અયોધ્યામાં** એની જ અધીનતા સૌ કોઇ સ્વીકારવા લાગ્યા !

**નસિરૂદ્દિનના** પિતા, **ગાજીયુદ્દિન હૈયદરના**, આચારવિચાર, એક ધર્મિષ્ઠ મુસલમાન જેવા હતા. તે અતિશય ધર્મચુસ્ત હતો. તેથી તેને અંગ્રેજોના આચારવિચારપ્રતિ ધિક્કાર હતો. પરંતુ અંગ્રેજનો સહવાસ અતિ પ્રિય ગણનારો **નસિરૂદ્દિન**, તેમના આચારવિચારનો વિશેષ પક્ષપાતી હતો. તે અંગ્રેજોની પેઠે ટેબલપર ખાતો અને યથેચ્છ સુરાપાન કરતો હતો. ટેબલના ખરચ વિગેરેનો કારભાર, આપણા **સરફરાજખાંના** હાથમાં રહેતો હતો. તે કલકત્તેથી કોઈ કોઇ મહિને, પચાસ સાઠ હજાર રૂપિયાનો વિલાયતી દારૂ ખરીદ કરતો હતો. આવો લખલુટ ખરચ ચાલવાથી પાછો **અયોધ્યાનો** ખજાનો ખાલી થઇ ગયો !

આ વખતે **નવાબ માતે-ઉલ-દ્દોલા, નસિરૂદ્દિનનો** મુખ્ય પ્રધાન હતો. એ **આગા મીરના** નામથી ઓળખાતો હતો. **અયોધ્યાનો દીવાન** તે વખતે **રાજા રામદયાળ** હતો. ગયે વરસે પ્રજાપર ઘોર અત્યાચાર કરી, રાજ્યની મહેસુલ વસુલ કરી હતી. પરંતુ તે તો વરસ પૂરું થતાં જ, બાદશાહની લખલુટ ખરચથી પૂરી થઇ ગઇ ! ઘણાં ખરાં પરગણાંઓની પ્રજા, રાજ્યના આવા જુલમથી, ન્હાસી જઇને **નેપાળ** રાજ્યમાં વશી હતી. હજારો માણસો, ખેતીવાડીનું કામ મુકીને, ઠગ અને લુંટારાઓની ટોળીઓમાં સામેલ થઇ ગયા હતા. હવે આખું **અયોધ્યા** ચોર અને લુંટારાઓની આવાસભૂમિ જેવું બની રહ્યું હતું !

વરસ પૂરું થવા આવ્યું હતું. ***ફાગણ** મહિનો બેઠો હતો. તેથી દુકાનદારો અને કંટ્રાકટરો પોતપોતાના લ્હેણા રૂપિયા માટે, દીવાન **રામદયાળની** દરબારમાં આવવા લાગ્યા. રાજા **રામદયાળ** મુખ્ય કાર્યાધ્યક્ષ (Prime Minister) **નવાબ આગા મીરની** પાસે આ સઘળા દુકાનદારોના હિસાબો તેમના લ્હેણા પૈસા આપવાને માટે મોકલવા લાગ્યો. ખજાનો ખાલી થઇ જવાથી, **આગા મીર** મોટી ચિંતામાં પડયો. તેણે વિચાર કર્યો કે, જો હું બાદશાહી ખરચ ચલાવવાને માટે અસમર્થ નીવડીશ તો, જરૂર

---

* એ પ્રાંતોમાં નવું વરસ ચૈત્રથી ગણાય છે.

મ્હારે નોકરી ખોઇને ઘેર બેસવું પડશે. પરંતુ પ્રજા ઉપર ગયે વરસે અનહદ જુલમ થવાથી આખો દેશ છિન્નભિન્ન થઇ ગયો હતો, તેનાપર આગા બહાદુરની કે રાજા રામદયાળની નજર સરખી પણ નહતી. તેમને પોતાના પદપ્રભુત્વની મર્યાદ જાળવવા તરફ જ નજર હતી! પરંતુ નસિરૂદ્દીનના અમલમાં કોઇનું પદ કે પ્રભુત્વ ચિરસ્થાયી રહે તેમ નહતું!

એક દિવસ અયોધ્યાપતિ નસિરૂદ્દિન હૈયદર પ્રાતઃભોજન (સહવારનો નાસ્તો) લીધા પછી એકલો બેઠો હતો. તેના ચાર પાંચ અંગ્રેજ સભાસદો, પ્રાતઃભોજનથી પરવારી, ઘોડાપર બેશી ફરવા નીકળી પડ્યા હતા. તેઓ અગિયાર વાગતા પહેલાં બાદશાહની પાસે આવે એમ ન હતું. આ તક સાંધી સરફરાજખાં નામધારી અંગ્રેજ હજામ, ખરચનો હિસાબ હાથમાં લઇ, નસિરૂદ્દીનના દીવાનખાનામાં દાખલ થયો.

નસિરૂદ્દીન તેને આવતો જોઇ, હસ્તાં હસ્તાં બોલ્યો; "હો, હો, ખાંન સાહેબ! યહ કયા ખરચકા હિસાબ?"

સરફરાજખાં સ્હેજ હસીને બોલ્યો; "જહાંપનાહ! એ ગયા મહિનાનો હિસાબ છે?"

સરફરાજખાંનો હિસાબ, અંગ્રેજ દુકાનદારોના હિસાબ જેવો અથવા આપણા દેશી વેપારીઓની રીત પ્રમાણે ચોપડામાં લખેલો ન હતો. સરફરાજખાંએ તો એક લાંબા અને પહોળાં કાગળ ઉપર આ હિસાબ લખ્યો હતો. અને તે કાગળને આપણા જોશી મહારાજોના ટીપણાની પેઠે તેણે ગોળ વીંટાળેલો હતો. નસિરૂદ્દીન હિસાબ જોવાને માટે હાથમાં કાગળ લેતાંની વાર, સરફરાજખાંએ, હિસાબના કાગળનો ઉપલો છેડો નીચે ઝટકયો, એટલે ગોળ વળેલો કાગળ પોતાની મેળે ઉકેલાઇને દીવાનખાનાના ટેબલપર જઇને લંબાવ્યો! એક નમુનાનું ચિત્ર દેખાડતો હોય, તેમ સરફરાજખાંએ હિસાબનો કાગળ નસિરૂદ્દિનને જોવાને માટે તેના મ્હોંડા આગળ ધર્યો! એ હિસાબનો કાગળ ઓછામાં ઓછો, સાત આઠ હાથ લાંબો હતો! કાગળ ટેબલપર લંબાયેલો છતાં, તેનો કેટલોક ભાગતો હજુ વળેલો જ હતો! નસિરૂદ્દિન હિ હિ શબ્દે હસીને, સરફરાજખાંને હિસાબનો કાગળ માપવા કહ્યું. સરફરાજખાંએ કાગળ માપીને જોયું તો બરાબર આઠ હાથ લાંબો થયો! નસિરૂદ્દિને ફરી પાછું સરફરાજખાંને હસીને પુછ્યું; "કુલ્લે કેટલા રૂપિયા થયા છે?"

સરફરાજખાં બોલ્યો; "જહાંપનાહ! નેવું હજાર રૂપિયા."

નસિરૂદ્દીને કહ્યું; "આગલા મહિના કરતાં ઘણા વધારે છે."

તેના ઉત્તરમાં સરફરાજખાં બોલ્યો; "ખુદાવિંદ! બીજા મહિના

કરતાં કંઈક વધારે આંકડો છે ખરો; તેનું કારણ એ છે કે, આ મહિનામાં નવી પ્લેટો લાવવામાં આવી છે, વળી પશુશાળામાં ત્રણ નવા હાથી અને ચાર વાઘ આવ્યા છે. આ નવા આવેલા વાઘ, એ પહાડી ભેંસોની સાથે લડી શકશે!"

"બહુ સારું! નવાબ આગા બહાદુરની પાસેથી એ રૂપિયા માંગી લો;" એટલું કહી નસિરૂદ્દિને હીસાબના કાગળ ઉપર સહી કરી આપી.

અયોધ્યાના બાદશાહનો માસિક ખર્ચ નેવું હજાર રૂપિયા! તે પણ તેની ટેબલ ખર્ચના અને ખાવા પીવાના જ; બીજાના નહીં! આ પ્રમાણે તેનો બીજો ખર્ચ કેટલો હશે, તે વિચારવા જોગ છે! વાંચકો પૂછશે કે, ખાવાપીવામાં મહીને નેવું હજાર ખરચીને બાદશાહ એવું તે શું શું ખાતો પીતો હશે? હીરા મોતીનો તો નહિ જ આહાર કરતો હોય? ના, નહીં. બાદશાહો કંઈ બીજા માણસોની પેઠે ખા ખા કરતા નથી. તે તો દેવની પેઠે ફક્ત વાસનાના જ ભુખ્યા હોય છે! પણ તેના જેવા દેવનું નૈવેદ્ય આરોગનારા કંઇ થોડા મુવેલા હોય છે? વળી પૈસાના પૂરેપૂરા લોભી સરફ્રરાજખાંને હાથે સઘળો કારભાર–પોણો ભાગ પોતાનો અને પા ભાગ બાદશાહનો! આવા લખલુંટ ખરચમાં અને સરફ્રરાજખાં જેવાના કારભારમાં, નેવું હજાર તે શી ગણતરીમાં?

સરફ્રરાજખાં હાથમાં હિસાબનો કાગળ લઇને, નવાબ આગા મીરની પાસે ગયો. આગા મીર તો હિસાબ જોઇને જ હેબતાઇ ગયો! નેવું હજાર રૂપિયા! લાવવા કયાંથી? પરંતુ ખુદ બાદશાહે હિસાબના કાગળ ઉપર સહી કરી છે, તેથી રૂપિયા તુરત જ આપવા જોઇએ; નહીં અપાય તો બાદશાહના હુકમનું અપમાન કરવા જેવું થાય. તેથી તેણે રાજા રામદયાળને નેવું હજાર રૂપિયા આપવા હુકમ કર્યો.

બપોરે બાદશાહની રૂબરૂમાં મળી આગામીરે કહ્યું; "જહાંપનાહ! આપનો ખજાનો સરફ્રરાજખાં લૂંટી ખાય છે. આ મહિનામાં નેવું હજાર રૂપિયા કદી પણ વપરાયા નથી."

નસિરૂદ્દીન ગુસ્સે થઇને બોલ્યો; "હું તેને ઉમરાવ કરનાર છું. હું જાણું છું કે, એટલા રૂપિયા ખરચાયા નથી, પણ એ સંબંધી તમારે બોલવાની કંઈ પણ જરૂર નથી."

આવી રીતે મીરજાં આગા બહાદુર બાદશાહનું અપમાન ખમીને પાછો ફર્યો; અને સરફ્રરાજખાંને હીસાબ પ્રમાણે પૂરેપૂરા રૂપિયા આપવામાં આવ્યા.

## અષ્ટમ અધ્યાય.

### પરિષદ્ વર્ગ–કાશ્મીરી નાયકા.

નસિરૂદ્દીનનો અતિ સ્નેહપાત્ર કેવલ સરફરાજખાં જ ન હતો, કારણ કે વચ્ચે વચ્ચે તેનું સ્થાન બીજા બ્હારના માણસો પણ લઈ શકતા હતા ! એનાં બે ત્રણ ઉદાહરણો માત્ર અત્ર આપવામાં આવે છે, જે ઉપરથી અમારા વાચકો જોઈ શકશે કે, નસિરૂદ્દીનની કૃપાદૃષ્ટિથી તેમનો કેવો ભાગ્યોદય થયો હતો ! આ ઉદાહરણો વાંચીને સૌ કોઈ નસિ-દ્દીનને ઉડાઉ અને વિલાસપ્રીય ગણશે; પરંતુ પૂર્વના રાજા મહારાજા અને બાદશાહોમાં એ ગુણો તેમના જન્મથી વળગેલા હોય છે, એટલે એ વિષે નસિરૂદ્દીનનો વધારે દોષ કહાડી શકાય તેમ નથી !

લખનૌના દરબારમાં એક કાશ્મીરી નાયકા હતી. એ ઘણી જ સુંદર અને લાવણ્યમયી હતી. એનાં વિશાળ નેત્ર અને અંગ પ્રત્યંગો એવાં સુંદર હતાં કે, તેની ઉપમાને યોગ્ય પરમેશ્વરે બીજી કોઈ વસ્તુને નિર્માણ કરી હશે કે નહીં, તેને માટે પણ અમને સંદેહ રહે છે ! જ્યારે તે પોતાના શરીરપર હિંદુસ્થાની વસ્ત્રો ધારણ કરતી હતી, ત્યારે તેની સુંદરતામાં બમણો વધારો થતો હતો. કારણ કે એક તો તેના સર્વાંગનું સૌંદર્ય જ અધિક હતું, તેમાં ચુસ્ત હિંદુસ્થાની વસ્ત્રો સોનામાં સુગંધ મેળવતાં હતાં. તેની આવી સુંદરતા જોઇને નસિરૂદ્દીન પણ મોહિત થઈ ગયો. વળી વાસ્તવમાં તે જેટલી સુંદર હતી તે કરતાં અધિક તેના કંઠમાં મધુરતા હતી. જે વખતે તેણે પહેલ વહેલું લખનૌના દરબારમાં ગાન કર્યું તે વખતે નસિરૂદ્દીનની સાથે તેના અંગ્રેજ સભાસદો પણ લવલીન બની ગયા ! તેની જાદુભરી આંખોમાં કંઈ લજ્જા અને નિરાશા પણ ભરી હતી. વિશેષમાં તેના સ્વાભાવિક હાવભાવે તેની લાવણ્યતામાં એટલો બધો વધારો કરી મુકયો હતો કે, તે નજરો નજર જોયા શિવાય તેની કોઇ પણ રીતે કલ્પના થઈ શકે એમ નથી !

જો કે તે એક સાધારણ નાયકાની પેઠે દરબારમાં મુજરો કરવા આવી હતી, પરંતુ તેના સુમધુર કંઠે અને રૂપલાવણ્યે દરબારની બીજી નાયકા-ઓના મોહ ઉતરી ગયા ! નસિરૂદ્દીન પણ તેનું સ્વરૂપ અને હાવભાવ નીરખતો એક ચિત્તે સાંભળતો હતો અને વચ્ચે વચ્ચે તેથી પ્રસન્ન થઇને તેની પ્રશંસા પણ કરતો હતો. નસિરૂદ્દીનને પ્રસન્ન જોઇને અને તેના શ્રી મુખે પોતાની પ્રશંસા સાંભળીને આ કાશ્મીરી નાયકાનું હૃદય હર્ષથી ગજગજ ઉંચું ઉછળતું હતું અને તેથી તે પોતાનો હર્ષ ઘણી કઠીનતાથીસંભાળતી હતી ! આણી તરફ નસિરૂદ્દીનના મ્હોંડામાંથી "શાબાશ–શાબાશ"નો ધ્વનિ નીકળતો

ત્યારે બીજી તરફ આનંદ અને આત્મશ્લાઘાથી તે નાયકાના ગૌર ગાલોપર એક રંગ આવતો હતો અને એક રંગ જતો હતો! વાચકો, તમે આ નાયકાની આવી અવસ્થા જોઇને હસો નહીં! કારણ કે નસિરૂદ્દીનની છ બેગમો એવી હતી કે, જેમની અવસ્થા પ્રથમ આ કાશ્મીરી નાયકા કરતાં પણ ઉતરતી હતી. વળી હિંદુસ્થાનમાં એવી અનેક નાયકાઓને પેટે જન્મેલા બાળકો રાજ સિંહાસનના પણ અધિકારી થવા પામ્યા છે. એટલે આ નાયકાની વર્તમાન સ્થિતિની આપણાથી કોઈ પણ રીતે અવગણના કરાય તેમ નથી!

નસિરૂદ્દીનને મ્હોંડે પોતાની પ્રશંસા સાંભળી, આ નાયકા હર્ષથી ધીરે ધીરે ઉન્મત્ત થતી જતી હતી અને તેથી જો આવી જ અવસ્થામાં તે વધારે વાર રહેશે તો તે મનોદ્વેગમાં સપડાઈ જશે, એવી નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદોને બ્હીક લાગવા માંડી! અંતે નસિરૂદ્દીને પ્રસન્ન થઇને કહ્યું; "આજ કે મુજરેકા ઇનામ એક હજાર રૂપિયા તુમ્હેં મિલેગા!"

જ્યારે આટલું કહીને નસિરૂદ્દીન હરમમાં જવા ઉઠયો, ત્યારે આ કાશ્મીરી નાયકા શિવાય બીજા કોઇનો પણ આશ્રય લેવાનું તેણે ઉચિત ધાર્યું નહિ. જે વખતે નાયકાના ખભાપર પોતાનું મસ્તક રાખી અંતઃપુરમાં ગયો તે વખતે નાયકાના મ્હોંડાનો રંગ, હર્ષ અને લજ્જાથી વારંવાર બદલાતો હતો! હિંદુસ્તાનના રીતિ રીવાજો જોતાં, બાદશાહ એક નાયકાને પોતાના અંતઃપુરમાં લઈ જાય તે ઘણું જ અનુચિત ગણાય તેમ હતું, પરંતુ નસિરૂદ્દીન જેવો અલબેલો બાદશાહ, ઉચિત શું અને અનુચિત શું, તે કંઈ સમજતો નહતો. તેના મનમાં જે પળે જે તરંગ ઉઠ્યો, તે તરંગને અનુસારે વર્તવામાં જ તે પોતે ઉચિત સમજતો હતો!

બીજે દીવસે તે કાશ્મીરી નાયકા શિવાય દરબારમાં બીજી કોઇ પણ નાયકાનો મુજરો થવા પામ્યો નહિ. પહેલાં દીવસ કરતાં તેનો આજનો શ્રૃંગાર ઘણો જ મનોરંજક હતો. મણિજડિત આભૂષણોથી તેણે પોતાના સર્વાંગ શોભાવ્યાં હતાં અને હર્ષ તથા આશાથી તેનું ગુલાબી મુખડું પળે પળે ચમકતું હતું. થોડો ઘણો નાચમુજરો થયા પછી, નસિરૂદ્દીને આજ્ઞા કરી કે, "આજ ઇસે દો હજારો રૂપિયા ઇનામ દિયે જાય!" તરત જ તેની આજ્ઞાનો અમલ થયો. એટલે પહેલાં દિવસની પેઠે, આજે પણ તેના ખભાપર પોતાનું મસ્તક મુકી નસિરૂદ્દીન અંતઃપુરમાં ગયો! કેટલાક દિવસો સુધી દરબારમાં આવોને આવો રંગ થતો રહ્યો. તેથી ધીરે ધીરે તે નાયકા નસિરૂદ્દીનપર પોતાનો પ્રભાવ વધારેને વધારે પાડતી ગઈ. એનું પરિણામ એવું આવ્યું કે, નસિરૂદ્દીનના અન્ય દરબારીઓ અને અંગ્રેજ સભાસદો સુદ્ધાં, તે નાયકાને માથું નમા-

વવા લાગ્યા! અંતઃપુરના ખોજાઓ જેઓ પ્રથમ તેને એક સાધારણ નાયકા સમજીને તુચ્છ સમજતા હતા, તેઓ પણ હવે પોતાનો વ્યવહાર બદલવા લાગ્યા! બાદશાહની બેગમો પણ એની સાથે મળવા હળવા લાગી! ખરું છે કે, "રાજાને ગમી તે રાણી!" પછી તે ઉચ્ચ હોય કે નીચ હોય, કુલીન હોય કે અકુલીન હોય!

એક દિવસે નસિરૂદ્દીને અતિ મદ્યપાનથી પોતાનું ભાન ભુલીને તે નાયકાને કહ્યું, "મૈં તેરે લિયે સોનેકી ઈંટોકા મહલ બનવા દુંગા. ઔર કિસી ન કિસી દિન તુમ્ મેરી "બાદશાહ-બેગમ" બન જાવેગી!" કહો હવે, તેનો ભાગ્યોદય થવામાં શું બાકી હતું?

એક મોટા તહેવારને લીધે નસિરૂદ્દીન સાત દિવસ સુધી દરબારમાં આવ્યો નહિ, એટલે એટલા દિવસ તે નાયકાને કોઇ જોવા પામ્યું નહિ! જ્યારે તે તહેવાર વીત્યો ત્યારે ફરી તે નાયકા બધાંની નજરે પડી! તે પહેલાંની પેઠે હાવભાવ અને કટાક્ષથી નાચ ગાન કરીને સહુનાં મન હરણ કરતી હતી. પરંતુ સ્વાભાવિક નિયમ પ્રમાણે વારંવાર એક જ વસ્તુ ખાવાથી, તે ગમે તેવી પ્રિય હોવા છતાં પણ, માણસને કોઈ વખત અભાવ ઉત્પન્ન થાય છે, તેવી ગતિ અંતે આ નાયકાની થઇ! દરરોજ તેનો નાચમુજરો જોઇને હવે નસિરૂદ્દીનને કંટાળો ઉપજવા લાગ્યો! એક વખતે તે મનના આનંદે દરબારમાં મુજરો કરી રહી હતી, એટલામાં નસિરૂદ્દીન કંટાળીને બોલ્યો; "બાપરે બાપ! ઇસકા ગાનાકા તો અજીરન હો ગયા! આજ કયા ઔર કોઈ તમાશા નહીં હૈ? ખાં, અચ્છા, આજ મુરગકી લડાઈ હો જાય!"

[ આવું સાંભળીને સરફરાજખાં તરત જ મરઘાં લેવા દોડ્યો. નસિરૂદ્દીન બેઠો બેઠો તે નાયકાને વિરક્ત ભાવે એકી ટશે જોતો હતો. એટલામાં તેને એક તરંગ ઉઠ્યો! તેણે પોતાની પાસે બેઠેલા અંગ્રેજ શિક્ષકને પૂછ્યું; "માસ્ટરજી! ઇસે મેમકે કપડે પહિનાયે જાય તો યહ કૈસી લગે?" એનો ઉત્તર તે શિક્ષકે તો ન આપ્યો, પરંતુ સરફરાજખાં જે મરઘાંની એક જોડ લઇને તરત જ આવ્યો હતો તેણે આપ્યો, "જહાંપનાહ! યહ કૌન બડી બાત હૈ, અભી કપડે મંગા લીયે જાતે હૈં, હજુર પહનવાકર દેખહી લેં!!"

સરફરાજખાંએ પોતાની સહધર્મિણીનાં વસ્ત્રો લઈ આવવા તે જ વખતે એક માણસને દોડાવ્યો. જ્યારે વસ્ત્રો લઇને માણસ આવ્યો ત્યારે નાયકાને કહેવામાં આવ્યું કે, જનાનખાનામાં જઇને તેણે આ વિલાયતી વસ્ત્રો પરિધાન કરીને, હમણાંને હમણાં દરબારમાં હાજર થવું! નાયકા વિલાયતી વસ્ત્રો પહેરવા ગઈ તે અરસામાં મરઘાં, નસિરૂદ્દીનની ટેબલપર સાઠમારી કરવા લાગ્યાં!

થોડીવારમાં તે કાસ્મીરી નાયકા વિલાયતી વસ્ત્રો પહેરીને દરબારમાં હાજર થઈ! આ વખતે તેનો દેખાવ ઘણો જ વિચિત્ર હતો! સરફરાજખાંની મડમના ઢીલાં ઢાલાં વસ્ત્રો પહેરવાથી તે એવી બેડોળ લાગતી હતી કે, જાણે કોઈ નવી જાતનો તેણે સ્વાંગ લીધો હોય! તે પોતે જાણતી હતી કે આવા હાસ્યપદ અને ઢીલા વસ્ત્રોથી હું કદરૂપી લાગતી હઈશ; પરંતુ કરે શું? જ્યાં બાદશાહની આજ્ઞા થઈ ત્યાં તેનું કંઈ ચાલે તેમ ન હતું! આ વખતે તેની સઘળી શોભા ધૂળમાં મળી ગઈ હતી અને તેના સૌંદર્ય પણ પાણી ફરી ગયું હતું. જ્યારે તે ઉદાસી ભરેલા મ્હોંડે દરબારમાં બેઠી ત્યારે તેની સ્થિતિ જોઈને બીજાઓને દયા આવવા લાગી, પરંતુ નસિરૂદ્દીન અને સરફરાજખાં તો પેટ પકડી પકડીને હસવા લાગ્યા!

ઘણાં દિવસ સુધી આવી રીતે તે નાયકાનો દરબારમાં ઉપહાસ થવા લાગ્યો; કારણ બીજાં વસ્ત્રો પહેરીને દરબારમાં આવવાની નસિરૂદ્દીને ના પાડી હતી! આવી રીતે દરરોજ અપમાન ખમી ખમીને અંતે તે નાયકાએ કાસ્મીર જવાની રજા માંગી, પરંતુ તે પણ મળી નહિ. નાયકાએ સરફરાજખાંની પાસે નસિરૂદ્દીનને કહેવડાવ્યું, તો પણ તેનું કંઈ વળ્યું નહીં! આ વખતે નસિરૂદ્દીનનું હૃદય જાણે પથ્થરનું બની ગયું હતું!

## નવમ અધ્યાય.

### નવી મોજો.

એક દિવસે નસિરૂદ્દીનની સ્વારી ચાંદગંજના બાગ તરફ જતી હતી. બે અરબી ઘોડાની એક સુંદર ખુલ્લી ગાડીમાં નસિરૂદ્દીન, અંગ્રેજી વસ્ત્રો પહેરીને બેઠો હતો અને તેનો આઇરિશ કોચમેન કોચ બોકસપર બેઠો બેઠો ચપળતાથી ગાડી હાંકતો જતો હતો. ગાડીની પાછળ અંગ્રેજ સભાસદોના ઘોડાઓ હતા અને તેમની સાથે બોડી ગાર્ડનો રસાલો ચાલતો હતો. અંગ્રેજ સભાસદોમાંથી કોઇ કોઇ સભાસદ ટોપી હાથમાં લઇને, નસિરૂદ્દીનની ગાડીની સાથે થઇ જતો હતો અને પ્રસંગને અનુસરતી બે ચાર મોજ મજાહની વાતો કરીને તેને રીઝાવતો હતો! આ વખતે નસિરૂદ્દીનનો અંગ્રેજ શિક્ષક, જેને માસિક ૧૫૦૦ પૌંડ એટલે આજના ૨૨૫૦૦ રૂપિયાનો પગાર મળતો હતો, તે ગાડીની સાથે પોતાનો ઘોડો દોડાવતો જતો હતો. એટલામાં રાજમાર્ગની એક બાજુથી એક અતિશય ઉંચો અને રુષ્ટપુષ્ટ માણસ, નસિરૂદ્દીનની ગાડી આગળ આવી નાચવા લાગ્યો! નસિરૂદ્દીનની નજર તેના તરફ ગઈ અને તેના આવા જંગલીપણાને લીધે તેને કંઇક આનંદ પણ ઉપજ્યો! તેથી બે ચાર સ્વારો તે માણસને ખસેડવા આવ્યા

તેને અટકાવીને, **નસિરૂદ્દીન** ગાડી થોભાવીને તેનું ગાન સાંભળવા લાગ્યો! આ વખતે **નસિરૂદ્દીનના** મનમાં એવો જ તરંગ ઉઠયો હશે, નહીં તો બીજી વખતે સ્વારોની મારફાડ જોઇને તે વળી વધારે ખુશી થતે!

આ હૃષ્ટપુષ્ટ માણસનું નામ **પીરૂ** હતું. તે થરકી થરકીને નાચતો હતો અને પોતે બનાવેલું ગાન ગાતો હતો. તેમાંનાં કેટલાંક પદો બાદશાહની પ્રશંસાનાં હતાં. આખો રસાલો **ચાંદગંજ** જવાને બદલે અહીંયાં જ આવીને અટકયો. **નસિરૂદ્દીન** તેનું નાચગાન સાંભળીને ઘણો ખુશી થયો અને તેથી ઇનામ તરીકે પોતાના ચોબદારને તે જ પળે પાંચ સોના મોહોરો આપવાનું કહી, તેણે **પીરૂને** કાલ સ્હવારે રાજમહેલમાં આવવાની આજ્ઞા કરી! જન્મ ધરીને એક પણ વખત સોના મોહોરનું દર્શન નહિ કરવા પામેલો **પીરૂ**, એકી વખતે પાંચ સોના મોહોરો મળવાથી, ઉલ્લાસમાં આવીને બોલ્યો; "જહાંપનાહકી રહેમ નજર ગુલામપર વૈસીહી બની રહે, જૈસે કિ ખજૂર કે પેડપર આફતાબકી કિરણે પડતી હૈ!"

**પીરૂ** પણ પોતાના ઢંગનો નિરાળો જ કવિ હતો! તે પ્રાચીન કવિઓની વિરુદ્ધ બોલનારો, અતિશય વાચાળ અને નિર્લજ્જ હતો. બીજે દિવસે **બાદશાહની** આજ્ઞા પ્રમાણે તે રાજમ્હેલમાં આવી, એક નવું પદ ગાવા લાગ્યો, પરંતુ **નસિરૂદ્દીને** તેને પહેલાં દિવસનું જ ગાન ગાવા ફરમાવ્યું. આજે તેને દશ સોના મોહોર ઇનામમાં મળી અને વધારામાં દરરોજ દરબારમાં આવવાનું બાદશાહી ફરમાન થયું! હવે તો તે દરરોજ દરબારમાં હાજર થઇને નવા નવાં આલાપોથી તે બાદશાહનું મન રંજન કરવા લાગ્યો અને તેની સાથે મોટાં મોટાં ઇનામો મળવા લાગ્યાં. તેની કંગાળ સ્થિતિ ફેરવાઇ જઇને તે **લખનૌના** મોટા માણસોમાં ગણાવા લાગ્યો! એક મહીનો પણ પૂરો નહીં થયો હશે, એટલામાં **પીરૂ** ઉપર બાદશાહની વિશેષ કૃપા થઇ ગઇ. એથી દરબારના બીજા અમીર ઉમરાવો તેને ઝૂકી ઝૂકીને સલામ કરવા લાગ્યા! વાચકો વિચાર કરતા હશે કે, **પીરૂની** આવી અવસ્થા, કાશ્મીરી નાયકાની પેઠે થોડા જ દિવસ રહી હશે. ના. નિર્લજ્જ અને વાચાળ **પીરૂએ** કાશ્મીરી નાયકાના જેવી પોતાની સ્થિતિ કરવાની કોઇને તક આપી જ નહીં! એક વખત અડધી નગ્ન સ્થિતિમાં રહેનારો, અભણ અને અસભ્ય ગણાતો **પીરૂ**, હવે બાદશાહની કૃપાથી નવાબની પદવી ધારણ કરી રાજમ્હેલમાં વસવા લાગ્યો! પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો તપાસતાં કોઇ પણ કવિને **પીરૂ** જેવું રાજસન્માન મળ્યું હોય, એમ જણાતું નથી!

એક નાયકાની સાથે નીકાહ પઢી, **નસિરૂદ્દીને** તેનું "**તાજમહેલ**" એવું નામ પાડયું! **તાજમહેલનો** ભાઈ પહેલાં સાધારણ સારંગીવાળો હતો. તે હવે બહેનની સાહયતાથી ઉમરાવ બનીને, **નવાબ અમીર ઉદ્દૌલાના**

નામથી ઓળખાવા લાગ્યો ! નવી બેગમ તાજમહેલને, લગ્ન પ્રસંગે નસિરૂદ્દીનને જે જાગીર આપી હતી, તેની વાર્ષિક ઉપજ ૨૪ હજાર રૂપિયા જેટલી હતી. એ નવી જાગીરની ઉપજ વસુલ કરવાનો તથા જાગીરને લગતો તમામ કારભાર, નવી બેગમનો ભાઈ અમીરઉદ્દોલા કરતો હતો. પરંતુ જાગીરની સઘળી આવક બહેનને બતાવ્યા વિના ભાઈ પચાવી પાડતો હતો ! નવી બેગમ સાહેબને ખરચને માટે તાણાતાણ પડવા લાગી ! તેથી નવાબને એનો ખરચ ખુટણ પૂરો પાડવાનો હતો. વળી નવાબનાં મોજ શોખને ખાતર સરફરાજખાંએ હાલ એક નવું જાનવર ખરીદ કર્યું હતું, તેના રૂપિયા આપવાના પણ હજુ બાકી હતા. તેથી મીરજાં આગા બહાદુર ઉપર ફરી રૂપિયાની માંગણી થઈ ! મીરજાં આગા બહાદુર અને રાજા રામદયાલ, પોતપોતાનાં પદનું રક્ષણ કરવાને માટે, દરેક તાલુકાદારોને રાજ્યની વસુલાત જલદી લઇ લેવાનો સખ્ત હુકમ કીધો. ચૈત્ર મહિનો પૂરો થતાં પહેલાં જો તમે રૂપિયા નહીં મોકલશો તો તમને રજા આપવામાં આવશે, એવી તાલુકદારોને ધમકી આપવામાં આવી. તાલુકદારો રજા મળવાની બ્હીકે, લશ્કરી માણસોને સાથે રાખી, એક પછી એક ગામ ઉજ્જડ કરવા લાગ્યા. જમીનદાર અને બીજી ગરીબ પ્રજાના ઘરમાં ઘુશી, મહેસુલને માટે તેમણે જૂલમ કરવા માંડયો ! તેમની સ્ત્રીઓને તથા પરિવારને તેમણે કેદ કરવા માંડ્યાં ! રૂપિયા નહીં ભરશો તો તમારી સ્ત્રીઓની આબરુ જશે, એવો તેમણે નિર્લજ્જ તકાદો કર્યો ! અયોધ્યાના અધિવાશીજનોમાં ઘણો ભાગ હિન્દુનો હતો. સ્ત્રીઓની બાદશાહનાં માણસો, મહેસુલને માટે આબરુ લે, તે હિન્દુઓને કેટલું કષ્ટકર છે અને એ પ્રકાર કેવો અસહનીય છે, તે સૌ કોઈ જાણે છે. નિરાધાર જમીનદાર અને પ્રજાગણ, જે પોતાનું હતું તેસહુ આપી દઈ, પોતાની સ્ત્રી, પુત્રી અને બ્હેન ભાણેજની આબરુ બચાવવા લાગ્યા ! પરંતુ જે જમીનદારોની પાસે પોતાનાં વધારે માણસો હતાં; અને જેમનાં રહેઠાણો મજબૂત કિલ્લાની પેઠે બંધાયેલાં હતાં, તેઓ રાજદ્રોહી થઇને, તાલુકદારોના લશ્કર સામુ લડીને તેને યમસદન પહોંચાડવા લાગ્યા ! મોહામદિ, સીતાપુર વિગેરે ભાગોમાં, મહેસુલી ખટપટને લીધે મોટો બળવો જાગ્યો ! હજારો અને લાખોની સંખ્યાના જમીનદારો અને અસંખ્ય નિરાધાર પ્રજાની દુ:ખની વાર્તા, આ ઠેકાણે વર્ણવવાનો અમારો વિચાર નથી; કારણ કે તેમનાં દુ:ખો ગમે તેવા કઠણ હૃદયના માણસને પણ આંસુ પડાવે એવાં છે. આ નવલકથાના પ્રારંભમાં અમારા વાચકોને આ એક જ ઠેકાણે અમે આંસુઓ પડાવવા માંગતા નથી; કારણ કે આ નવલકથાના બીજા પ્રસંગો એવા છે કે, સહૃદય વાચક કોઈ પણ પ્રકારના વર્ણન વિના પોતાની મેળે જ આંસુ પાડશે !

જમીનદારો અને પ્રજાનો ચોતરફથી મરો હતો ! તેમની પાસે એવું લશ્કર ન હતું કે જેથી તાલુકદારો સામે થઈ પોતાનો બચાવ કરી શકે. તેમ પાસે પૈસો પણ ન હતો કે, તેઓ પૈસો આપીને આવા જૂલમમાંથી પોતાનું અને પોતાના પરિવારનું રક્ષણ કરી શકે. અંતે મહેસુલના બ્હાને, બાદશાહના તાલુકદારોએ અનહદ જૂલમ કરવા માંડયો. તેથી લજ્જા, દુઃખ અને અપમાન ખમીને, અયોધ્યાનાં હતભાગ્ય નરનારીઓ આપઘાત કરીને બાદશાહના જુલમથી છુટવા લાગ્યાં !

આવા ઘોર અત્યાચારથી, આવી બાલ અને સ્ત્રીહત્યાથી, આખું હિન્દુસ્થાન પાપમાં પરિપૂર્ણ ડૂબવા લાગ્યું ! હિન્દુસ્થાનમાં નિવાસ કરી રહેલા, યોગીઓ અને સિદ્ધ પુરુષો આ સ્મશાન જેવાં, પાપથી પરિપૂર્ણ થયેલાં, હિન્દુસ્થાનને ત્યાગીને હિમાચલની ગુફામાં ચાલ્યા ગયા ! પરંતુ પુણ્યશલીલા-સંતાન વત્સલા-ભારત-ધાત્રી દેવી સુસ્વર્ણની ગંગા, સંતાન સ્નેહ પરિત્યાગ કરવાને અસમર્થ હોવાથી, નવાબના જુલમથી પીડાતા હજારો પુત્ર પુત્રીને પોતાના ગર્ભમાં સમાવવા લાગી ! !



## દશમ અધ્યાય.

## પ્રધાન, મંત્રી અને સેનાપતિ.

"અજબ આપકી બાદશાહી !
તમામ ખલકતકી તબાની !"

અયોધ્યાના ઇતિહાસના પ્રત્યેક બનાવો, ભાગ્યની ચંચળતા, પદ પ્રભુત્વની અનિત્યતા અને સંસારની અસારતા સપ્રમાણ દેખાડે છે ! આગલા અધ્યાયમાં વર્ણવેલા બનાવને બે એક મહિના વીત્યા પછી, અયોધ્યાનો મુખ્ય રાજમંત્રી આગા મીર બહાદુર અને દિવાન રાજા રામદયાળ બન્ને બંધીખાને પડ્યા ! તેમનાં ઘર બાર અને ધનસંપત્તિ અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દીન હયદરના હુકમથી જપ્ત કરવામાં આવ્યાં ! ફરૂક્કાબાદથી મસ્તાજીમ-ઉદ્દોલા, લખનૌ આવી પ્રધાન મંત્રીનું આસન ગ્રહણ કર્યું. એ પહેલાં હકીમ મહમદ અલીખાંના નામથી સઘળે ઓળખાતો હતો.

અયોધ્યાનો ઇતિહાસ લખનારાઓમાંથી કેટલાકો કહે છે કે, વજીર આગા મીર અને દીવાન રાજા રામદયાળે, સરકારી ખજાનામાંથી ઘણો પૈસો ઉડાવ્યો હતો, તેથી તેમને બંધીખાને નાંખવામાં આવ્યા હતા. પરંતુ નવાબી અમલમાં, અયોધ્યામાં શું કે હિન્દુસ્થાનના બીજા પ્રદેશોમાં શું, સઘળે જ રાજમંત્રી અને બીજા કારભારીઓ, સરકારી ખજાનામાંથી

પૈસા ઉડાવતા હતા. તેથી આગા મીર અને રાજા રામદયાળને આ જ અપરાધસર બંધીખાનામાં નાંખવામાં આવ્યા હતા, એમ અમે ખાત્રીથી કહી શકતા નથી. અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દિન હુયદરનો પ્રિયપાત્ર જોવા જઈએ તો, હજામ! હજામની બુદ્ધિ પણ વિશાળ હોય છે; તેમાં વળી આ તો વિલાયતી હજામ! બાદશાહના જનાનામાં, તે જોકે પોતે જઈ શકતો ન હતો; પરંતુ તેના વિચારોનો તથા ઉપદેશોનો, જનાનામાં હમેશ ઉપયોગ થતો હતો. તેથી વજીર આગા મીર અને રાજા રામદયાળ, આ હજામના કાવતરાંથી બંધીખાને પડયા હોય, એમ પણ બની શકે છે. પરંતુ આગામીર અને રાજા રામદયાળ સાથે, આ નવલકથાને વધારે સંબંધ નહીં હોવાથી, તેમને માટે વધારે લખવું એ પ્રયોજન વિનાનું છે. તે લોકો પાંચ છ મહિના બંધીખાનામાં રહ્યા પછી, અંગ્રેજ રેસિડેન્ટની મેહરબાનીથી છૂટા થયા. ત્યાર પછી આગા બહાદુર અયોધ્યા મુકી કાનપૂર જઈને રહ્યો; અને ઈ. સ. ૧૮૩૧ ના મે મહિનામાં તે કાનપૂરમાં જ મરણ પામ્યો.

હકીમ મહમદ અલીખાં, ઘણો કાર્ય દક્ષ માણસ હતો. તે પોતાના ધણીની સાથે નમ્રભાવે વર્તનારો, પ્રજા જનપર ઉગ્રભાવ રાખનારો, ખુશામત પ્રિય, છળકપટ અને દંભમાં પૂરો તથા અંગ્રેજ રેસિડેન્ટની સાથે મળીને ચાલનારો હતો. આ નવો વજીર, નવા ઉમંગથી રાજનું કામકાજ કરવા લાગ્યો. તે હમેશાં બાદશાહના દરબારગઢમાં બેસીને રાજનું કામકાજ કરતો હતો. એક દિવસ એવું બન્યું કે, બાદશાહ નસિરૂદ્દીન હુયદર પોતે દરબારગઢમાં રહીને ચાલ્યો ગયો. પણ કામકાજમાં રોકાયેલા ધ્યાનથી, તે બાદશાહને જોઇ શકયો નહીં. બાદશાહના ચાલ્યા ગયા પછી તેના સાંભળવામાં આવ્યું કે, તેઓ દરબારગઢમાં પધાર્યા હતા. બાદશાહ દરબારગઢમાં આવ્યા અને તેને સલામ થઈ નહિ, એ કારણે આ નવા વજીર મહમદ અલીખાંને પોતાના મનમાં ઘણું જ માઠું લાગ્યું! પોતાના અન્નદાતા તરફ બતાવેલી આ બેઅદબી માટે ખુદ મહમદ અલીખાંએ પોતાનો વીશ હજાર રુપિયા દંડ કર્યો અને તે બાદશાહને નજર કર્યો. અહાહા! આ કેવી ભયાનક ન્યાયપરતા છે! કેવો અપરિમિત નિષ્પક્ષ ન્યાય છે! જે વજીર પોતાનો અપરાધ નહીં છુપાવતાં, પોતે જ પોતાનો દંડ કરે છે, તે કેવો ન્યાયી હોવો જોઇએ? આવા પ્રધાન જે રાજ્યના શાસનકર્તા હોય, તે શું રામરાજ્ય નહીં ગણાય? જે પ્રજાનાં સદ્ભાગ્ય હોય, તે જ આવો પ્રધાન મેળવી શકે! તે પ્રજાનાં પછી દુ:ખ દારિદ્રય ક્યાં રહેવા પામે?!

હકીમ મહમદ અલીખાં મંત્રીપદ આવ્યા પછી, રાજા દર્શનસિંહ અયોધ્યાના સેનાપતિના પદપર નીમાયો. અયોધ્યા પ્રથમથી જ અંગ્રેજી લશ્કરના રક્ષણભાર નીચે રહેતું હતું તેથી વાચકો, કદાચ એમ ધારશે કે,

રાજા દર્શનસિંહ તે જ અંગ્રેજી લશ્કરનો સેનાપતિ નીમાયો હશે. પણ ના; તેમ નથી. રાજ્યનું મહેસુલ વસુલ કરવાને માટે અથવા નગરની શાંતિના રક્ષણને માટે, જે થોડા ઘણા સીપાઇઓ રાખવામાં આવતા હતા, તેનો જ દર્શનસિંહ સેનાપતિ બન્યો હતો. નામ સેનાપતિનું અને કામ જોવા જઇએ તો પોલીસ સુપ્રીન્ટેન્ડંટનું! હમણાં મુંબઈ પ્રાંતમાં ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડંટને જે કામ કરવાનું હોય છે, તે જ કામ દર્શન-સિંહને કરવાનું હતું. જેમ ઉદાર બ્રીટીશ ગવર્નમેન્ટે, બુદ્ધિહીન અને કામકાજમાં ઓછી આવડત ધરાવનારા, પણ બહાર ચંચળ અને અતિ બુદ્ધિમાન્ ગણાતા, કેટલાક અંગ્રેજ નંદનોના પોષણને માટે, ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડંટની જગ્યા કહાડી છે, તેમ અયોધ્યાના બાદશાહ નસિરૂદ્દિન હયદરે પણ કર્યું હતું. બ્રીટીશ સરકારની એ રાજનીતિનું અવ-લંબન કરી, તેણે પોતાના આમોદ-પ્રમોદના સંગી તરીકે, રાજા દર્શનસિંહ જેવાને ખોળી કહાડી, તેને જ સેનાપતિનું પદ આપવા યોગ્ય ધાર્યું હતું!

સેનાપતિ રાજા દર્શનસિંહ, નસિરૂદ્દીન હયદરના ખાસ દરબારનો સભાસદ-આમોદ પ્રમોદનો સહચર-અને મુ સાહેબ હતો. તેણે સરફરાજખાં નામ ધારી, પેલા વિલાયતી હજામની જગ્યા લેવા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તેને એ જગ્યા મળવાનો અવસર પ્રાપ્ત થયો નહીં! બપોરના ભોજન લીધા પછી, નસિરૂદ્દીન, અંગ્રેજ સભાસદોની સાથે બેસી, સુરાપાન અને વિવિધ આમોદ પ્રમોદ કરતો હતો. દુર્ભાગ્યને લીધે દર્શનસિંહથી ભોજનગૃહમાં જવાતું નહતું. કારણ કે, તે ઠેકાણે ટેબલ ઉપર ગોમાંસ મુકવામાં આવતું હતું; તેથી તેની ગંધે આખું ભોજનગૃહ બ્હેકી રહેતું! દર્શનસિંહ હિંદુ હતો-તેના ભાગ્યમાં એ સુગંધ લેવાનું વિધાતાએ નિર્માણ કર્યું નહતું!

પણ દર્શનસિંહ આ એક બાબતથી નિરાશ થાય એમ નહતો. તેણે પોતાના મનમાં ધાર્યું હતું કે, બાદશાહના ભોજન વખતે, પોતે હિંદુ હોવાને સબબે હાજર નહીં રહી શકાય, પણ જો બીજા કામકાજોમાં તે વિલાયતી હજામના કરતાં વધારે ચપળતા બતાવશે તો તે બાદશાહનો પ્રિયપાત્ર થયા વિના રહેશે નહીં! ખરી રીતે જોવા જતાં, તે પોતાના કામોમાં, વિલાયતી હજામ કરતાં વધારે ચપળાઈ બતાવતો હતો. અને તેના પ્રયત્નથી જ તાજમહેલ, નુરમહેલ વિગેરે નસિરૂદ્દીનની નવી નવી બેગમોની સંખ્યા વધવા પામી હતી. બાદશાહનો જનાનો, જે વિવિધ રમણીઓના સમાગમથી આજે પરિપૂર્ણ થવા પામ્યો હતો, તે પણ દર્શનસિંહને જ આભારી હતો!

પરંતુ જ્યારે પક્ષપાત વિનાની ફરજ, ઇતિહાસ લેખકના માથા ઉપર આવી પડે છે, ત્યારે તેને કહેવું પડે છે કે, બાદશાહનો જનાનો બેગમોથી પરિપૂર્ણ કરવાના કામમાં કંઈ વિલાયતી હજામ ઓછી કાળજી ધરાવતો નહતો! પરંતુ દર્શનસિંહનું કાર્યક્ષેત્ર આખું અયોધ્યા હતું, ત્યારે આ હજામ સાહેબનું કાર્યક્ષેત્ર ફક્ત લખનૌની અંદર જ સમાયેલું હતું. પરંતુ બાદશાહના આમોદ પ્રમોદ પ્રસંગે, જ્યારે દેશી રમણીઓને વિલાયતી વસ્ત્રો પરિધાન કરવાનો હુકમ થતો, ત્યારે આ હજામ સાહેબની જ વધારે જરૂર પડતી હતી! વળી તેણે ચાર પાંચ અંગ્રેજ પરિચારિકાઓ નવાબના જનાનામાં દાખલ કરી હતી. આવી સ્થિતિમાં, દર્શનસિંહ, આ હજામ સાહેબ ઉપર કેવી રીતે પ્રાધાન્યપણું પ્રાપ્ત કરી શકે? દર્શનસિંહ ન હોય તો પણ નસિરૂદ્દીન મોજમજાહમાં રહી શકે. પરંતુ વિલાયતી હજામ તો બાદશાહના દરબારનું એક અમુલ્ય રત્ન હતું! તેના વિના નસિરૂદ્દીનને એક ઘડી પણ ચાલે એમ નહતું!

રાજા દર્શનસિંહ બ્હારથી, સરફરાજખાંની સાથે મિત્રભાવ દર્શાવતો હતો; પરંતુ અંદરખાનેથી તે હમેશાં તેના અનિષ્ટમાં જ રમ્યા કરતો હતો. સરફરાજખાં પણ દર્શનસિંહનો એવો જ હિતેચ્છુ હતો. પરંતુ આ બન્નેનાં હેતુ અને લક્ષ કંઈ એક જ પ્રકારનાં ન હતાં. રાજા દર્શનસિંહનો હેતુ એવો હતો કે, નસિરૂદ્દીનના પ્રિયપાત્ર થઇને, કોઈ મોટી જાગીર મેળવી જાગીરદાર બનવું! વિલાયતી હજામનો હેતુ જેમ બને તેમ પૈસા એકઠા કરી, વિલાયત સટ્ટી જવું અને ત્યાં બારોનેટ બનવું! દર્શનસિંહની દૃષ્ટિ સ્થાવર સંપત્તિપર હતી, હજામની દૃષ્ટિ અસ્થાવર સંપત્તિ ઉપર હતી; દર્શનસિંહનું હથિયાર તેનું મ્હોડું હતું, હજામનું હથિયાર તેનો અસ્ત્રો અને કાતર હતી! દર્શનસિંહનો અમલ બહારના માણસો ઉપર ચાલતો, હજામનો અમલ આખા જનાનામાં પ્રસરતો. દર્શનસિંહ, નસિરૂદ્દીનને માટે સ્વરૂપવાન્ રમણીઓ સંગ્રહ કરવા માટે જ્યારે બહાર નીકળતો, ત્યારે તેમાંથી પોતાને મનગમતી મળી જાય તો, તે નસિરૂદ્દીનને પડતો મુકી, પોતાને માટે રાખી લેતો! હજામ તો ગાંઠથી ઘસાઇને અને તેથી પણ ન બને તો, પોતાના પરિવારમાંની કોઈ સુંદરીને સેવા માટે મોકલી નસિરૂદ્દીનને રાજી રાખતો હતો!!



## એકાદશ અધ્યાય.

## એક બીજાના શત્રુ!

હકીમ મહમદ અલીખાં, કદી હજામની સાથે મીઠી મીઠી વાતો કરી, દર્શનસિંહનું કાટલું કહાડવા તેને ઉશ્કેરતો, તો કદી દર્શનસિંહની

સાથે સ્નેહ બાંધી હજામને કહાડી મુકાવવા તેને કહેતા! આવી રીતે અયોધ્યાનો નવો વજીર, જેને આપણે ખરેખરો ન્યાયી અને નિષ્પક્ષ ગણ્યો છે, તે દરબારના માણસોમાં ફાટફુટ પડાવવાનો ધંધો લઇ બેઠો હતો!

નસિરૂદ્દીનના બીજા ચાર અંગ્રેજ સભાસદો, પ્રાતઃભોજન વખતે પોતપોતાનું પેટ ખાસ્સી રીતે ભરી લેતા; એટલે બપોરના ખાણાની વખતે ભુખ લાગે, એ માટે તે લોકો નવ વાગતા પછી, બીજા બે કલાક ઘોડાપર બેસીને ફરવા જતા; અને બપોરના ખાણાનો વખત થયો કે, શિકારપર ટાંપી રહેલા ગીધોની પેઠે, સહુ ચપોચપ ખાણાની ટેબલોપર ગોઠવાઇ જતા અને ભોજન સામગ્રીને યોગ્ય ન્યાય આપતા હતા! પરંતુ એ લોકોમાંથી પણ કોઈ કોઈ હજામપર ઘણા નાખુશ રહેતા હતા; તેને પદભ્રષ્ટ કરવાને માટે તેઓ વખત આવે કદીપણ ચુકે એમાંના નહતા!

હકીમ મહમદ અલીખાં, સઘળા અંગ્રેજ સભાસદોને પદભ્રષ્ટ કરાવવાને માટે વિશેષ પ્રયત્નો કરતો હતો. પરંતુ તેના પ્રયત્નો તેને પોતાને જ પદભ્રષ્ટ કરાવનારા નીવડશે, એમ તે હજુ સુધી જાણતો ન હતો! આજ હકીમ મહમદ અલીખાં, હિમત ધરીને બાદશાહના ખાસ દરબારમાં ગયો. હમ્મેશની તાજીમ તવાજા થયા પછી, તે રાજકાર્યનો વિષય કહાડી બાદશાહ પ્રતિ બોલ્યો; “જહાંપનાહ! ન્યાયમાં નૌશીરવાન જેવા–દાનમાં હાતમ જેવા–પરમેશ્વર આપને બાદશાહી પદપર હજાર વર્ષ કાયમ રાખે!”

વજીરનાં પ્રશંસાયુક્ત વાક્યો સાંભળી, બાદશાહ સમજી ગયો કે, તે કોઈ વાત કરવાને માટે આવ્યો છે. તેથી તેણે હસતાં હસતાં પૂછ્યું; “તમારી કંઈ અરજ છે?”

મહમદ અલીખાં વિશેષ નમ્રતા દેખાડી બોલ્યો; “ગુલામની બેઅદબી માફ કરો તો કંઈ બોલવાની હિમત કરું!”

નસિરૂદ્દીને કહ્યું; “બોલો કંઈ ચિન્તા નહીં.”

તે વખતે નવાબ મહમદઅલીખાં હાથ જોડી બોલ્યો “જહાંપનાહ! બાદશાહના દરબારનો જુનો રીવાજ હવે નાબૂદ થવા બેઠો છે!”

“ કયો રીવાજ નાબૂદ થવા બેઠો છે? કુરાનમાં ચાર બેગમો રાખવાને માટે ફરમાવ્યું હશે, તો હું આઠ બેગમો રાખીશ!” નસિરૂદ્દીને કહ્યું.

“હજુર! તેને માટે હું કંઈ કહેવા માંગતો નથી! બાદશાહને માટે આઠ શું, પણ એથી વધારે બેગમો રાખવાને માટે ફરમાવેલું છે!”

“ત્યારે તમે કોને—”

“નામવર! બાદશાહના દરબારમાં જોડા પહેરીને આવવાનો કદીપણ રીવાજ નથી. જહાંપનાહના, જીન્નતનશિન પિતા,–પુરુષસિંહ–પૃથ્વીના

બાદશાહ—અયોધ્યાના ખાવિંદ, ગાજીયુદ્દીન હયદર, કોઇને પણ પોતાના દરબારમાં જોડા પહેરીને આવવા દેતા નહતા. પરંતુ જહાંપનાહના દરબારમાં, અંગ્રેજો હમ્મેશાં જોડા પહેરીને આવે છે!"

નસિરૂદ્દીન સ્હેજ હશીને બોલ્યો; "વારુ, ઇંગ્લંડનો રાજા મોટો કે હું મોટો?"

"જહાંપનાહ, હિન્દુસ્થાનના દરેક રાજાઓ કરતાં મોટા છે. દીલ્લીના બાદશાહ કરતાં પણ મોટા!"

"શું કહો છો? હું ઇંગ્લંડના રાજા કરતાંએ મોટો?"

"ખુદાવિંદ! આ ગુલામ પોતાના બાદશાહ કરતાં, બીજાને મોટા કહી શકે, પણ તેઓ મોટા છે, એમ કદીપણ માની શકે નહીં!!"

"મહમદઅલીખાં! ઇંગ્લંડનો રાજા મારો ધણી છે. તેના દરબારમાં એ લોકો જોડા પહેરીને જાય છે, તો મારા દરબારમાં તેઓ જોડા ઉતારીને કેમ આવી શકે? એ લોકો કદીપણ પોતાની ટોપી ઉતાર્યા વિના મારા દરબારમાં આવે છે કે?"

"ના, તેઓ ટોપી ઉતારીને હમ્મેશાં દરબારમાં આવે છે."

"ત્યારે એમાં તેઓ કોઈ પણ જાતની બેઅદબી કરતા નથી. તમે જોડા ઉતારીને માન આપો છો, ત્યારે તે લોકો ટોપી ઉતારીને માન આપે છે. તમે જો પાઘડી ઉતારીને દરબારમાં આવવાનું કબુલ કરો તો, હું તમને પણ જોડા સાથે દરબારમાં આવવા દઇશ!"

મુસલમાનને માટે, માથાપરની પાઘડી ઉતારવી, એ કંઇ જેવું તેવું અપમાન નથી. મુસલમાનોથી કંઇ પાઘડી ઉતારીને દરબારમાં અવાય નહીં! હવે શું જવાબ દેવો? બન્ને તરફના ગુંચવાડામાં પડી, મહમદઅલીખાંએ ચુપ રહેવામાં જ ડહાપણ માન્યું! તેની ચતુરાઇ તો વખાણવા જોગ હતી, પણ નસિરૂદ્દીનના છેલ્લા સવાલે તેની ચતુરાઇને મહાત્ કરી નાંખી! તેણે પ્રથમ એમ ધાર્યું હતું કે, અંગ્રેજ સભાસદોને, જોડા ઉતારીને દરબારમાં આવવાનો હુકમ થશે તો, તેઓ જરૂર અહીંથી ચાલ્યા જશે અને તેથી મનની ધારણા સ્હેજે પાર પડશે! પણ તેની ધારણા અંતે પાર પડી નહીં!!

ત્યાર પછી મહમદઅલીખાંએ પોતાના મનમાં વિચાર્યું કે, આપણે બાદશાહની પૈસાની ભીડ ભાંગીશું તો, તે આપણાપર વધારે ખુશ રહેશે. પરંતુ અયોધ્યાના ઘણાખરા ભાગના જમીનદારો રાજદ્રોહી બની ગયા હતા. હવે કેવી રીતે રાજ્યની મહેસુલ વસુલ કરવી? અંતે એ રાજદ્રોહી બળવાખોરોને, દબાવવાને માટે, તેણે અંગ્રેજી લશ્કર મોકલવાનો ઠરાવ કર્યો. અંગ્રેજી લશ્કરની એક એક રેજીમેન્ટ, એક એક ભાગના તાલુક-

દારોની સાથે મોકલવામાં આવી. ફરી અયોધ્યામાં અત્યાચારનો અનળ પ્રજ્વલિત થયો! ફરી હજારો રમણીઓ, પોતાના શિશુ સંતાનને કેડપર લઈ, ભારત માતાદેવી સુસ્વર્ધુનીના—સુશીતલ—અમૃતમય ખોળામાં, આશ્રય લેવા લાગી!! પોતાની પત્ની, ભગિની, વૃદ્ધ જનની અને શિશુ સંતાનને ગંગાજીમાં હોમાવી દઈ, અયોધ્યાના સદાચારી અધિવાશીઓમાંથી, કોઈ કોઈ પ્રતિહિંસાથી પરવશ થઇ, ચોર તથા લૂટારાઓની ટોળીઓમાં ભળવા લાગ્યા; અને કોઇ કોઇ સંસાર સુખને જલાંજલિ દઇને વાનપ્રસ્થ—ધર્મ ગ્રહણ કરવા લાગ્યા!!



## દ્વાદશ અધ્યાય.

## સીતાપૂરનો કિલ્લો.

વિપત્તિની આ ખીણમાં મારી સર્વ રખડપટ્ટી અને જંજાળોમાં મેં અનેક વાર જોયું કે, કોઈ અદૃષ્ટ દેહી મારા અંતઃકરણમાં કોઇ ઇશ્વરી પ્રેરણાને જન્મ આપી મને દોરજે છે. સીની નોંધ પોથી.

અયોધ્યાની ઉત્તરે સીતાપૂર આવેલું છે. હાલ સીતાપુરના એક એક જમીનદારો, બાદશાહની જૂલમી રાજનીતિથી બળવાખોર બન્યા છે. તાલુકદારોથી કે તહેશીલદારોથી હવે સીતાપૂરમાં અવાતું નથી. દિગ્વિજય-સિંહ નામનો સીતાપૂરમાં એક મુખ્ય જમીનદાર હતો. તે અયોધ્યાના પહેલા બાદશાહ ગાજીયુદ્દિન હુયદરની સાથે લડાઇમાં મરણ પામ્યો હતો. દિગ્વિજય-સિંહ સીતાપૂરના રાજા તરીકે ગણાતો હતો. તેના વડીલોએ સીતાપૂરમાં બંધાવેલી ઇમારત ઘણી ગંજાવર હતી અને તેની આજુબાજુ મોટો કોટ હોવાથી, તે સીતાપૂરના કિલ્લા તરીકે ઓળખાતી હતી.

એ કીલ્લાને ચારે દિશાએ ચાર મોટા સિંહદ્વાર હતા. ઉત્તર દિશાના દ્વારથી પ્રવેશ કરતાં, સામે એક બજાર માલુમ પડતો હતો. પશ્ચિમ દિશામાં વિવિધ દેવાલયો, મંદિરો અને સંન્યાસીઓના મઠો આવેલા હતા. દક્ષિણ દિશામાં અગણિત નોકર ચાકર અને પ્રજા જનોનાં મકાનો આવેલાં હતાં. તે ઠેકાણેનાં મકાનો એક સરખી હારનાં હોવાથી, તે એક ન્હાનું સરખું ગામ હોય એમ જણાતું હતું. પૂર્વ દિશામાં સૈન્ય નિવાસ હતો. સૈન્ય નિવાસથી બસો હાથને છેટે, પશ્ચિમ દિશામાં, સીતાપુરના કિલ્લાના ધણીની બહારની ચતુઃશાળા હતી. એ ચતુઃશાળાના જુદા જુદા ભાગોમાં, હાથી, ઘોડા, ગાય, ભેંસ વિગેરે પશુઓને રાખવામાં આવતાં હતાં. એની પશ્ચિમે બીજી એક ચતુઃશાળા હતી, તેમાં એક ભાગમાં જમીનદારની કચેરી, બીજામાં જુદાં જુદાં પ્રાચીન દફતરો અને ત્રીજા ભાગમાં લશ્કરી સીપાઇઓ અને રાજ્યના

બીજા નોકરો રહેતા હતા. બીજી ચતુઃશાળાની પશ્ચિમ દિશામાં, વળી ત્રીજી ચતુઃશાળા આવેલી હતી; અને તેની વચ્ચે નાટચ મંદિરની ગોઠવણ કરવામાં આવી હતી. પશ્ચિમ તરફ આવેલા ભાગમાં, દિવાનખાનું અને દરબાર હતો, ઉત્તરના ભાગમાં વિવિધ પ્રતિ મુર્તિઓ ગોઠવવામાં આવેલી હતી; જ્યારે બીજા ભાગમાં રાજ્યમહેલનાં દાસદાસીઓ રહેતાં હતાં. ત્રીજી ચતુઃશાળાની પાછળ, કોટથી ઘેરાયેલો એક મનોહર બાગ આવેલો હતો. બાગની વચ્ચોવચ્ચ પૂર્વથી પશ્ચિમમાં જવાનો એક રસ્તો હતો. તે રસ્તો, ત્રીજી ચતુઃશાળાના દ્વાર સાથે–મહેલના દ્વારસાથે–મળેલો હતો. રાજમહેલની વચ્ચે મોટું ચોગાન હતું અને તે ચોગાનની ચારે દિશામાં ચાર મોટી મોટી હવેલીઓ હતી.

આ હવેલીની વર્તમાનસ્થિતિ પહેલાંના જેવી પ્રફુલ્લ દેખાતી નથી! આખી ઈમારત વિષાદથી પરિપૂર્ણ અને ગાઢ અંધકારમાં છવાયેલી જણાય છે! જાણે એ આખી ઈમારત કોઇ પ્રબળ કારણને લીધે, નિરાશાના સાગરમાં નિમગ્ન થયેલી હોય એમ જણાતું હતું! એમાં પ્રવેશ કરવાની સાથે જ, કોઈ પણ કહી શકે, કે આ મોટી હવેલીનો ધણી શોકથી છવાયેલા અંતઃકરણે, આ ઠેકાણે નિવાસ કરતો હશે! કારણ આ હવેલીમાં સુઘડતાને માટે કોઇ પણ પ્રયત્નો થતા હોય, એમ જોવામાં આવતું ન હતું! કોઈ કોઈ ઠેકાણે તો ઉજ્જડ વેરાન જેવું લાગતું હતું, જ્યારે કોઇ કોઇ ભાગ તો અંધકારથી ઘેરાઇને, પોતાની નિરુપયોગિતા સામા માણસને સુચવતો હતો!

ઈ. સ. ૧૮૩૧ ની શરુઆતમાં, એક દિવસે અંધારી રાત્રે, અંદરના મહેલની ચતુઃશાળાની પશ્ચિમ તરફની એક ભવ્ય હવેલીમાં, બે વિધવા સ્ત્રીઓ, વ્યાઘ્ર ચર્મઉપર વાતચિત કરતી બેઠી હતી. તેમનાથી થોડે છેટે આવેલા એક પલંગમાં અસ્થિચર્મસાર એક વૃદ્ધ માણસ સુતો હતો. આ બન્ને સ્ત્રીઓની વય ઘણીખરી એક સરખી હતી. તેમની મુખાકૃતિ પણ એક બીજાને મળતી આવતી હતી. ઘણીવાર સુધી વાતચિત કર્યા પછી, એક સ્ત્રી બોલી; "બ્હેન! કદી અંગ્રેજોનું લસ્કર કિલ્લામાં પ્રવેશ કરશે, ત્યારે પિતાજીનું શું થશે? તેમનાથી તો હવે હલાતું ચલાતું પણ નથી. કદાચ આપણે તો ગંગાજીમાં પડી આપઘાત કરીશું; પણ પિતાજીને માટે મને ઘણી ચિંતા થાય છે!"

બીજી સ્ત્રી બોલી; "તે લોકોથી કીલ્લામાં નહીં અવાય એને માટે મેં એક યુક્તિ શોધી કહાડી છે!" પહેલી સ્ત્રીએ પુછ્યું; "તેં કઈ યુક્તિ શોધી કહાડી છે?"

"અહીંથી પાંચકોશ દૂર આવેલાં, વિજયગંજ આગળ આપણે આપણું લશ્કર રાખીશું તો, અંગ્રેજોનું લશ્કર આ તરફ આવતું અટકશે અને ત્યાં જ લડાઈ શરુ થશે. લડાઈમાં આપણાં માણસો ઘણાં થોડાં હોવાથી, જરૂર એ લોકો હારીને ન્હાસવા માંડશે. તે વખતે અંગ્રેજી લશ્કર તેમને પકડવાને માટે તેમની પુઠ લેશે; અને આપણાં માણસો જે દિશામાં ન્હાસશે તે દિશા તરફ તે લોકો દોડશે. એમ થવાથી અંગ્રેજી લશ્કર કિલ્લાનું મ્હોંડું જોવા પામશે નહીં !"

થોડીવાર વિચાર કર્યા પછી, પહેલી સ્ત્રી બોલી; "કદાચ અંગ્રેજી લશ્કર ત્હારી ધારણા પ્રમાણે કિલ્લામાં નહીં આવે, પણ ચાકલાદાર ઈબ્રાહીમખાન પોતાના માણસો સાથે અહીં લૂંટ ચલાવવા આવશે તેનું કેમ ?"

બીજી સ્ત્રી બોલી; "ચાકલાદારની પાસે વળી કેટલાં માણસો હશે ? તે લોકોને તો મહેલના પહેરેગીરો મારી હાંકી મુકશે !"

"કદાચ તે લોકો એમ માર ખાઇને ગયા પછી, અંગ્રેજી લશ્કરની સાથે ફરી પાછા મહેલમાં આવે ત્યારે ?"

બીજી સ્ત્રી બોલી; "તે લોકોને જ્યારે અહીંથી હાંકી કહાડવામાં આવશે, ત્યારે અંગ્રેજી લશ્કર તો બીજા પ્રદેશો તરફ ચાલ્યું જશે. કારણ કે અંગ્રેજી લશ્કરની એક ટુકડીને ત્રણ ત્રણ પરગણાની પ્રજાને પકડવાનો હુકમ આપવામાં આવેલો છે; તેથી તેઓ કદીપણ એ લોકોની સાથે આવવાના નથી !"

"એ સૌ તારી કલ્પના માત્ર છે. હું આપણા માટે કંઈ ચિંતા કરતી નથી; પણ મને તો પિતાજીને માટે બહુ દુઃખ થાય છે !"

બીજી સ્ત્રી તેને આશ્વાસન આપતાં બોલી; "અનાથનો નાથ સીતાપતિ જરૂર આપણું રક્ષણ કરશે !!"

તેનાં ઉપલાં આશ્વાસનથી પહેલી સ્ત્રી બોલતી બંધ પડી. તે જાણે ત્રાસિત ચિત્તે, ઇશ્વરનું સ્મરણ કરતી હોય એમ તેની મુખાકૃતિ ઉપરથી જણાતુ હતું ! પરંતુ બીજી સ્ત્રીથી બોલ્યા શિવાય રહેવાયું નહીં, તેથી તણે પાછું બોલવાનું આરંભ્યું,–"મારાથી જેમ બનશે તેમ હું આ લૂંટારાઓના હાથથી પિતાજીનું રક્ષણ કરીશ ! તું શા માટે એવી ચિંતા કરે છે, બ્હેન ? પિતાજીએ જો પહેલેથી જ અહીં આવવાને હા પાડી હોત તો શું માનકુમારી ઉપર આવું દુઃખ પડતે ?! અહા, માનકુમારી ! તારું શું થયું હશે ?"

પહેલી સ્ત્રીએ કહ્યું; "આપણાં દુર્ભાગ્યે આપણાથી માનકુમારીને છૂટી પાડી છે ! પણ આપણી સમક્ષ પિતાજી ઉપર દુઃખ પડે, તે કેમ જોઇ શકાશે ?"

બીજી સ્ત્રી બોલી; "અરે, બહેન! મહારાજના મરણ વખતે હું જરૂર તેમની ચિતામાં પ્રાણ અર્પણ કરતે, પણ પિતાજીને માટે જ મેં અત્યાર સુધી જીવન ધારણ કર્યું છે! તું એક ચિત્તે ઇશ્વરનું સ્મરણ કર; તે આ વિપદમાંથી જરૂર આપણો ઉદ્ધાર કરશે!!"

પહેલી સ્ત્રીએ રડતાં રડતાં કહ્યું; "હવે પરમેશ્વર વિના આપણું બેલી કોણ છે? પરંતુ પહેલાંથી કોઈ પણ ઉપાય નક્કી કરી મુકયો હોય તો ઠીક. કારણકે સંકટ સમયે માણુસની બુદ્ધિ–વિચાર એકદમ લોપ થઈ જાય છે!!"

બીજી સ્ત્રી સ્હેજ હસીને બોલી; "બહેન! હું સંકટ સમયે શુભ બુદ્ધિ જ પ્રાપ્ત કરીશ?"

તેને હસતી જોઇને પહેલી સ્ત્રી સ્હેજ ગુસ્સે થઇને બોલી; "શું આ હસવાનો સમય છે!"

બીજી બોલી; "ના, બ્હેન! હું હસી નથી, પણ ખરેખરું કહું છું કે, સંકટ સમયે મને શુભ બુદ્ધિ જ પ્રાપ્ત થશે!!"

"સંકટ સમયે મન શું સ્થિર રહી શકે છે કે? તારું તો હંમેશ આવું ગાંડપણનું જ બોલવું રહ્યું!"

એ સાંભળી બીજી સ્ત્રીએ કહ્યું; "ના, બ્હેન! મારું બોલવું ગાંડપણનું નથી; પણ બધું ખરું જ છે. એ વાત તો તું સાંભળીશ ત્યારે આશ્ચર્ય પામીશ અને વખતે તું તેને ખરી પણ માનશે નહિ!"

"એવી તે કઇ વાત છે, બોલ જોઉં!"

"તે વાત સાંભળીને તું શું કરીશ?"

"વળી સાંભળીને મનને કંઇક ધીરજ આપીશ!"

તેનો આગ્રહ જોઈ, બીજી સ્ત્રી બોલી; "લે ત્યારે સાંભળ. હું મહારાજના મરણ પછી, આજ કેટલાંક વર્ષ થયાં એક આશ્ચર્ય પામવા જેવો બનાવ જોઉં છું. પણ એનો કંઇ પણ ભેદ મારા સમજવામાં આવતો નથી! મહારાજ મરણ પામવાથી, હું અત્યંત શોકથી વ્યાકુળ બની ગઇ હતી. તેથી મેં મારાં મનમાં નક્કી કરી મૂક્યું હતું કે તેમનો વિયોગ મારાથી સહન થવાનો નથી, માટે તેમની સાથે બળી મરવું. આવા વિચારથી મેં તેમની ચિતામાં ચહડવા માંડ્યું. પણ કેવું આશ્ચર્ય! અચાનક એક મનુષ્યની છાયા મારી સન્મુખ આવી, મને વિવિધ ઉપદેશો દઇ, એ કામથી રોકવા લાગી!! તે છાયા મને વારંવાર કહેવા લાગી કે; 'હવે તારે પિતાની સેવા અર્થે જીવન ધારણ કરવું.' હું તેના વાકયોનું ઉલ્લંઘન કરવાને, બ્હેન! તદ્દન અસમર્થ થઇ પડી! ત્યારપછી ગયે વરસે, બાદશાહનું લશ્કર આ તરફ આવ્યું, ત્યારે આપણાં માણસો

નાસી ગયાં! તે વખતે મ્હેં શિયળ રક્ષણુને માટે નદીમાં પડતું નાંખ્યું હતું! પરંતુ મારી અચેતન અવસ્થામાં, કોણુ જાણે, કોઇ મને આ મહેલમાં મૂકી ગયું! જ્યારે મને ભાન આવ્યું ત્યારે મ્હેં જોયું કે, નદીમાં ગરક થઇને તણાવાને બદલે હું તો અહિં જીવતી સુતી છું!! હું મહેલના એકેએક માણસને પૂછી વળી કે, 'મને નદીમાંથી કોણુ કહાડી લઇ આવ્યું?' પરંતુ તે લોકો આમાંનું કંઇ પણુ જાણુતા હોય ત્યારે મને કંઇ કહેને? ત્યારપછી પણુ કોઇ કોઇ દુઃખપ્રસંગે, મારી બુદ્ધિ મંદ બની જાય છે, અને હું તે વખતે વ્યાકુળચિત્તે વિચાર કરું છું અને એવી જ સ્થિતિમાં નિદ્રાવશ થાઉં છું, તે વખતે પેલી માણસની છાયા મારા જોવામાં આવે છે!! વળી તેની વાતચિત પણુ સ્પષ્ટ રીતે સમજાય છે! આજે પણુ આવા સંકટ સમયને માટે હું વિચાર કરતી હતી, અને એને માટે જ મ્હેં, સવારના સ્નાન કર્યાં પછી, છેક સાયંકાળ થતાં સુધી સીતારામના મંદિરમાં બેસીને જાપ કર્યો હતો! જાપ કર્યા પછી હું પાછી ફરી, અને તરત જ નિદ્રાવશ થઈ ગઈ! તેટલામાં પેલી માણસની છાયા મને આવી કહેવા લાગી; 'કાલે બપોરે અંગ્રેજી લશ્કર વિજયગંજમાં આવી પહોંચશે; તે વખતે તું જાતે લશ્કરની સાથે જઇને તેમનો ત્યાં જ અટકાવ કરજે. તારાં માણુસો અંગ્રેજી લશ્કરના ભયથી હારીને નાસે તો, તેમને ઉત્તર તરફ નાસવાનું કહેજે; એટલે કોઇ પણુ જાતની વિપત્તિ આવી પડશે નહિ."

તેને બોલતાં અટકાવીને બીજી સ્ત્રી બોલી; "ત્યારે શું તું લશ્કરની સાથે જવાની છે? એ કદી પણુ નહિ બને! હું તને અહિંથી એક ડગલું પણુ આગળ ભરવા નહિ દઉં! લૂટારા જેવા મુસલમાનો અને રાક્ષસ જેમ ફિરંગીઓના હાથમાં કદાચ તું પકડાઈ તો તું ત્હારૂં શિયળ રક્ષણુ કેવી રીતે કરી શકીશ?!"

બીજી સ્ત્રી હિંમત ધરીને બોલી; "બ્હેન! હું લશ્કરની સાથે જરૂર વિજયગંજમાં જઇશ. તે છાયારૂપી દેવતાનું વાકય, હું કદી પણુ ઉલ્લંઘન કરવાની નથી!"

પહેલી સ્ત્રી બોલી; "તે છાયા બાયા કંઇ નથી! દુઃખની વખતે મતિ ગૂમ થાય છે, ત્યારે મન, નવી નવી કલ્પનાઓ કરીને એવી ખોટી ખોટી છાયાઓ જુવે છે!"

"હું ખાત્રીથી કહું છું કે, દુઃખને લીધે મારી મતિ ગૂમ થઇ નથી, અને મેં કલ્પનાથી કદી પણુ એવી છાયાને મનમાં સ્થાન આપ્યું નથી. હું તો એમ ધારું છું કે, આપણા લોકવાસી કોઇ હિતાકાંક્ષી મહા-

ત્માએ દેવત્વ પ્રાપ્ત કર્યું છે; અને તે જ દયા કરીને આપણી રક્ષા કરે છે! તેમ ન હોય તો એક તરફ ચોર અને લૂટારાઓનો જુલમ, બીજી તરફ બાદશાહનો જૂલમ અને ત્રીજી તરફ લુચ્ચા અને દાંભિક માણસોનો જૂલમ! આવા એક બે નહિ, પણ અનેક જુલમમાંથી, એવા મહાત્માઓની કૃપા વિના, માણસ કદી પણ નિર્ભય રહી શકે કે?"

પહેલી સ્ત્રી બોલી; "જો પરલોકવાસી કોઇ દેવતાએ જ, તને છાયારૂપે દેખા દીધી હોય તો તે આપણી માતા જ હોવી જોઇએ; કારણ કે માતા વિના આવો સ્નેહ કોણ રાખે? માતા તને બહુ ચહાતી હતી; તેથી જ તે તને આવી રીતે ઘડી ઘડી દેખા દે છે!"

બીજી સ્ત્રી બોલી; "બ્હેન! હું પણ પહેલાં એમ જ ધારતી હતી કે, તે આપણી માતા જ હશે, અને તે જ પરલોકમાં દેવત્વ પ્રાપ્ત કરી આપણી રક્ષા કરે છે; પણ એ છાયા તો પુરુષની છાયા જેવી દેખાય છે!"

"ત્યારે તો એ ભૂત યોનિનું કામ હોવું જોઇએ. માતાની છાયા હોત તો હું એ ખરું માની શકત; કારણ કે આપણી માતાને સહુ કોઇ કલિયુગની સીતા કહેતા હતા. તેણે જરૂર પોતાના મરણ પછી દેવત્વ પ્રાપ્ત કર્યું હશે અને તે પોતાનાં સંતાનપર આવાં સંકટો પડતાં જોઇ, તે તને છાયારૂપી દેખાતી હશે."

બીજી સ્ત્રી બોલી; "ના, બ્હેન! તે આપણી માતા નથી!"

"ત્યારે તે શું તારો સ્વામી છે?"

"ના, સ્વામી પણ એ છાયા નથી. તે હોય તો હું નક્કી ઓળખી શકું. તેમના હાથની એક આંગળી જ જોવાથી, હું તેમને તરત ઓળખી કહાડું એમ છે!"

"ત્યારે તને નદીમાંથી કહાડીને અહિં કોણ મૂકી ગયું?"

"તેનો જ હું કંઇ ભેદ સમજી શકતી નથી તો! એકવાર નહિ, બેવાર નહિ, પણ સંકટ સમયે વારંવાર હું તેને જોઇ શકું છું!!"

"ત્યારે તું સીતારામના મંદિરના બારણામાં એ દેવ જ્યાંસુધી પોતાનું ઓળખાણ આપે નહિ, ત્યાંસુધી અનાહારે બેશી રહે."

"મ્હેં એમ પણ કરી જોયું છે. પણ તેમાં હું કંઇ ફાવી નહિ. ખરેખરો સંકટનો સમય આવ્યો કે, તે મહાત્મા પોતાની મેળે મને દેખા દે છે! પણ બીજે વખતે ગમે એટલું મથન કરતાં પણ તેનાં દર્શન થવાની આશા જ નહીં!"

પહેલી સ્ત્રી ઘણીવાર વિચાર કરીને બોલી; "બ્હેન! ત્યારે તો નક્કી ત્હારી મતિ ગુમ થઇ છે! તને હું કદી પણ લશ્કરની સાથે વિજયગંજ જવા દેવાની નથી!"

"હું તો જરૂર જવાની ને ફર જવાની! શું મહાત્માનું વચન ઉલ્લંઘાય?"

"પિતાજી શું તને જવા દેશે?"

"પિતાજીને એ સંબંધી વાત કરવાની હાલ કંઈ જરૂર જેવું નથી!"

"ત્યારે તું કદી મુસલમાનોને હાથે ફસાઈ પડે તો—પિતાજીની શી દશા!—"

"હું કદી પણ ફસાવાની નથી, એ તું નક્કી માન. તે છાયારૂપી દેવતાનાં વચનો હું કદી પણ ખોટાં માનતી નથી!"

"બ્હેન! તું ખોટી હઠ કરે છે, હોં; તું મોટા સંકટમાં આવી પડીશ!"

"ત્હારે મ્હારે માટે કોઇ પણ પ્રકારની ચિંતા જ કરવી નહીં! એ ઉપદ્રષ્ટા જરૂર કોઇ દેવતા હોવા જોઇએ અને દેવતાઓનાં વચન ખોટાં હોય, એમ હું કદી પણ માનતી નથી!"

"ત્હારી બુદ્ધિ નક્કી હરાઇ ગઈ છે! જો ખરેખર કોઈ પણ દેવતા આપણું વખતો વખત રક્ષણ જ કરતો હોય તો, તેણે આપણી **માન**કુમારીનું રક્ષણ કેમ કર્યું નહીં?!"

બીજી સ્ત્રી બોલી; "બ્હેન, **માન**કુમારી લુંટારાઓના આવાસમાં નક્કી નિર્વિઘ્ન છે!"

"એમ કદી બને જ નહીં. **માન**કુમારીએ પોતાના શિયળ રક્ષણને માટે આપઘાત કર્યો છે!"

"**માન**કુમારીએ કદી પણ આપઘાત કર્યો નથી. જ્યારે હું **માન**કુમારીના શોકથી અત્યંત વ્યાકુલ બની ગઈ, ત્યારે મ્હેં વિચાર કર્યો હતો કે, જ્યાં સુધી **સીતા**પતિ દયા કરીને મને **માન**કુમારીને લાવી આપે નહીં, ત્યાં સુધી તેના મંદિરના દ્વારમાંજ પડ્યાં રહેવું; અને જો તે મારી પ્રાર્થના પૂર્ણ કરે નહીં, તેનાં જ દ્વારમાં મારે આપઘાત કરવો. બ્હેન! એ પ્રમાણે મ્હેં અનાહારે **સીતા**પતિના દ્વારમાં કેટલાક દિવસ કહાડ્યા. છેલ્લે મ્હેં આપઘાત કરવાનો વિચાર કર્યો. કારણ કે મરેલાં માણસનો શોક વ્હેલો મોડો સમી જાય છે; પણ જીવતાં માણસનો શોક અસહનીય હોય છે! જે દિવસે મ્હેં આપઘાત કરવાનો નિશ્ચય કર્યો, તે જ રાત્રે તે મહાત્માએ મને દર્શન દીધાં. તેઓ કંઇક વિરક્ત ભાવે મને કહેવા લાગ્યા, "પુત્રી! અવિશ્વાસને મનમાં કદી પણ સ્થાન આપીશ નહીં. ત્હારી **માન**કુમારી સિંહની ગુફામાંથી, વ્યાઘ્રના મુખમાંથી, બચીને ઘેર આવશે! જેમ લક્ષ્મી સ્વરૂપા **સીતા**એ, રાક્ષસ કુલનો વિનાશ કરવાને માટે પૃથ્વીપર અવતાર ધારણ કીધો હતો, તેમ ત્હારી **માન**કુમારીએ અયોધ્યાના મુસલમાની રાજ્યનો

વિનાશ કરવાને માટે અવતાર લીધો છે!' પરંતુ એથી મ્હારા મનનો શોક દૂર થયો નહીં. તે છાયારૂપી દેવતાને હું વિનવી વિનવીને કહેવા લાગી, 'હે દેવ! તમે જ સીતાપતિ છો! તમે જ અંતર્યામી છો! કૃપા કરીને કહો કે, મ્હારી માનકુમારી ક્યાં અને કેવી અવસ્થામાં છે?' તે છાયારૂપી દેવ અત્યંત વિરક્ત ભાવે મને કહેવા લાગ્યા, 'આજે અયોધ્યાનાથ પાછો ઘેર આવશે, તે ત્હને બધી હકીકત કહેશે. પરંતુ તું ત્હારા ભાઇને માટે ચિંતાતુર થઇશ નહીં!' એટલું કહી તે દેવતાની છાયા અલોપ થઈ ગઈ!! પરંતુ કેવું આશ્ચર્ય! તે જ દિવસે બપોરે અયોધ્યાનાથ ઘેર આવ્યા; અને મને કહેવા લાગ્યા, 'માનકુમારીનું લૂટારાઓએ હરણ કર્યું નથી, પણ દર્શનસિંહનાં માણસો જ તેને પકડીને પંજાબ લઈ ગયાં છે!'"

બીજી સ્ત્રીએ તેને બોલતાં અટકાવીને કહ્યું, "નવાબનાં માણસો જ તેને લઈ ગયાં હશે, એમ પહેલાંથી જ હું ધારતી હતી. કારણ કે લુંટારાઓ ઘરેણાં ગાંઠાં મુકી, માનકુમારીને જ શું કરવા લઇ જાય? ત્યારે શું ભાઈ હજી હયાત છે?! પરમેશ્વર એને દીર્ઘાયુષ આપે!"

પહેલી સ્ત્રી કહેવા લાગી; "હા હું ધારું છું કે, ભાઇએ આપઘાત કીધો નથી. જે દેવતાએ મને નદીમાંથી કહાડી હતી, તેમણે જ કદાચ અયોધ્યાનાથનું રક્ષણ કર્યું હશે!"

"ત્યારે આ વાત ત્હેં, પિતાજીને કેમ કહી નહીં?"

"બ્હેન! આ બધા આશ્ચર્યકારક બનાવોના ભેદ મ્હારા સમજવામાં આવતા નહતા; અને તેથી જ મ્હેં એ સંબંધી પિતાજીને કંઇ કહ્યું નથી!"

"હવે અયોધ્યાનાથ આવે ત્યારે એમને બધી વાત માંડીને કહેજે. તેઓ સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ છે; તેથી જરૂર એ વાતનો ભેદ તેઓ શોધી કહાડશે!" બીજી અબલાએ કહ્યું.

પહેલી સ્ત્રી બોલી; "બ્હેન ધીરે ધીરે બોલ; હું ધારું છું કે, પિતાજી હવે જાગ્રત થયા છે!"

પહેલી સ્ત્રીના મ્હોંડામાંથી "અયોધ્યાનાથ" એ શબ્દ બહાર પડતાં જ, પલંગમાં સૂતેલા વૃદ્ધ માણુસની નિદ્રા ભંગ થઈ ગઈ અને તેણે "અયોધ્યાનાથ આવ્યો છે? શા સમાચાર છે?" એવો ધીરે રહીને પ્રશ્ન કર્યો!

પોતાના વૃદ્ધ પિતાજીને બોલતા સાંભળી, પહેલી રમણી ઉતાવળી ઉતાવળી તેની પાસે ગઇ અને પલંગની પાસે બેસી તેની પીઠપર હાથ ફેરવતાં ફેરવતાં બોલી; "ના, પિતાજી, અયોધ્યાનાથ હજુ આવ્યા નથી." એ સાંભળી તે વૃદ્ધ માણુસે દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને મૌન્ય રહ્યો!

તે વૃદ્ધ માણુસ કદી અચેતન અવસ્થામાં દિવસોના દિવસ પડી રહેતો, તો કદી ભ્રમિત માણુસના જેવું મનમાં આવે તેમ લવતો હતો! હાય! પુત્રવિયોગ કેવો અસહનીય છે!



## ત્રયોદશ અધ્યાય.

### જગન્નાથ શાસ્ત્રી.

"સીતાપૂર! તારું નામ જ સત્ય છે;
તારાપૂરવાળી સ્ત્રીઓ સીતાનો જ અવતાર છે."*

સી.ની નોંધ પોથી.

---

પૂર્વના અધ્યાયમાં વર્ણવેલી, પેલી બે વિધવા સ્ત્રીની વાતચિત ઉપરથી, ત્હેના પરિચયને માટે, વાચકો અધીર હોવા જોઇએ. ચાલો, આ જ ઠેકાણે તેનો પરિચય વાચકોને કરાવી લઇએ.

જગન્નાથ શાસ્ત્રી નામે સીતાપૂરમાં એક પ્રસિદ્ધ જમીનદાર હતો. અયોધ્યાના વજીર આસફ-ઉ-દ્દોલાના અમલમાં સીતાપૂર, વેરુચ અને ગાજીપૂરમાં, કર્નલ હાનીએ (Colonel Hanny) અતિશય જુલમ ગુજાર્યો હતો. તે વખતે જગન્નાથ શાસ્ત્રીના ત્રણ પુત્રોમાંથી મ્હોટો અને વચલો પુત્ર, કર્નલ હાનીને હાથે મરણ પામ્યા હતો. જગન્નાથ શાસ્ત્રીની બન્ને પુત્રધુવઓએ પોતપોતાના સ્વામીની પાછળ સતી થઇ—અયોધ્યાના વર્ત્તમાન અત્યાચારથી મુક્ત બની, સ્વર્ગમાં સ્થાનપ્રાપ્તી કરી લીધી! તેની સાથે જગન્નાથ શાસ્ત્રીની વૃદ્ધ સ્ત્રી પણ, પુત્રશોકે થોડા જ સમયમાં મરણ પામી! શોકથી છવાયેલાં હૃદયે જગન્નાથ શાસ્ત્રી, પોતાના પુત્ર ગંગાપ્રસાદની ચૌદ વર્ષની વયની સ્ત્રી ભાનુમતીને સાથે લઇ, તેઓ સીતાપૂર મૂકી કાશીમાં જઇ વસ્યા. સીતાપૂરની તેમની મોટી જમીનદારી અને ઘરબાર તે વખતે તેમણે પોતાના એક જૂના વિશ્વાસુ કારભારીને સોંપી ગયા હતા.

જગન્નાથ શાસ્ત્રી ઘણા સદાચારી અને ધર્મનિષ્ટ માણુસ હતા. કાશીમાં આવ્યા પછી તેઓ હમ્મેશાં સંસારત્યાગી સાધુઓના સહવાસમાં પોતાનો સમય વીતાડતા હતા. સીતાપૂરમાં તો હમેશ તેમને પોતાની જમીનદારીનું કામકાજ જોવું પડતું હતું, પરંતુ કાશીમાં ધર્માનુષ્ઠાન અને

---

*"Sitapoor! thou art true to thy name;
Thine women are real incarnation of Sita—"
—*C's Diary.*

ધર્મચર્ચા વિના, તેમને યોગ્ય એવું એક પણ કામ ન હતું. સીતાપૂરથી કાશી આવતી વખતે તેમણે ઘણી ધનસંપત્તિ સાથે લીધી હતી; તેથી તેમને લક્ષ્મીનો અભાવ પડે એમ નહતું. તેઓ પરોપકાર અને સંકટમાં આવી પડેલાં માણસોને સહાયતા આપવા માટે તથા પોતાને ઘેર સંસારત્યાગી સાધુ મહાત્માઓને હમેશા આશ્રય આપવાને માટે, તેઓ વિશેષ લક્ષ આપતા હતા અને તેમાં જ તેઓ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરતા હતા. કોઈ કોઈ વખતે તો [illegible]ાસ સાધુઓ તેમનું આતિથ્ય ગ્રહણ કરતા હતા અને તેમની ઇચ્છા [illegible] વસ્ત્ર કિંવા લક્ષ્મીદાન દેઇ, તેમને સંતોષ પમાડીને પોતાને ધન્ય માનતા હતા.

સાક્ષાત્ સીતા જેવી તેમની પુત્રવધૂ ભાનુમતી સસરાજીની અને તેમના અતિથિ તરીકે આવેલા સાધુસંન્યાસીઓની સેવા કરી આનંદ પામતી હતી. ભાનુમતીનો આચાર વ્યવહાર, [illegible] નિઃસ્વાર્થ પરોપકાર અને પરસેવાની પ્રબળ ઇચ્છા દર્શાવતો હતો. તે પોતાના આહાર કે વસ્ત્રો માટે નહીં જેવું લક્ષ રાખતી હતી, પણ [illegible] માટે તો તે હમેશાં તત્પર રહીને, તેને અન્ન વસ્ત્ર દાન આપતી હતી. પુત્રવધૂનું આવું સદાચરણ જોઇને, જગન્નાથ શાસ્ત્રી ઘણા જ આનંદ પામતા હતા. તેઓ કોઇ કોઇ વખત આનંદના આવેશમાં, ભાનુમતીને “લક્ષ્મી મા,” કદી “સીતા લક્ષ્મી,” કદી “ગાંડી મા” કહીને બોલાવતા હતા! પરંતુ તેમનો પુત્ર ગંગાપ્રસાદ, શાસ્ત્રીના આવા સાધુસમાગમને ધિક્કારતો હતો. ભાનુમતી હમેશાં સાધુ–સંન્યાસીના આહારને માટે રોકાયલી રહેતી ને કોઇ દિવસ તો અવિશ્રાંત પરિશ્રમ કરી, તે સાયંકાળે આહાર કરતી હતી. પરંતુ એથી ગંગાપ્રસાદ ઘણો અસંતોષ પામતો હતો. કદી કદી ગંગાપ્રસાદ એને માટે, પોતાના પિતાની સાથે લડતો હતો. ગંગાપ્રસાદના ચરિત્રમાં જો કે કોઇ પણ પ્રકારનો દોષ નહતો, પરતુ સાધુસંતો ઉપર તેને વિશેષ ભક્તિ નહતી. એક દિવસ ગંગાપ્રસાદ પોતાના પિતાને કહેવા લાગ્યો; “તમે આ વેશધારી સાધુસંન્યાસીઓને આશ્રય આપી, પૈસાની નકામી ખુવારી કરો છો; તમારા આવા સાધુસમાગમનો શંભુમેળો, હવે મને અસહનીય થઇ પડયો છે!”

જગન્નાથ શાસ્ત્રીના આશ્રમમાં જે જે સાધુસંન્યાસીઓ આશ્રય લેતા હતા, તેમાં બધા જ કાંઇ ખરા સાધુઓ આવતા નહતા. ગંગાપ્રસાદના જણાવ્યા પ્રમાણે તે લોકોમાં ઘણા ખરા ઠગ અને વેશધારીઓ આવતા હતા. પરંતુ જગન્નાથ શાસ્ત્રી પરમ ધાર્મિક માણસ હતાઃ તેઓ બારણે આવેલા અતિથિને, પછી તે ગમે તે હોય, તોપણ કંઈ પણ આપ્યા વિના પાછા કદી પણ કહાડતા નહીં!

જગન્નાથ શાસ્ત્રીએ જોયું કે, હમેશાં પુત્રની સાથે તકરાર થાય છે, ત્યારે તેમણે સંસારત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. પરંતુ ભાનુમતી સસરાજીના સંકલ્પને હમેશા આડે આવતી હતી! જ્યારે જગન્નાથ શાસ્ત્રી સંસારત્યાગ કરવાની વાત કહાડે, ત્યારે ભાનુમતી તેમના પગમાં રડી પડે!! જગન્નાથ શાસ્ત્રી પુત્રવધૂનું આવું સ્નેહ બંધન તોડી શક્યા નહીં. આવી રીતે કેટલાંક વરસ વીતિ ગયા પછી, ઇ. સ. ૧૭૯૭માં નવાબ આસફ-ઉ-દ્દોલા મરણ પામ્યો અને અયોધ્યાની ગાદીએ તેનો ભાઇ સાદતલિ બેઠો. સાદતલિ જે વખતે ગુપ્તપણે કાશીમાં રહેતો હતો, તે વખતે ગંગાપ્રસાદે તેને પૈસાની ઘણી મદદ કરી હતી અને એ કારણને લીધે સાદતલિની સાથે ગંગાપ્રસાદનો વિશેષ સ્નેહ બંધાયો હતો. નવાબપુત્ર સાદતલિ હવે અયોધ્યાની ગાદીપર બેઠા છે, એવું જ્યારે ગંગાપ્રસાદના સાંભળવામાં આવ્યું, ત્યારે તે પોતાના પિતાને પરિવાર સહ સીતાપૂર જવાને આગ્રહ કરવા લાગ્યો. પરંતુ જગન્નાથ શાસ્ત્રી સીતાપૂર જવાને કબુલ થતા નહતા. તેણે ગંગાપ્રસાદને સમજાવીને કહ્યું, "બેટા! અયોધ્યાના અધિવાસીઓનાં દુઃખ કદી પણ દૂર થવાનાં નથી. જે પ્રદેશમાં મ્લેચ્છ અંગ્રેજ વણિક પ્રવેશ કરે છે, તે પ્રદેશ છિન્ન ભિન્ન થઇ જાય છે! એટલું જ નહીં, પણ તે પ્રદેશનું અન્નકષ્ટ અને અત્યાચાર કોઇ કાળે પણ દૂર થવા પામતું નથી!"

ગંગાપ્રસાદે કહ્યું; "પિતાજી! સાદતલિ ઘણો કાર્યદક્ષ માણસ છે. તેના રાજ્ય અમલમાં પ્રજાપર કદી પણ અત્યાચાર થવાનો નથી. તેથી અહીં પડી રહેવા કરતાં આપણે સીતાપૂર જઇએ તો ઠીક."

પરંતુ જગન્નાથ શાસ્ત્રી પોતાના પુત્રને સીતાપૂર જવાને માટે વારંવાર ના પાડવા લાગ્યા, ત્યારે ગંગાપ્રસાદે પિતાની મરજી વિરુદ્ધ પોતાની પત્નીને લઇને સીતાપૂર જવાની તૈયારી કરવા માંડી! તેઓ કાશીમાં આવ્યા પછી, ગંગાપ્રસાદને એક પુત્ર થયો હતો. તેનો જન્મ કાશીમાં થવાથી, જગન્નાથ શાસ્ત્રીએ તેનું નામ કાશીનાથ પાડયું હતું. કાશીનાથ હમેશાં પોતાના દાદાની પાસે જ રહેતો હોવાથી, તે તેમને ઘણો જ હળી ગયો હતો. ભાનુમતીએ જોયું કે, પોતાનો પતિ જરૂર સીતાપૂર જશે; પણ સસરાજી કદી પણ સીતાપૂર આવનાર નથી; ત્યારે ભાનુમતીને અત્યંત દુઃખ ઉપજ્યું! સસરાજીને મૂકીને, તેની ઇચ્છા સીતાપૂર જવાની નહતી, પણ પતિને આધીન રહેનારી આ સતી સાધ્વીને, જ્યાં પતિ જાય ત્યાં જ જવાનું હતું! તેણે એક દિવસ જગન્નાથ શાસ્ત્રીના ખોળામાં, કાશીનાથને મૂકીને, રડતાં રડતાં કહ્યું, "પિતાજી! તમે અમને

તજીને જશો નહીં! આ છોકરો તમારા વિના એક ઘડી પણ રહેવાનો નથી; માટે થોડો વખત પણ તમે **સીતાપૂર** ચાલો!"

પરંતુ **જગન્નાથ** શાસ્ત્રી ધર્મપંથે અગ્રેસર થયા હતા, તેમણે સંસારની જુઠી માયા તજી દીધી હતી. તેઓ પોતાની પુત્રવધૂને નાના પ્રકારના પ્રબોધ વાક્યે શાંત કરી, પોતાનો સંસારત્યાગનો સંકલ્પ કાર્યમાં પરિણત કર્યો! અંતે ગંગાપ્રસાદ પોતાની પત્ની અને પુત્રને લઇ **સીતાપૂર** ગયો; એટલે **જગન્નાથ** શાસ્ત્રી તરત જ કાશી મૂકી એક બૌદ્ધ સંન્યાસીની સાથે હિમાચલમાં ચાલ્યા ગયા! ત્યારપછી **જગન્નાથ** શાસ્ત્રીની સાથે તેમના પુત્રનો કે પુત્રવધૂનો ફરી મેળાપ થયો નહીં! આ નવલકથામાં વર્ણવેલા બનાવો વખતે **જગન્નાથ** શાસ્ત્રી જીવતા છે કે અવસાન પામ્યા છે, એ પણ કોઇ કહી શકે એમ નથી!

આણી તરફ ગંગાપ્રસાદ **સીતાપૂર** આવ્યા પછી, પોતાની જમીનદારીનું કામકાજ કાળજીપૂર્વક કરવા લાગ્યો. એ અરસામાં તે બે વાર **લખનૌ** જઇને **સાદતલિ**ને પણ મળી આવ્યો હતો. જે વખતે **સાદતલિ** કાશીમાં હતો, તે વખતે ગંગાપ્રસાદે, તેને પૈસાની ઘણી મદદ કરી હતી. એ ઉપકારના બદલામાં **સાદતલિએ**, ગંગાપ્રસાદની જે મૂળ જમીનદારી અને જાગીર હતી, તેમાં દશગણો વધારો કરી આપ્યો.

**સીતાપૂર**માં આવ્યા પછી ગંગાપ્રસાદને ઘેર ત્રણ પુત્રીઓએ જન્મ લીધો હતો: તેમાં પહેલી પુત્રીનું નામ **નારાયણકુમારી**, બીજીનું નામ **ચંદ્રકુમારી** અને ત્રીજી પુત્રીનું નામ **માનકુમારી** હતું. **નારાયણકુમારી**ની અગીયાર વરસની વયે, **સીતાપૂર**ના મુખ્ય જમીનદાર રાજા **દિગ્વિજયસિંહ**ની સાથે લગ્ન થયાં. તેને બીજે વરસે **હરપાલસિંહ** નામના જમીનદારની સાથે **ચંદ્રકુમારી**નાં લગ્ન કરવામાં આવ્યાં. **ચંદ્રકુમારી**ના લગ્ન પ્રસંગે ગંગાપ્રસાદે નિશ્ચય કર્યો હતો કે, હવે **માનકુમારી**ના લગ્નની સાથે સાથે જ **કાશીનાથ**નાં પણ લગ્ન કરી નાંખવાં. પરંતુ માણુસનું ધાર્યું દરેક વખતે ક્યારે પાર પડે છે? **કાશીનાથ** તો પોતાના દાદા **જગન્નાથ** શાસ્ત્રીના જેવો જ સ્વભાવ અને તેની જ પ્રકૃતિને પામ્યો હતો. તે પોતાની બાલ્યાવસ્થામાંથી જ શાંત અને સુશીલ સ્વભાવનો બન્યો હતો. તેની મનોવૃત્તિ હમેશાં પરસેવા અને પરોપકારમાં જ લાગેલી રહેતી, તેથી તેનાં લગ્નની વાત કોઇ કહાડતું તો તેને લઢતો અને સામું એવો ભય બતાવતો હતો કે, "મ્હારે લગ્ન કરવાની ઇચ્છા નથી; તેમ છતાં કરવામાં આવશે તો હું અહીંથી ન્હાસી જઇશ!" **કાશીનાથ**ના મનમાં આવા વિચારો દઢ થવાનાં અનેક કારણો હતાં. **ભાનુમતી** પોતાના સસરાજીને મૂકીને **સીતાપૂર** આવ્યા પછી, તે સદા તેમના જ ગુણ ગાયા કરતી

હતી અને તેમની જ ચિંતામાં રાત્રી દિવસ સંતાપ કરતી હતી. કદી કદી આ સાધ્વી, પોતાના પિતા સમાન સસરાને માટે એકાંતમાં રડતી હતી! એટલું જ નહીં પણ તેમની શોધને માટે માણસો મોકલવા, પોતાના પતિને પણ વારંવાર વિનવતી હતી! કાશીનાથ પોતાની બાલ્યાવસ્થામાં-થી જ, પોતાની માતાના મુખે, પરમપૂજ્ય દાદાજીની દયાળુવૃત્તિ, સ્નેહ અને વિવિધ સદ્ગુણોની વાતો સાંભળતો હતો. તેણે માતાને મ્હોંડે એવું પણ સાંભળ્યું હતું કે, દાદાજી તેને બાલ્યાવસ્થામાં છાતીપર રાખીને ઘણો જ આનંદ પામતા હતા! દાદાજીની આવી સ્નેહ ભરી લાગણીની અને તેમના અતિ ઉચ્ચ સદ્ગુણોની વાતો સાંભળી, દિવસે દિવસે કાશીનાથના મનમાં પોતાના દાદાજી પ્રત્યે ગાઢ ભક્તિ અને પૂજ્ય બુદ્ધિનો વધારો થવા લાગ્યો. પરંતુ તેની પિતા પ્રત્યે ભક્તિને બદલે અશ્રદ્ધા અને અસંતોષની લાગણી એથી ઉત્પન્ન થવા લાગી! ભાનુમતીના સંબંધમાં એથી કંઇક વિચિત્ર જ બન્યું! તે જો કે પોતાના સ્વામીની કદી પણ નિંદા કરતી નહતી; પરંતુ અવસ્થાનુસારે સસરાજીના ગુણગાન સ્વામીનિંદાના કારણરૂપ થઇ પડયાં!!

કાશીનાથ પોતાની બાલ્યાવસ્થામાં હમેશાં એવું બોલતો કે, દાદાજી હજુ જીવતા છે. ગમે ત્યારે પણ તેઓ એક દિવસ ઘેર આવશે અને બધાને મળશે. કાશીનાથ પંદર સોળ વર્ષનો થયા પછી, તે હમેશાં વિદ્વાન્ જોશીઓને પોતાને ત્યાં બોલાવી લાવતો અને તેમને પોતાના દાદાજી જીવતા છે કે કેમ, અને જીવતા છે તો તે કયે ઠેકાણે છે; તેઓ સ્વદેશ ક્યારે પાછા ફરશે, એ વિગેરે પ્રશ્નો પૂછતો!

પરંતુ કાશીનાથની વીશ વરસની વય થતાં પહેલાં, ભાનુમતી મરણ પામી! આણી તરફ માનકુમારીને નવ વરસ પૂરાં થયાં. ભાનુમતીના મરણ પછી ગંગાપ્રસાદ કાશીનાથને લગ્ન કરવાને માટે આગ્રહ કરવા લાગ્યો. પણ તેણે પિતાની વાત કાનપર ધરી નહીં. તે ધીરે ધીરે પોતાના પિતાને અબાધ્ય થઈ પડયો. એક દિવસ તો તેણે પોતાના પિતાને ચોખ્ખું કહી દીધું કે, "હું કદી પણ લગ્ન કરનાર નથી. તે છતાં જો મને વારંવાર એ માટે કહેવામાં આવશે તો હું અહીંથી નાશી જઈશ!" ગંગાપ્રસાદ એથી ગભરાયો. તે દિવસથી તેણે કાશીનાથને કહેવાનું મૂકી દીધું! તે હવે ભાગ્યનો દોષ કહાડી બળાપો કરતો હતો કે; "હું મારા પાપનું ફળ ભોગવું છું! મ્હેં પિતાનું કહ્યું માન્યું નહીં અને દુઃખ દીધું, તે જ પાપે મ્હારો પુત્ર મ્હારા કહ્યામાં રહેતો નથી!!"

સંસારત્યાગી સંન્યાસીઓ અને સાધુઓ પ્રતિ, કાશીનાથની અચળ ભક્તિ જોઈ, ગંગાપ્રસાદે પોતાના મનમાં ધારી મૂકયું હતું કે, પોતાનો

પુત્ર કદી પણ સંસારમાં રહેવાનો નથી. આજ નહીં તો કાલે, કાલે નહીં તો ચાર દિવસ પછી, પણ તે સંસારાશ્રમ ત્યાગ કરી, જરૂર ચાલ્યો જશે! પરંતુ પોતાના મરણ પછી આ બહોળી જમીનદારી અને જાગીર કોને સપુરત કરવી? આ જ વિચારો તેના મનમાં વારંવાર ઉત્પન્ન થતા હતા. એને માટે ઘણા દિવસ સુધી વિચાર કરી, તેણે એવું નક્કી કર્યું કે, પોતાની ન્હાની છોકરી માનકુમારીને, કોઇ જમીનદારને ઘેર દેવી નહીં; પણ કોઈ સદ્દગુણી શાસ્ત્રજ્ઞ સુપંડિત પાત્ર જોઇ, તેની સાથે જ માનકુમારીનાં લગ્ન કરવાં અને પુત્રી તથા જમાઇને પોતાને ઘેર જ રાખવાં કે, પોતાના મરણ પછી, તેની ન્હાની પુત્રી જ જમીનદારી અને જાગીરનો ઉપભોગ કરી શકે.

ગંગાપ્રસાદે ધારવા પ્રમાણે, માનકુમારીનાં લગ્ન પણ એવી જ રીતે કર્યાં. અયોધ્યાનાથ નામના એક અતિ રૂપવાન્, સદ્દગુણી અને સુપંડિત કાસ્મીરી બ્રાહ્મણ કુમાર સાથે, માનકુમારીનાં લગ્ન થયાં. માનકુમારી પોતાના પિતાને ઘણી વ્હાલી હતી, તેથી તેને પારકે ઘેર જવું પડયું નહીં. લગ્ન થયા પછી, તે પતિ સાથે પિયરમાં જ રહેવા લાગી. કાશીનાથનો વૈરાગ્ય જોઇને, ગંગાપ્રસાદ વખતો વખત ઘણો દુઃખી થતો હતો: પરંતુ માન-કુમારીનાં લગ્ન થયા પછી, તેનું ઉપલું દુઃખ ધીરે ધીરે વિસારે પડવા લાગ્યું. ગંગાપ્રસાદને રત્નસમાન ત્રણ પુત્રીઓ હતી, તે ત્રણે બાળાઓ રૂપગુણે દેવબાળા સમાન હતી; દ્વેષ, હિંસા અને અહંકાર તેમના મનમાં કદી પણ સ્થાન પામી શકતો ન હતો; તેઓ સઘળાની સાથે નિષ્કપટ અને સરળ ભાવે વર્તીને સૌ કોઇની પ્રીતિ સંપાદન કરતી હતી. આ ત્રણે બાળામાં સૌ કરતાં ચંદ્રકુમારી ઘણી સરળ અને શાંત સ્વભાવની હતી. તેનો સ્વભાવ અને ઉત્તમ ચરિત્ર જોવાથી, કોઇ પણ કહી શકે કે, તે મૃત્યુ લોકનું માનવી નથી, પણ સ્વર્ગની સ્વર્ણ પ્રતિમા જ છે! પરંતુ ગંગાપ્રસાદ સૌ કરતાં માનકુમારીને વધારે વ્હાલો હતો. જાણે માનકુ-મારી સૌથી ન્હાની હોવાથી, તેણે પિતાની પ્રીતિ વધારે સંપાદન કરી હોય, એમ જણાતું હતું. ત્રણે પુત્રીઓનાં લગ્ન થયા પછી, ગંગાપ્રસાદનો હૃદયભાર ઓછો થયો અને તેથી તે પરમ આનંદે દિવસો ગાળવા લાગ્યો. પરંતુ ગંગાપ્રસાદનો સુખસૂર્ય હવે અસ્ત પામવાની તૈયારીમાં હતો.

ઇ. સ. ૧૮૧૪ માં નવાબ સાદતલિ મરણ પામ્યો. ગંગાપ્રસાદ સાદતલિનો પ્રિયપાત્ર હતો, તેથી લખનૌના દરબારીઓ ગંગાપ્રસા-દની ઘણી અદેખાઇ કરતા હતા. સાદતલિના મરણ પછી, કેટલાક વરસ સુધી લખનૌના દરબારીઓ ગંગાપ્રસાદનું અનિષ્ટ કરવાના ઉપાયો યોજવા લાગ્યા. પણ સાત આઠ વરસ સુધીમાં તેઓ તેનું કંઇ વધારે અનિષ્ટ

કરી શકયા નહીં. **સાદતલિના** મરણ પછી, **નવાબ માતેમદ-ઉ-દ્દોલા** આશરે દશેક વર્ષ પછી, **ગાજીયુદ્દિન હુયદરના** પ્રધાનપદ-પર આવ્યો. **નવાબ માતેમદ-ઉ-દ્દોલાનો** આપણે પૂર્વના **અધ્યાયોમાં આગા મીરના** નામે પરિચય થયો છે. બાલ્યાવસ્થામાં **આગા મીર સાદતલિનો** વિશ્વાસુ નોકર હતો. તેથી જ પ્રભુભક્તિના પુરસ્કાર સ્વરૂપ તેણે **સાદતલિના** રાજ્ય અમલમાં ધીરે ધીરે પોતાના પદની મર્યાદા વધારવા માંડી! જોડાં ઉંચકનારો નોકર, ધીરે ધીરે દારોગાની જગ્યાપરથી અંતે રાજ્યનો મુખ્ય મંત્રી થવા પામ્યો! પરંતુ એવાં ઉચ્ચ પદો ઘણા અધિકારીઓને અવળે માર્ગે દોરે છે. મંત્રીપદ પામ્યા પછી **આગા મીરે** પોતાની બાલ્યાવસ્થાની દરિદ્રતા, તે વખતની પોતાની સરળતા અને સાધુતાને સદાને માટે વિદાયગીરી આપી. એટલું જ નહીં, પણ પહેલાની તેની સ્વામિભક્તિનું ચિહ્ન પણ રહ્યું નહીં. **અયોધ્યાના** મુખ્ય મંત્રીનું પદ પામી, તે આપણા ગંગાપ્રસાદનું અનિષ્ટ સાધવા તૈયાર થયો. ગંગાપ્રસાદને **સાદતલિએ**, જે સઘળી કર વિનાની જાગીરો બક્ષી હતી, તે તેણે ખાલસા કરી નાંખી. ગંગાપ્રસાદ જાગીરોનો કોઇ પણ રીતે કર ભરવાને કબુલ થતો ન હતો. ધીરે ધીરે તેની સાથે **ગાજીયુદ્દીન હુયદરના** વખતમાં અને ત્યાર પછી **આલમગીરના** રાજ્ય અમલમાં, વારંવાર લડાઇઓ થવા લાગી. દિવસે દિવસે એ લડાઈમાં વધારો થતો ગયો, પણ બન્ને પક્ષમાંથી કોઈ નમ્યું આપતું ન હતું. તે વખતે ગંગાપ્રસાદને પોતાના બન્ને જમાઇઓ, રાજા **દિગ્વિજયસિંહ** અને **હુરપાલસિંહની** જબરી ઓથ હતી. એ લોકો પાસેથી **અયોધ્યાનો** કોઈ પણ વજીર રાજ્યનો કર વસુલ કરવાને, શક્તિમાન્ નિવડયો ન હતો. ગંગાપ્રસાદ અને તેના જમાઇઓ પોતાને સૂર્યવંશી તરીકે ઓળખાવતા હતા, તેથી તેઓ **દિલ્લીના** બાદશાહને પણ કોઈ વખતે રાજ્યનો કર આપતા ન હતા! તેઓ તેમને ખુલ્લી રીતે કહેતા હતા કે, અમે મુસલમાનોની “બાદશાહી” સ્વીકારતા નથી! એમની પાસેથી કર લેતાં કોણ જાણે કેટલાક તાલુકદારો અને ચાકલાદારોએ પોતાના પ્રાણ ગુમાવ્યા હતા. ઘણું કરીને દર વરસે એ લોકોની સાથે વજીરની લડાઈ થતી હતી અને દરેક લડાઇમાં વજીરનું લશ્કર હાર પામતું હતું. અન્તે **નેપાળની** લડાઈ પછી, અગણિત અંગ્રેજી લશ્કરે તેમનાપર હુમલો કર્યો. એ છેલ્લી લડાઇમાં **દિગ્વિજયસિંહ** અને **હુરપાલસિંહે** ક્ષત્રિયોચિત વીરત્વ પ્રકાશ કરી, સમરક્ષેત્રમાં પ્રાણ મૂકયા!! બન્ને જમાઇઓના એક જ સાથે થયેલા મરણથી, ગંગાપ્રસાદ શોકસાગરમાં નિમગ્ન થયો! તેની બન્ને યુવાન્ પુત્રીઓ વિધવા થઇ, એ દુઃખે તેને શક્તિહીન અને સંસાર ઉપરથી ઉદાસીન બનાવી દીધો!!

પૂર્વના અધ્યાયમાંની બે વિધવા સ્ત્રીઓમાંની પહેલી ગંગાપ્રસાદની એક પુત્રી નારાયણકુમારી અને બીજી ચન્દ્રકુમારી હતી. ગંગાપ્રસાદ જમાઇના મરણશોકે દિવસે દિવસે છેક જ, જર્જરિત થઇ ગયો ! તેને હવે દુઃખપર દુઃખ પડવા લાગ્યાં ! બન્ને પુત્રીઓ આજે પાંચ વરસ થયાં વિધવા થઇ હતી; ત્રીજી પુત્રીને આજે બે વરસ થયા લુંટારાઓ લઇ ગયા હતા; તેમ પોતે પણ તદ્દન શક્તિહીન બની પલંગમાં મુમુર્ષાવસ્થામાં રાત્રીદિવસ પડી રહેતો હતો. તેની બન્ને વિધવા પુત્રીઓ હમેશ તેની પાસે રહી, તેની સેવા શુશ્રૂષા કરતી હતી.

## ચતુરદશો અધ્યાય.

### રાણી નારાયણકુમારી.

ગર્જના, વિજળી અથવા વરસાદમાં આપણે ત્રણ ફરી ક્યારે મળશું ? જ્યારે તોફાન પૂરું થશે. તથા જ્યારે લડાઇમાં હાર તથા જિત મેળવશું ત્યારે મળશું.*

**મૅકબેથ.**

---

માઘ મહિનાના દિવસો છે. રાત્રી પૂરી થવા આવી છે. ગગનમંડળ વાદળાંઓથી ઘેરાયલું છે. હજુ વિજયગંજના દુકાનદારોની દુકાનોના બારણાં ઉઘડયાં નથી. વિજયગંજનું બજાર રાજા દિગ્દિવિજયસિંહે સ્થાપેલું હોવાથી, એ બજાર તેને નામે ઓળખાતું હતું. આ બજારમાં ઘણું કરીને સો સવાસો દુકાનો હતી. તેમાં સુરજપાલસિંહ, ગુલારામ ત્રવાડી, ગંગાધરસિંહ, રામગુલામ ચેતલાંગી, બાલકૃષ્ણ ભાંડ, ટીકારામ અગરવાલા અને તોતારામસિંહ એ ઉપલા બજારમાં આગેવાન દુકાનદારો ગણાતા હતા. સવારમાં તોતારામસિંહની નિદ્રાભંગ થઇ ગઇ. તે પથારીમાં બેઠો બેઠો હુક્કો ગડગડાવતો હતો. વચ્ચે હુક્કાના ગુડગુડ અવાજને બદલે ખાં, ખાં, અવાજ થતો હતો ! તોતારામસિંહની ખાંસીના અવાજે બીજા બેચાર દુકાનદારો જાગી ઉઠયા ! રામગુલામ ચેતલાંગી, ઉંઘમાંથી ઉઠી પોતાના નોકર રામગુલામને હુક્કો તૈયાર કરવા કહ્યું; પણ દુકાનમાં તૈયાર દેવતા નહીં હોવાથી તે હુક્કો ભરે કેવી રીતે ? ગરીબ બિચારો રામગુલામ !!

---

*When shall we three meet again,
In thunder, lightning or in rain?
When the hurly burly's done,
When the battle's lost and won.

*Macbeth.*

શેઠની બેચાર ગાળો સાંભળ્યા પછી, હાથમાં ચલમ લઇ, તોતારામની દુકાને દેવતા લેવા ગયો! "તોતારામ શેઠ, જરા દરવાજા ખોલીયે, સીપાઇ સાહેબકા દમ ઉપડા હૈ. હુક્કા તાજા કરનેકે લીયે જરા અંગારકી જરૂરત હૈ!" રામગુલામે આવી રીતે બેચાર વખત આજીજી કરીને તેને બારણાં ઉઘાડવા કહ્યું. પણ જેનું નામ તોતારામ! કહેએ સેના, ને સાંભળેએ સેના! બારણું ઊઘાડયા વિના અંદરથી જ ગર્જના કરી બોલવા લાગ્યા, "સાલેકો રોજ સવેરેમેં અંગાર ચહીયે. ઇધર તેરે કૌનસે બાપને તૈયાર અંગાર ધરા હૈ! ચલા જા લ્યાંસે, મેં તેરી ઔર તેરે સીપાઇ સાહબકી પરવા નહીં કરતા હું!"

આવી હુક્કા ગુડગુડીની તાણમાં અને અફીણ ગાંજાની લ્હેરમાં, વિજયગંજના દુકાનદારો, ઉંઘ આળસને ખંખેરી નાંખી, પોતપોતાની દુકાનો ઊઘાડવા લાગ્યા. ધીરે ધીરે અંધારું પણ દૂર થઇ ગયું અને જોતજોતામાં સવારના આઠ નવનો પણ અમલ થવા આવ્યો. દુકાનદારો નિઃશંક મને આગલા દિવસની પેઠે, આપ લે કરવા લાગ્યા. તેઓ બિચારા સ્વપ્ને પણ જાણતા નહતા કે, આજ વિજયગંજનો છેલ્લો દિવસ છે. સાંજ પડતાં પહેલાં તો વિજયગંજ સદાને માટે જનશૂન્ય વેરાન બની જશે!!

ધીરે ધીરે દિવસનો બીજો પહોર થવા આવ્યો. દુકાનદારોમાંથી કોઇ ખાવાનું કરવા બેઠા, કોઇ તૈયાર રસોઇપર જમવા બેઠા, તો કોઇ સ્નાન કરવાને ચાલ્યા. એટલામાં અચાનક પશ્ચિમ દિશા તરફ લોકસમૂહ જોવામાં આવ્યો; અને જોતજોતામાં તે છેક વિજયગંજની નજીક આવી લાગ્યો! એ લોકસમૂહની આગળ પચાસ ઘોડેસ્વાર હતા અને તેમનો ઠાઠ બધો લશ્કરી જેવો જણાતો હતો. વિજયગંજના એકેએક દુકાનદારો આ લોકસમૂહને અને તેમાં વિશેષ કરીને તેમનો લશ્કરી ઠાઠ જોઇને ગભરાયા! એટલામાં સીતાપૂર કિલ્લાનો મુખ્ય કારભારી ગંગાપ્રસાદ, ઠાકુરપ્રસાદ અને કલ્યાણસિંહ નામના બે લશ્કરી અમલદારોની સાથે લઈ, વિજયગંજના બજારમાં આવી લાગ્યો. આવતાંની સાથે જ તે લોકોએ દુકાનદારોને પોતપોતાનો માલ લઇને ન્હાસી જવાને માટે કહ્યું! દુશ્મનનું લશ્કર છેક પાસે આવેલું હોવાથી, માલ લઇને ન્હાસી જવા જેવો આ દુકાનદારોને વખત નહતો, પણ બળતાં ઘરમાંથી જે નીકળ્યું તે ખરું, એ વિચારે તેઓ એક બીજાને કહેવા લાગ્યા કે "ન્હાસો! ન્હાસો! જેમ ન્હસાય તેમ ન્હાસો! બાદશાહનો ચાકલાદાર અને તહેશીલદાર, અંગ્રેજી લશ્કર સાથે આ તરફ આવે છે!!' દુકાનદારોને માથે તો જેવો વજ્રપાત જ થયો! તેઓ હાંફલાફાંફલા બની જે લેવાયું તે લઇ,

ન્હાસવા લાગ્યા! કલાક બે કલાકમાં તો, વિજયગંજ જનશૂન્ય વેરાન જેવું બની ગયું!!

અયોધ્યાના બાદશાહની કુમક લઇ આવતાં આ અંગ્રેજી લશ્કરની સામું ટક્કર ઝીલવા, વિજયગંજની રાણીએ આગળથી તૈયારી કરી રાખી હતી! આ નાનો લોકસમૂહ તેના લશ્કરનો જ હતો. આગળ ગણત્રીના સ્વાર, તેની પાછળ પાયદળ અને તેની સાથે રાણીનો હાથી હતો. ખુદ રાણી હાથીપર બેસી પોતાનાં માણસોને ઉત્સાહિત કરતી હતી. તે વખતનું તેનું ભવ્ય અને વિકાળ સ્વરૂપ જોઇને, જાણે ભગવતી હેમવતી અસુરોનો સંહાર કરવા સમરક્ષેત્રમાં ઉતરી હોય, એમ જણાતું હતું. તે ગંગાપ્રસાદ અને કલ્યાણસિંહની સાથે વખતો વખત આ વિકટ પ્રસંગને માટે વિચારો ચલાવતી હતી. અંતે વિજયગંજના બજારની પૂર્વ દિશા તરફ એક કોશ દૂર, તેણે પોતાના લશ્કરને પડાવ નાંખવાનો હુકમ કર્યો.

બપોર નમ્યા ન નમ્યા એટલામાં, અંગ્રેજી લશ્કર સાથે અયોધ્યાના બાદશાહના ચાકલાદાર ઈબ્રાહીમખાં અને તહેશીલદાર હીરાસિંહ, નદીના કિનારાપર આવી પહોંચ્યા. તેઓ હજુ સુધી રાણીના લશ્કરથી એક કોશ દૂર હતા. બાદશાહના ચાકલાદાર અને તહેશીલદારે પોતાના મનમાં એવું જ ધારી મૂક્યું હતું કે, અંગ્રેજી લશ્કરનું નામ સાંભળતાંની સાથે જ, સીતાપૂરના જમીનદાર અને ગામના લોકો ન્હાસી જશે, તેથી થોડાં ઘણાં માણુસ લઈ દરેક જમીનદારના ઘરમાં પેસી, માલમતા લુટવાની ઘણી સારી તક હાથ આવશે! પરંતુ આ તે કેવો આશ્ચર્યકારક ચમત્કાર! સીતાપૂરની રાણી લશ્કર એકઠું કરી, અંગ્રેજ સામે લડાઇ કરવાને માટે તૈયાર થઇ રહી છે!

અંગ્રેજી લશ્કર હજુ સુધી લડાઇને માટે નિયમસર ગોઠવાઇ ગયું ન હતું. ચાકલાદાર ઇબ્રાહીમખાં અને તહેશીલદાર હીરાસિંહ, અંગ્રેજી લશ્કરના સેનાપતિ મેજર સ્મીથને કહેવા લાગ્યા કે; "હઝૂર! આ દેશના લોકો ઘણા જ ખરાબ છે! રાજા દિગ્વિજયસિંહ તથા હરપાલસિંહે હજુ સુધી કોઇને પણ ખંડણી આપી નથી; માટે આ વખતે તો તેમને પૂરેપૂરી શીકસ્ત ખવડાવવી જોઇએ!"

આ લોકો આવી રીતે વાતચિત કરતા હતા, ત્યારે બીજી તરફ રાણીનું લશ્કર–"જય સીતારામકી જય!" "જય મહારાણીકી જય" એવી વારંવાર જયધ્વનિ કરતું હતું!

મેજર સ્મીથ ઘણો ચતુર માણુસ હતો, તેથી ચાકલાદાર અને તહેશીલદારના ચઢાવ્યાથી તે ચઢી જાય એવો નહતો. વળી ગવર્નર જનરલનો એવો સાફ હુકમ હતો કે, 'અયોધ્યાનો રાજ્યકર વસુલ કરવાને

માટે જ્યારે અંગ્રેજી લશ્કર મોકલવામાં આવે, ત્યારે સેનાપતિએ ઘણી હુશિયારીથી કામ કરવું. એટલું જ નહીં પણ તોપો ચલાવ્યા વિના કેવળ બ્હીક બતાવી, તેને તાબે કરવાને માટે મહેનત કરવી;' તેથી મેજર સ્મીથે લશ્કરને યોગ્ય સ્થાને ગોઠવતા પહેલાં તોપોના ખાલી બ્હાર કરવા હુકમ આપ્યો. તેણે એમ ધાર્યું હતું કે, તોપોના બ્હાર સાંભળી સામી પક્ષના માણસો બ્હીને ન્હાસી જશે! અને તેથી લડાઇ કરવાનો વખત આવશે નહીં. પરંતુ અંગ્રેજી લશ્કરે જેવા તોપોના ખાલી બ્હાર કર્યાં કે, તેની સાથે જ ગંગાપ્રસાદે આગળ આવી તોપોનો મારો ચલાવવા માંડ્યો! રણકૌશલ્યમાં ગંગાપ્રસાદ વિશેષ પારદર્શી હતો. વળી તે રાજા દિગ્વિજયસિંહનો મુખ્ય સેનાપતિ હતો. ગંગાપ્રસાદે છોડેલી તોપો કંઇ નિષ્ફળ ગઈ નહીં! તોપોના ગોળા વિપક્ષ દળના લોકોપર આવી પડયા, અને તેથી કેટલુંક નુકશાન થયું! બાદશાહનો તહેશીલદાર હીરાસિંહ, અંગ્રેજી લશ્કર પાછળ હાથીપર બેસીને આવતો હતો, એટલામાં ગંગાપ્રસાદે છોડેલી તોપોમાંનો એક ગોળો, હીરાસિંહના માથાપર પડ્યો; અને તે જ વખતે હીરાસિંહ પંચ તત્ત્વને પામ્યો!

જેવો હીરાસિંહ પડયો કે, તેની સાથે જ મેજર સ્મીથે પોતાનું લશ્કર પશ્ચિમ દિશા તરફ ગોઠવ્યું. હવે અંગ્રેજી લશ્કર પણ, રાણીના લશ્કર સામે તોપ અને બંદુકોનો મારો ચલાવવા લાગ્યું. તોપ અને બંદુકોના, મેઘગર્જના જેવા અવાજો કાનને બહેરા કરવા લાગ્યા. એક કલાકમાં રાણીના લશ્કરમાંનાં પાંચ પચીસ માણસો ઘાયલ થયાં અને કેટલાંક મરણ પામ્યાં. પણ રાણીનું લશ્કર હવે ન્હાસવાની તૈયારીમાં હતું. ઘણી મહેનત કરવા છતાં પણ, ગંગાપ્રસાદ અને કલ્યાણસિંહ, ન્હાસતા લશ્કરને સમરક્ષેત્રમાં રાખી શકયા નહીં, તેથી રાણીએ પ્રથમથી જ વિચાર કરીને જે પશ્ચિમ દિશાનો રસ્તો બંધ કરી મૂકયો હતો, તેનાપર વધુ જાપતો રાખી, તેમને ન્હાસી જવાને માટે તેણે ઉત્તર દિશા તરફનો રસ્તો ખુલ્લો કરી આપ્યો, એટલે લશ્કર તે તરફ ન્હાસવા લાગ્યું. એક તરફ આવી લશ્કરમાં ન્હાસભાગ થઇ રહી, ત્યારે બીજી તરફ અચાનક પ્રબળ વાવાઝોડાની સાથે, ગગનમંડળ ઉપર વાદળાં ચઢી આવ્યાં અને જોતજોતામાં મુશળધાર વૃષ્ટિ પડવા લાગી!

મેજર સ્મીથ અને બાદશાહનો ચાકલાદાર ઈબ્રાહીમખાં, રાણીના લશ્કરને ઉત્તર દિશા તરફ ન્હાસતું જોઇ, તેઓએ એવું ધાર્યું કે, તેઓ નેપાળ પ્રાંત તરફ ન્હાસી જશે. પણ ખરી વાત એથી જુદી જ હતી. રાણીના લશ્કરની આવી સ્થિતિ જોઇ મેજર સ્મીથે, ઈબ્રાહીમખાંને પૂછયું; "હવે આપણે લશ્કરની સાથે સીતાપૂર જવાની જરૂર છે?"

ઈબ્રાહીમખાંએ કહ્યું; "હઝૂર! નદીપાર ઉતરીને લશ્કરની સાથે આપને સીતાપૂર જવાની જરૂર નથી. રાણીના સઘળાં માણસો ન્હાસી ગયાં છે, તેથી હું ધારું છું કે, સીતાપૂરનો કિલ્લો પણ હવે વેરાન જેવો બની ગયો હશે. તેથી હું થોડાં ઘણાં માણસોને લઇને સીતાપૂર જઇશ અને પ્રજા પાસેથી કર વસુલ કરવાની તજવીજ કરીશ."

એક તો મહા મહિનાના દિવસો હતા, તેમાં વળી વૃષ્ટિ થવાથી ટાઢનું જોર વિશેષ થઇ પડયું. તેથી મેજર સ્મીથે નદી ઉતરીને સીતાપૂર જવાનું માંડી વાળ્યું! તેણે વિજયગંજથી પૂર્વમાં પાંચ કોશ દૂર આવેલા એક બજારમાં પોતાના લશ્કર સાથે પડાવ નાંખ્યો અને બીજે દિવસે વેરુચની બળવાખોર પ્રજા પાસેથી, રાજ્યકર લેવા, તે બાદશાહના બીજા નવા ચાકલાદાર તથા તહેશીલદારની સાથે વેરુચ તરફ લશ્કર સાથે ઉપડી ગયો!

હીરાસિંહના મરણથી, ઈબ્રાહીમખાંને ઘણો આનંદ થયો! તે સારી રીતે જાણતો હતો કે, રાજા દિગ્વિજયસિંહના કિલ્લામાં ઘણાં કિમતી જવાહીરો છે. જો આ વખતે હીરાસિંહ જીવતો હોત તો તે તેમાં ભાગ પડાવતે! પણ તેના નશીબના જોરે જ હીરાસિંહ લડાઇમાં પહેલો ખપી ગયો હતો! ઇબ્રાહીમખાંએ મેજર સ્મીથને સીતાપૂર આવવા ના પાડી, તેનું કારણ પણ એ જ હતું.

મેજર સ્મીથના ગયા પછી, ઇબ્રાહીમખાં, ફક્ત ત્રીશ પાંત્રીશ માણસ લઈ, વિજયગંજના બજારમાં આવ્યો. બજાર તો કયારનુંએ ઉજડ થઇ ગયું હતું. સઘળા દુકાનદારો પોતપોતાની માલમતા લઇને બીજી બધી ચીજોને પડતી નાંખી, ઉઘાડી દુકાનો મૂકીને ચાલ્યા ગયા હતા! બજારની આવી અવસ્થા જોઇને, ઇબ્રાહીખાંએ ધાર્યું કે, જરૂર સીતાપૂરનો કિલ્લો પણ આવી રીતે જનશૂન્ય બની ગયો હશે. પણ તેનું ધારવું ભૂલ ભરેલું હતું. અગાઉથી કરી રાખેલા સંકેત પ્રમાણે રાણીનું લશ્કર નેપાળ પ્રાંત તરફ ન્હાસતું નહતું, પણ બીજે રસ્તેથી તે સીતાપૂરના કિલ્લામાં દાખલ થતું હતું!! એટલે થોડાં ઘણાં માણસોની હાનિ થવા સાથે, કિલ્લામાં રાખેલાં બીજાં માણસોથી આ વખતે સીતાપૂરના કિલ્લામાં માણસોની સારી સંખ્યા હતી! રાત્રિ પડવાથી ઈબ્રાહીમખાંએ વિજયગંજની સૂની દુકાનોમાં મુકામ કરવા પોતાના માણસોને હુકમ કર્યો! મફતનાં મળેલાં ઘી, ગોળ અને લોટથી, ઈબ્રાહીમખાંનાં માણસોએ ભાવતાં ભોજન ઉડાવ્યાં અને તેઓ ટોલ ટપ્પામાં રાત્રી ગાળવા લાગ્યાં! ઈબ્રાહીમખાંએ સ્હવારમાં કિલ્લા તરફ જવાનો ઇરાદો રાખ્યો હતો. પરંતુ આખી રાત્રી તેને નિદ્રા આવી નહીં! ક્યારે કિલ્લાની અંદર જાઉં અને ત્યાંનાં કિમતી જવાહીરો

હાથ કરું, એ જ વિચારમાં તેણે નિદ્રાને પણ વિસારી દીધી હતી ! કિલ્લામાંથી મળેલાં જવાહીરોનો ઘેર જઇને કેવો ઉપયોગ કરવો, તે કોને કોને ભેટ કરવાં, એ વિગેરે હવાઇ વિચારોમાં તેને નિદ્રા ન આવે, એ સ્વાભાવિક હતું ! તે એટલો લોભી હતો કે, સીતાપૂરના કિલ્લાની અંદર જે મોટા મોટા કિંમતી પથ્થરો જડેલા હતા, તે પણ ખોદાવીને પોતાને ઘેર લઇ જવા તેણે ઠરાવ કર્યો હતો ! લોભને થોભ નથી હોતો, એ કહેતિ કંઈ ખોટી નથી ! પરંતુ પરમેશ્વર જો એવા લોભી માણસોની ઇચ્છા તૃપ્ત કરે તો, સંતોષ અને સહનશીળતાપર જીવન ગાળનારા માણસોને માથે મોટાં સંકટો આવી પડે !!

ઇબ્રાહીમખાંએ વિચારમાં ને વિચારમાં, રાત્રીનો બીજો પહોર વીતાડયો ! તેણે દુકાનમાંથી બ્હાર નીકળીને જોયું તો, ગગનમંડળ પરિષ્કૃત થયું હતું; આકાશપર વાદળાંનાં ચિહ્ન સરખાં પણ જણાતાં ન હતાં. ચંદ્રાલોકે ચારે દિશા આલોકિત થઇ રહી હતી ! આવું જોઇને ઇબ્રાહીમખાંની ધીરજ કેમ રહે ? તેણે તરત પોતાનાં માણસોને તૈયાર થવા હુકમ આપ્યો અને અડધા કલાકમાં તો તે પોતાનાં માણસોને સાથે લઇ કિલ્લાને રસ્તે પડયો !

## પંચદશ અધ્યાય.

## કરો તેવું પામો–સૌ અહીંનું અહીં જ !!

રાણી નારાયણકુમારી, પોતાની સાથે બસો માણસને લઇને, કિલ્લા તરફ પાછી ફરી; અને રાત્રીના ત્રીજા પહોરે તે સુરક્ષિતપણે કિલ્લામાં આવી પહોંચી. તે દિવસે તે સહવારના પહેલા પહોરે પોતાના લશ્કર સાથે કિલ્લામાંથી બહાર નીકળી હતી. એટલે તેણે આખા દિવસ સુધી કંઈ પણ આહાર કર્યો ન હતો ! તેની ન્હાની બ્હેન ચંદ્રકુમારીએ, આખો દિવસ ઉત્કંઠિત ચિત્તે કિલ્લામાં કાળ ગાળ્યો હતો ! દિવસ આથમ્યા પછી, તેની વિપદાકાંક્ષા અને મનકષ્ટ અતિશય વધી પડ્યાં ! બ્હેનનું શું થયું હશે ? તે મુસલમાનોને હાથે પકડાઇ તો નહીં હોય ? તેમ થયું હશે તો તેની કેવી સ્થિતિ થશે ? એ વિચારે તેણે આખો દિવસ બહુ ઉદ્વેગમાં ગાળ્યો. પણ રાત્રી થઈ, એટલે તેની ધીરજ રહી નહીં ! તે બ્હાર તો, કદી અંદર, કદી પિતાની પથારી પાસે, તો કદી સીતારામના મંદીરમાં, એમ એક વાછરડાંથી વિખૂટી પડેલી ગાયની પેઠે, ગભરાઇને આમતેમ ફરવા લાગી ! જેમ જેમ રાત્રી વધતી ગઈ, તેમ તેમ તેને દુઃખી વિચારો વધારે વિહ્વળ કરવા લાગ્યા !

રાત્રીના બીજા પહોરે કિલ્લાની પાસે, માણસોની ગડબડ સાંભળી, તે તરત જ બ્હાર નીકળી. અંદરના મ્હેલના ચોકમાં બ્હેનને જોતાં જ

તેનાં નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં! થોડીવાર સુધી તો બન્ને બ્હેનો સંજ્ઞાશૂન્ય થઈ એક બીજાની સામું જોવા લાગી! ત્યારપછી નારાયણકુમારીએ, અત્યંત અધીરાઇથી પૂછયું; "પિતાજીને કેમ છે?"

"તે તો આજ આખો દિવસ અચેતન અવસ્થામાં પડી રહ્યા છે!"

"મારે વિષે તો તેઓ કંઈ જાણવા પામ્યા નથીને?"

"ના, પણ મને ત્હારે માટે મોટી ચિંતા હતી. હું હજુ પણ મ્હારું મન સ્થિર કરી શકતી નથી. કહેને શું થયું?"

નારાયણકુમારી, ચંદ્રકુમારીને ધીરજ દેતાં બોલી; "હવે ત્હારે ચિંતા જેવું કંઈ પણ નથી. ચાલ, સઘળી વાત તને કહું છું. તેં પણ આજે કંઈ ખાધું નથી, એમ ત્હારા મ્હોંડાપરથી જણાય છે! માટે તું હમણાં પિતાજીની પાસે જા; હું સ્નાન કર્યા વિના અંદર આવવાની નથી."

આટલું કહી નારાયણકુમારીએ, એક દાસીને પોતાનું વસ્ત્ર લાવવા કહ્યું. બીજી એક દાસીને ફ્રાનસ લેવાનું કહી, તે માહા મહિનાની સખ્ત ટાઢમાં, રાત્રીના બીજા પહોરની વખતે, કિલ્લાની પશ્ચિમ દિશા તરફ આવેલા સરોવરમાં સ્નાન કરવા ચાલી. સ્નાન કર્યા પછી ભીનાં વસ્ત્રે તે સીતારામના મંદિર તરફ ચાલી. મંદિરની સાતવાર પ્રદક્ષિણા કર્યા પછી, ભૂમિપર પડી, તેણે સીતારામને પ્રણામ કર્યા. ત્યાર પછી વસ્ત્ર બદલી સાથેની દાસીને વિદાય કરી, તેણે મંદિરમાં પ્રવેશ કર્યા. આ વખતે મંદિરમાં ફક્ત એક દીવો ઝાંખો ઝાંખો બળતો હતો. જ્યાં ત્યાં શાંતિ પથરાઇ ગઇ હતી. એવા નિર્જન અને એકાંત મંદિરમાં નારાયણકુમારીએ એક કુશાસનપર બેસી, એકાગ્ર ચિત્તે રામ નામનો જપ કરવા માંડ્યો!

પોતાને ખાવાની રુચિ નહીં હોવાથી, ચંદ્રકુમારીએ પોતાની બ્હેનને માટે થોડાંક ફળ કહાડી, તેની આવવાની વાટ જોતી બેઠી. પરંતુ તેને આવતાં વાર લાગવાથી તે મંદિર તરફ ગઈ. ચંદ્રકુમારીને આવતી જોઈ, નારાયણકુમારી મંદિરમાંથી બહાર આવી; અને ત્યાર પછી તેમણે મ્હેલ તરફનો રસ્તો લીધો. નારાયણકુમારી પણ આહાર કરવાની નથી, એમ ધારી બન્ને બ્હેનોએ રુચિ પ્રમાણે થોડાં ફળફુલ ખાધાં. ત્યાર પછી તેમને નિદ્રા આવી નહીં. દિવસના બનાવ વિષે વાતચિત કરતાં, તેમણે તે રાત્રીને વીતાડી નાંખી!

સહવાર થતાં પહેલાં, ચાકલાદાર ઈબ્રાહીમખાં, ત્રીશ પાંત્રીશ માણસની સાથે કિલ્લાની પૂર્વ દિશા તરફના દરવાજા આગળ આવી પહોંચ્યો. એ દરવાજાપર ફક્ત બે જ પહેરેગીરો હતા. બીજા સીપાઇઓ આખા દિવસના શ્રમથી થાકીને લોથપોથ થઇને પડ્યા હતા. પરંતુ ગંગાપ્રસાદ અને કલ્યાણસિંહ, દુશ્મનની બ્હીકને લીધે આખી રાત સુતા ન

હતા. હાલ તેઓ ટાઢ ઉરાડવાને માટે એક મોટું તાપણું કરી બેઠા હતા ! તેઓને ખાત્રી હતી કે, હજુ સુધી સંકટનું વાદળ વીખેરાઇ ગયું નથી; કારણ કે અંગ્રેજી લશ્કર કિલ્લામાં આવશે કે નહીં, એ કોઇથી કહી શકાય તેમ ન હતું. અને તેથી જ આ સ્વામિભક્ત સરદારોએ, આખી રાત્રી જાગ્રતાવસ્થામાં કહાડી હતી. પરંતુ સવાર થતાંની સાથે કિલ્લાની પૂર્વ દિશા તરફના દરવાજાપર રહેલા, એ પહેરેગીરોએ આસરે બસો હાથને છેટે ત્રીસ પાંત્રીસ માણસોને જોઇ, તાકીદે બધાને જગાડ્યા. ગંગાપ્રસાદ અને કલ્યાણસિંહ પહેરેગીરોના કહેવાપરથી તરત જ હાથમાં તરવાર તથા બંદુક લઇને દરવાજા આગળ આવ્યા. એટલામાં ઈબ્રાહીમ અને તેનાં માણસો છેક દરવાજાની પાસે આવી લાગ્યાં. ઇબ્રાહીમખાં, પોતાનો સત્કાર કરવાને માટે આવી રીતે રાણીનાં માણસોને દરવાજામાં જ તૈયાર થયેલાં જોઇને ચમકયો ! ખમચ્યો ! ડર્યો ! હઠયો ! ડગ્યો ! હવે કેમ કરવું ? જો પાછા ફરીએ છીએ તોએ મરીએ છીએ, અને લડીયે છીયે, તોએ માણસો થોડાં હોવાથી મરવાનો વખત આવે છે ! સાપે છછુંદર ગળ્યા જેવી ઈબ્રાહીમખાંની સ્થિતિ થઇ ! તેના મનની મૌજી ધારણા મનમાં જ રહી, અને સામું આવો પ્રસંગ આવ્યો ! લડાઇના નિકટ પ્રસંગે કંઇ વિચાર કરવાનો અવસર મળતો નથી, તેથી જેમ થવું જોઇએ તેમ થયું ! બન્ને પક્ષો સામસામું આવ્યા. "મારો ફીરંગીને !" "મારો મ્લેચ્છોને !" એ જ શબ્દોથી સીતાપૂરનો કિલ્લો સહવારના પહોરમાં ગાજી ઉઠયો !!

સીપાઇઓ અંદરના મહેલમાં દોડી જઇ કહેવા લાગ્યા કે, કિલ્લામાં શત્રુનાં માણસો પેઠાં છે ! પણ કિલ્લામાં અંગ્રેજી લશ્કર પેસવા પામ્યું છે કે ચાકલાદારના માણસો પેઠાં છે; એ વિષે કોઇએ રાણીને કહ્યું નહિ ! પરંતુ હિંમત ધરીને હાથમાં તરવાર લઇ રાણી નારાયણકુમારી મહેલમાંથી બહાર નીકળી પડી ! પરંતુ તેના આવતા પહેલાં અહિયાં તો સઉ નક્કી થઈ ગયું હતું ! દરવાજાના પહેરેગીરોએ, તેમ જ બીજાં માણસોએ, ઈબ્રાહીમખાંના ત્રીશ પાંત્રીશ માણસોમાંથી ઘણા ખરાના રામ રમાડી દીધા હતા ! રાણીએ જોયું કે, પચ્ચીશ ત્રીશ માણસોના મૃત દેહ પડ્યા છે, અને પોતાનાં ચાર પાંચ માણસોએ ઈબ્રાહીમખાંને નીચે પાડી, લાત, મુક્કી અને થપ્પડોથી છેક મરણતોલ કરી નાંખ્યો છે ! વિજયગંજના દુકાનદારોમાંથી રામગુલામ ચેતલાંગી, આગલા દિવસે મરવાની બ્હીકે, પોતાની દુકાનમાંનો માલ દુકાનમાં જ પડતો નાંખી, દિલ્લીમાં આવીને રહ્યો હતો. તે પહેલા રાજા દિગ્વિજયસિંહના લશ્કરમાં સીપાઇની નોકરી કરતો હતો. પરંતુ તે એવો શૂરવીર

હતો કે, કોઇ પણ ઠેકાણે લડાઇ થઇ કે, તે પહેલાં ન્હાસવાની તૈયારી કરતો હતો! તેથી રાજા દિગ્વિજયસિંહે તેની સીપાઇગીરી છોડાવી, વેપાર કરવાને માટે, તેને થોડી ઘણી પૈસાની મદદ આપી હતી. રામગુલામે રાજા દિગ્વિજયસિંહની મદદવડે વિજયગંજમાં દુકાન માંડી; પરંતુ તેનો સીપાઇગીરીનો ટેક હજુ ગયો ન હતો! દુકાનદાર અથવા વેપારીના સંબોધને તે રાજી થતો ન હતો અને જો તેને "સીપાઇ બહાદર" કહીને કોઇ બોલાવે નહીં તો તેને મહાખોટું લાગતું અને એને માટે તે વારંવાર લોકોની સાથે આથડી પડતો હતો! ઈબ્રાહીમખાંને નીચે પડેલો જોઇ, પોતાનું વીરત્વ દેખાડવાને માટે તે તલવાર હાથમાં લઇ તેની તરફ દોડયો! અને રાણીને સન્મુખ જોઇ મોટી બૂમો પાડીને કહેવા લાગ્યો; "સાલા! કાલે આખા અંગ્રેજી લશ્કરને નસાડયું, તે છતાં આજે વળી કિલ્લામાં આવ્યો? જાણતો નથી કે રામગુલામ ચેતલાંગી હજી કિલ્લામાં છે? ઉભો રહે જીવતો, હમણાં જ તને પૂરો કરી નાખું છું!!"

રામગુલામ એટલું કહી, ઈબ્રાહીમખાંના માથાપર તરવારનો ઘા કરવા ગયો, એટલે ઈબ્રાહીમખાંને જે ચાર માણસોએ પકડયો હતો, તે લોકો રામગુલામને જોઇને ખશી ગયા! અને રામગુલામને બ્હીક લાગી કે, રખેને ઇબ્રાહીમખાં ઉઠીને તેનાપર ધશી આવે! તેથી રામગુલામ ગુસ્સે થઇને પેલા માણસોને કહેવા લાગ્યો; "સસુરને પકડો! તેને કેમ છોડી દીધો? રાજા દિગ્વિજયસિંહનો સીપાઇ રામગુલામ ચેતલાંગી તમારી સામું ઉભો છે, તે છતાં તમને બ્હીક લાગે છે? એના હાથપગ દબાવી રાખો; હમણાં હું એનું માથું ધડથી જૂદું કરી નાંખુ છું!"

રાણી નારાયણકુમારી હજુ સુધી આ ગડબડનું કારણ સમજી શકી ન હતી. ગંગાપ્રસાદે રાણીને સઘળી હકીકત સમજાવ્યા પછી, તે અતિશય દુઃખી થતાં બોલી, "આટલાં બધાં માણસોના પ્રાણની હાની કરવાની જરૂર જેવું ન હતું. અહીંથી એમને ન્હસાડી મૂકયા હોત તો ઠીક થાત!" ઈબ્રાહીમખાંની સાથે આવેલા માણસોમાંથી ફક્ત પાંચ સાત જ માણસો જીવતાં રહેવા પામ્યાં હતાં. રાણીએ તે લોકોને છોડી મૂકવા હુકમ કર્યો; અને ઈબ્રાહીમખાં જે ઘાયલ થઇને પડયો હતો, તેને રાણીના હુકમથી કેટલાંક માણસોએ પકડીને ઉઠાડયો. રાણીએ જોયું કે, તેને કંઈ એવો મોટો જખમ થયો નથી કે, તે અલ્લાની દરઘામાં પહોંચી જાય!



## ષોડશ અધ્યાય.

## ઇબ્રાહીમખાંની જીવતી ઘોર.

રાણીના કહેવાથી ગંગાપ્રસાદે, ઈબ્રાહીમખાંની સાથેનાં માણુસોને, ઈબ્રાહીમખાંને સ્વદેશ પહોંચતો કરવાને માટે કહ્યું. પરંતુ તેનાં માણુસોને તો પોતપોતાના જીવની પડી હતી, એટલે ઈબ્રાહીમખાંની પીડા વહોરી લેવાને માટે તે લોકો મુદ્દલ ખુશી ન હતા! વળી ઈબ્રાહીમખાંનો હાથીનો માવત, અગાઉથી હાથીને લઇને પલાયનમઃ કરી ગયો હતો! રાણીના કહેવાથી કલ્યાણસિંહે, ઈબ્રાહીમખાંને સ્વદેશ પહોંચતો કરવાને માટે, બળદની ત્રણ ગાડીઓ મંગાવી આપી. એટલું જ નહીં, પણ ઈબ્રાહીમખાંના માણસોને વાટખરચના અઢીસો રૂપિયા પણ રાણીએ કહાડી આપ્યા! અહા, વીર રમણી! તને ધન્ય છે! ત્હારા ઉદાર હૃદયને પણ ધન્ય છે! શત્રુપ્રતિ દયા કરવાના ઉત્તમ ગુણે ત્હેં સહુને મ્હાત્ કરી નાંખ્યા છે! ત્હારા આ વીરોચિત વર્તનને માટે, ઇતિહાસ હમેશાં સાક્ષી પૂરશે. એટલું જ નહીં, પણ નિરસ્ત્ર તથા શરણાગત શત્રુપ્રતિ જેઓ વીરધર્મ તજીને ક્રૂરતા વાપરતા હશે, તેમના મ્હોંડા આગળ ઇતિહાસ, ત્હારું ઉત્તમ દ્રષ્ટાંત આગળ ધરશે!

રૂપિઆ મળવાથી, ઈબ્રાહીમખાંના સીપાઇઓ કબુલ થયા; અને બળદની ગાડીમાં નાંખી તેને તે લોકો સીતાપુરથી લઇ ગયા! દિવસના બીજા પહોરની વખતે ઈબ્રાહીમખાંના સાથીઓ, ઈસપઅલી, અકબરઅલી, મનસુરઅલી, ઈલાહીબક્ષ, ફત્તેહખાં તથા બીજા ત્રણ સીપાઇઓની સાથે, ગાડીમાં નાંખેલા ઈબ્રાહીમખાંને લઈ વિજયગંજના બજારમાં આવી પહોંચ્યા. વિજયગંજની સઘળી દુકાનો પહેલાના જેવી જ હમણાં પણ જનશૂન્ય હતી, તેથી ઇસપઅલી અને ઇલાહીબક્ષ વિગેરે, તોતારામસિંહની સુની દુકાનમાં બેશી હુક્કો પીવા લાગ્યા. એ દુકાનની પાસે ઈબ્રાહીમખાં ગાડીમાં સુતો હતો. તે વખતે તે શરીરની વેદનાથી, "ઓ! ઓ! ઓ! મારો જીવ જાય છે—મરી જાઉં છું!" એવા આર્તનાદ કરતો હતો! તેનો આર્તનાદ સાંભળીને ઇસપઅલીને મનમાં ઘણું માઠું લાગ્યું! તે ફત્તેહખાંને કહેવા લાગ્યો; "ભાઈ ફત્તેહખાં! ચાકલાદાર સાહેબ હવે જીવે એવી મને આશા નથી. આજની રાત જ જવી મુશ્કેલ છે. હું તો ક્યારનો એ જ વિચાર કરું છું કે, આવા અજાણ્યા રસ્તામાં, આપણે એની ઘોર ક્યાં ખોદીશું?"

ફતેહખાં બોલ્યો; "ભાઇ! હું તો એને સાથે લેવાને જ ખુશી નહતો. પણ સીતાપૂરની રાણીએ, રસ્તા ખરચને માટે રૂપિયા આપ્યા, એટલે તમે પૈસાને લોભે એને સાથે લીધો! હવે તમારે જેમ કરવું હોય તેમ કરો; હું તો મારે ચાલ્યો જઇશ!"

ફત્તેહઅલીની વાત સાંભળી, ઇશપઅલી ઈલાહીબક્ષ તરફ ફરીને બોલ્યો; "મુનશી સાહેબ! ફત્તેહખાંને કુરાન કીતાબનું કે દીન દુનિયાંનું કંઇ ભાન નથી; તમે તો કુરાન વાંચ્યું છે. મુસલમાન શું પોતાના મહજબીને, તેની આખરની વખતે એમ જંગલમાં મૂકીને જઇ શકે ખરો કે?"

ઇલાહીબક્ષને અત્યાર સુધી કોઇએ મુનશીના નામે બોલાવ્યો ન હતો; તેથી ઇશપઅલીને મ્હોંડે આજે મુનશીનું માન પામી, તે વિશેષ ગંભીરતા સાથે બોલ્યો, "ચાકલાદાર સાહેબ મરી જાય તો જરૂર તેમને દફનાવવા જોઇએ જ. આવા જંગલમાં તેમને મૂકીને આપણાથી કેવી રીતે જવાય?"

ઇલાહીબક્ષની વાત સાંભળી, મનસુરઅલી આતુરતાથી બોલ્યો; "તમારી વાત ખરી છે કે, ચાકલાદાર સાહેબ મરી જાય તો તેને આપણે દફન કરવા, પણ દફનની સાથે કફનની અને ઘોર કયાં ખોદવી, તેનો કંઇ વિચાર કીધો કે ફોકટમાં જ બોલશો? આવા જંગલમાં એ મરી જશે તો આપણને ઘોર ખોદતાં કેટલી મુશીબત પડશે?"

ઇશપઅલી બોલ્યો; "કેટલાં કેટલાં જંગલો વટાવીને આપણે લખનૌ જવાનું છે! ચાકલાદાર સાહેબ આજે મરો કે કાલે મરો; પણ તે નક્કી મરવાના તો છેજ. તેમને બચવાની હવે આશા નથી. અલ્લાહની મરજી હોય અને આજ રાત્રે તેઓ વફાત પામે તો, આ ખુલ્લી જગ્યામાં આપણે તેમની ઘોર ખોદી શકીએ એમ છે. ભાઇ! ચાકલાદાર સાહેબનું નીમક મારા બાપ દાદાએ ખાધેલું છે; અને હું પણ તેમને ત્યાં જ મોટો થયો છું; એટલે એમને માટે મને ઘણું લાગે છે! ગમે તેમ થાય, પણ જો એઓ મરી જાય તો, હું એમને જંગલમાં મુકીને કદી પણ તમારી સાથે આવનાર નથી!"

ઇસપઅલીની વાત સાંભળી, ફત્તેહખાં ગુસ્સે થઇને બોલ્યો; "હાં હાં! મીયાં સચ બોલા! આજ રાત્રે ચાકલાદાર સાહેબ મરી જશે? એક નાનો જખમ થયો છે, તેમાં તો મીયાં તેની મરવાની વાટ જુવે છે! મીરજાં! તમે જીવતાં માણસને ઘોરમાં દાટી ઘાલશો કે?"

એ સાંભળી ઇશપઅલી બોલ્યો; "ફત્તેહખાં! તું તો મુસલમાન જ નથી. ઈલાહીબક્ષ અથવા મીરજાં મનસુરઅલીને પૂછી તો જો કે, મુસલમાન, પોતાના મહજબીને ઘોરમાં દાટયા વિના, તેને જંગલમાં મૂકીને જઇ શકે ખરો કે?"

ફત્તેહખાં બિચારો ચૂપ રહ્યો. કારણ કે તેનું કહેવાનું બીજું જ હતું. પણ ઈશપઅલી તો પોતાનું જ કુટતો હતો! એટલે ચાર પાંચ જણા એક થયા, ત્યાં એક માણસ શું કરી શકે?

થોડીવાર પછી ઈલાહીબક્ષ બોલ્યો; "જો આજ રાત્રેજ ચાકલાદાર સાહેબ મરી જાય તો, તેમની ઘોર ખોદવાને માટે, અહિં સારી સગવડ થઇ શકે એમ છે. પણ તેમને મરતાં બે ચાર દિવસની વાર લાગે તો આપણને મોટી મુશીબત નડશે!"

આવી વાત ચાલે છે, એટલામાં તેજ દુકાનમાં પડેલી એક કોદાળી ઉપર ઈલાહીબક્ષની નજર ગઈ! પછી શું પૂછવું? "ભાવતું હતું ને વૈદ્યે કહ્યું," તે વાળી વાત અહિં થઇ પડી! દુકાનદારો પોતપોતાની માલમતા લઇ, દુકાનમાં કોદાળી પાવડા વિગેરે પડી રહેવા દીધા હતા, તેનો આજે આ લોકોએ ઉપયોગ કરવા ધાર્યો!! કોદાળી જોઇને ઈલાહીબક્ષ ખુશી થતો બોલ્યો; "યા ખુદા! તારી કુદરત કેવી છે? તેં કોદાળી પણ મોકલી દીધી! યારો! બીજી જગ્યાએ ઘોર ખોદવાનો વખત આવે તો, કોદાળી મળે ખરી કે?"

ઈસપઅલી, મનસુરઅલી અને અકબરઅલી એ ત્રણેની નજર કોદાળી ઉપર ગઇ! તેઓ હવે વિચારવા લાગ્યા કે, આખરની ઘડીએ આવેલા માણસને ઘોરમાં દટાય કે નહિ!

ઈશપઅલી તર્ક બાંધીને બોલ્યો; "યારો! હજરત મહમદ પેગંબર સાહેબે, કોણ જાણે કેટલાક કાફરોની સાથે લડાઇ કરી હશે! એવી લડાઈમાં જ્યારે પોતાનાં માણસો મરી જાય તેવાં જણાય કે, તેઓ તરતજ તેમને દફનાવવાની તૈયારી કરતા હતા. એમ મરવાની વાટ જૂએ, તો લડાઇના મેદાનમાં કેમ બને?"

ઈલાહીબક્ષ મુનશી, હજરત મહમદ પેગમ્બરનું, ઈસપઅલી જેવા એક ધર્મચુસ્ત મુસલમાનને મ્હોંડે દૃષ્ટાંત સાંભળી, પછી કંઇ બોલી શકયો જ નહિ! તો પણ ઘણા વાદવિવાદ થયા પછી, તે ત્રણે જણ એવા ઠરાવપર આવ્યા કે, ચાકલાદાર સાહેબની આ આખરની વખત છે: તેઓ હવે કદી પણ બચવાના નથી!

આણી તરફ ઈબ્રાહીમખાં, પણ કર્મસંયોગે તેજ વખતે બોલવા લાગ્યો; "અરે! તમે બધા કયાં મરી ગયા? મારી જાન જાય છે ને—!"

ઈબ્રાહીમખાં પોતે જાતેજ કહે છે કે, મારો જાન જાય છે! એટલે હવે તેને બચવાની આશાજ નથી, એમ ત્રણે જણાએ મન સાથે નક્કી કરી લીધું! તેથી ઈબ્રાહીમખાંના—"મારો જાન જાય છે—!" એ શબ્દો સાંભળી, તેઓ ત્રણે જણા એકી વખતે બોલી ઉઠયા; "ઘોર–ખોદો, યારો! ઘોર ખોદો!!" જાણે ઇબ્રાહીમખાં, ઘોર ખોદતા પહેલાં મરી જવાનો હોય તેમ, બુમાબુમ કરવા મંડી પડયા.

ઇસિપઅલી, અકબરઅલીને ઉતાવળે ઉતાવળે કહેવા લાગ્યો; "અકબરઅલી, મીરજાં! હવે વાર કરશો નહીં! જલદી કોદાળી પકડો!" ફરી ફત્તેહખાં તરફ વળીને તે આજીજી સાથે બોલ્યો; "ભાઈ ફત્તેહખાં! ચાકલાદાર સાહેબની મરવાની ઘડી આવી પહોંચી છે, તેથી હવે તારે આમ ગુસ્સે થવાનો વખત નથી! મહેરબાની કરીને, અકબરઅલીની સાથે જ આ દુકાન પાછળ એક મોટો ખાડો ખોદો! હું હમણાં ચાકલાદાર સાહેબને ઉંચકીને લઈ આવું છું!!"

ફત્તેહખાં પોતાના મનમાં બડબડવા લાગ્યો કે, આ તો કેવા મુર્ખો છે, કે જીવતા માણસને ઘોરમાં દાટવાને આ લોકો તૈયાર થઈ રહ્યા છે! પણ તે એકલો શું કરે? આ સંસારમાં સૌ કોઈ નમતા ત્રાજવાંના ધણી છે! જેનો પક્ષ વધારે હોય તે તરફ બોલનારા સૌ કોઈ નીકળશે; પણ એકલા અટુલાનો ખરો પક્ષ લેવા કોઈ તૈયાર થશે નહીં. ગરીબ બિચારા ફત્તેહખાંને નીચી મુંડીએ અકબરઅલીની સાથે રહી, એક જીવતા માણસની ઘોર ખોદવી પડી! જોતજોતામાં તોતારામસિંહની દુકાનની પાછળ છ હાથ લાંબો, બે હાથ પહોળો ને બે હાથ ઉંડો એવો ખાડો તેમણે ખોદી નાંખ્યો!

આણી તરફ ઇસિપઅલી, મનસુરઅલી અને ઇલાહીબક્ષ, ઈબ્રાહીમખાંની ગાડી પાસે ગયા. તેમને જોઇ ઈબ્રાહીમખાંએ પોતાની જે સ્થિતિ હતી, તે કરતાં વધારે દુ:ખી સ્થિતિ બતાવવા માંડી, કે જેથી તેમને કંઈ દયા આવે! તે બોલ્યો, "ભાઇઓ! મારો જાન જાય છે! બળદની ગાડીમાં સુતાં સુતાં મારી પીઠ છોલાઈ ગઈ છે; જરા જુઓ તો ખરા! આ પાસેની દુકાનમાં મારો સુવાનો બંદોબસ્ત થતો હોય તો મને ત્યાં લઈ જાઓ! કારણ કે હવે મને બચવાની આશા નથી!!"

તે લોકોને નિરુત્તર જોઇને તે ફરી બોલવા લાગ્યો, "યારો! ભુખથી મારો જીવ જાય છે. એકાદ મરઘીનો બંદોબસ્ત થતો હોય તો કરોને!"

એટલું કહીને ઈબ્રાહીમખાં બેભાન થઇને પડયો! તેનો જીવ ભુખ, દુ:ખ અને રસ્તાના થાકથી બહુ વ્યાકુલ બની ગયો હતો, તેથી તે હાંફવા લાગ્યો. તેને હાંફતો જોઇ, મનસુરઅલી ઇબ્રાહીમખાંનનો હાથ પકડી કહેવા લાગ્યો;—"પકડ! પકડ! હવે વાર નથી! ચાકલાદાર સાહેબ હમણાં જ મરી જશે!!"

તરત જ ત્રણ જણાંઓએ, બળદની ગાડીમાંથી ઇબ્રાહીમખાંને બ્હાર ઘસડી કહાડયો! ઇબ્રામહીખાંએ પોતાના મનમાં ધાર્યું કે, આ લોકોએ કોઇ દુકાનમાં મારે માટે સારી સગવડ કરી હશે, ત્યાં મને લઇ જતા હશે. પરંતુ આ ત્રણે જણાઓએ તો તેને દુકાનમાં સુવડાવવાને બદલે, જીવતા જીવત તૈયાર કરેલી ઘોરમાં સુવડાવી દીધો! ગરીબ બિચારો ઇબ્રાહીમખાં

જીવતાં ઘોરમાં દટાયો ! અમને તેની ઘણી દયા આવે છે. પણ કરીએ શું ? અમે જો ત્યાં હત તો, એ મુર્ખ મુસલમાનોને બે ચાર તમાચા ખેંચી કાઢી, ઈબ્રાહીમખાંને બચાવત. જો કે તેનાં કર્મો તો ઘણાં નીચ હતાં ! પણ દયા ! તે અમે ભુલત નહિ ! પણ લાચાર છીએ કે, અમે ત્યાં ન હતા. તે જીવતો જ ઘોરમાં પડયો ! ખોદેલી ઘોરમાં એટલું અંધારું હતું. આથી રાત અંધારી, મીયાં કાળા હબસી ને તેનો જીવ ગભરાતો હતો, તે છતાં બૂમ પાડે, તો પણ આ આંધળાઓના શોરકબકોરમાં, તેની ઘોરમાંથી આવેલી બૂમ સંભળાય એમ પણ ન હતું ! વળી ઘોરમાં સુવડાવ્યા પછી, થોડીવારે ઇસપઅલીએ, ઇબ્રાહીમખાંના મ્હોંડાપર હાથ મુકયો હતો, એટલે બોલવા જેવો પણ સંભવ જ ન હતો !! ઇસપઅલીએ, ઈબ્રાહીમખાંના મ્હોંડાપરથી હાથ લઇને કહ્યું; "યારો ! આકલાદાર સાહેબ મરી ગયા !" એ શબ્દો ઇસપઅલીના મ્હોંડામાંથી નીકળતાંની સાથે જ મનસુરઅલી અને અકબરઅલીએ બની શકે તેટલી ઉતાવળથી ઘોર પૂરી દીધી !! મટોડીથી ઘોર પૂરીને, ઉપરની જમીન સરખી કરવાને માટે તેઓ ત્રણે ચારે જણા પગથી મટોડી દાબવા મંડી પડ્યા. થયું ! વિજયગંજના બજારમાં ઈબ્રાહીમખાંની આવી રીતે મરણક્રિયાપૂરી કરી, તેઓ લખનૌ તરફ સિધાવ્યા ! વિજયગંજ હમેશને માટે જનશૂન્ય બની રહ્યું. તે ઠેકાણે માણસનું ચિહ્ન સુદ્ધાં રહેવા પામ્યું નહીં. ત્યાં રહેવા પામી ફક્ત ઇબ્રાહીમખાંની જીવતી કબર !!!

## સપ્તદશ અધ્યાય.

## છાપાનાં ભૂતો !

મનુષ્યનાં કાર્યોમાં ભરતી થાય છે.*

જુલીયસ સીઝર.

પૂર્વના અધ્યાયમાં વર્ણવેલી ઘટના પછી, એક મહિનાની અંદર જુદા જુદા વર્ત્તમાનપત્રોમાં વિજયગંજની લડાઇને માટે નાના પ્રકારના મતામત પ્રસિદ્ધ થવા લાગ્યા.

ઉત્તર અને પશ્ચિમ તરફના દેશોમાં પ્રખ્યાતિ પામેલાં, "મોફીશલ અખબારે" સૌથી પહેલાં વિજયગંજની લડાઈ માટે લખ્યું:—"ગઇ તા૦ ૨ જી ફેબ્રુઆરીને દિવસે, અયોધ્યાના બાદશાહે મોકલેલા અંગ્રેજી લશ્કરની સાથે, સીતાપૂરની રાણીની મોટી લડાઇ થઇ હતી. એ લડાઇની

* There is a tide in the affairs of men.—
*Julius Cæsar.*

સંપૂર્ણ હકીકત હજુ સુધી અમારા હાથમાં આવી નથી, તોપણ અમારો પ્રતિનિધિ લખે છે કે, રાણીની તરવારથી અંગ્રેજ સેનાપતિ મેજર સ્મીથ મરણ પામ્યો છે અને બન્ને પક્ષનાં ઘણાં માણસો માર્યાં ગયાં છે."

ત્યારપછી "દિલ્લી ગેઝેટથી" લખાયું:–"સીતાપૂરની રાણીની સાથે, રાજ્યનો કર વસુલ કરવાને માટે, અયોધ્યાના બાદશાહની મોટી લડાઈ ગયા અઠવાડિયામાં થઈ છે. બાદશાહના અગણિત લશ્કર સામે ટકી નહીં શકવાથી, રાણી તથા તેનું લશ્કર, નેપાળ તરફ ન્હાસી ગયું છે. અંગ્રેજ લશ્કરમાંનાં પાંચ સાત માણસો કરતાં વધારે કોઈ ઘાયલ થયાં નથી. આ લડાઇમાં અયોધ્યાના બાદશાહનો ચાકલાદાર, ઈબ્રાહીમખાં માર્યો ગયો છે; પરંતુ અંગ્રેજ સેનાપતિ મેજર સ્મીથ, જેની આ લડાઇમાં માર્યાં જવાની વાત જણાવવામાં આવે છે, તે તદ્દન ખોટી છે. કારણ કે લડાઈ પૂરી થયા પછી, કેટલાક દિવસ સુધી એ તરફ ઘણો વરસાદ પડયો હતો અને એ વરસાદમાં ભીંજાઇને, શરદીના રોગથી જ મેજર સ્મીથ વેરુચ આગળ મરણ પામ્યો છે. મેજર સ્મીથના મરણથી, ઈસ્ટ ઇંડિયા કમ્પનીને તેના જેવા એક કાર્યદક્ષ, સુચતુર અને બુદ્ધિમાન્ સૈનિક પુરુષની ઘણી ખોટ પડશે!"

ત્યારપછી "મોરીશલ અખબારે" એ જ લડાઇના સંબંધમાં બીજીવાર લખ્યું કે, "અમે ઘણી દિલગીરી સાથે જણાવીએ છીએ કે, અમારા પ્રતિનિધિની ભૂલથી અમે ગયા અઠવાડિયામાં, મેજર સ્મીથ સીતાપૂરની રાણીને હાથે માર્યો ગયો છે, એમ લખ્યું હતું; પણ તે બીના ખોટી છે. કારણ કે મેજર સ્મીથનું જ્વરરોગથી મરણ નિપજ્યું હતું. ચાકલાદાર ઈબ્રાહીમખાં સીતાપૂરની રાણીની તરવારથી ઘાયલ થઇને પડતાં જ તેના વિશ્વાસુ અને સ્વામિભક્ત અનુચરો, તેને ખાંધપર લઇને વિજયગંજના બજારમાં લાવ્યા હતા અને ત્યાં જ તેનું મૃતદેહ યથાયોગ્ય સન્માન સાથે તે લોકોએ દફનાવ્યું હતું!"

આ બીનાને બે અઠવાડિયાં પછી, એટલે ફેબ્રુઆરી મહિનાની અંતે, આ વર્ત્તમાનપત્રો કલકત્તે પહોંચ્યાં. કલકત્તામાં તે વખતે ત્રણ અંગ્રેજી વર્ત્તમાનપત્રો–"જોન બુલ" (John Bull), "બેંગાલ હુરકારા" (Bengal Harkara) અને "કલકત્તા-કુરિયર" (Culcutta Courier), નામનાં નિકળતાં હતાં.

"જોન બુલ" પત્રમાં "મોરીશલ અખબાર" અને "દીલ્લી ગેઝેટ" ઉપરથી વિજયગંજની લડાઇની ખબર પ્રગટ થઈ. "જોન બુલ"ના એડિટરે અત્યંત તીવ્ર ભાષામાં અયોધ્યાની વર્ત્તમાન સ્થિતિ સંબંધી એક લંબાણુ "આર્ટીકલ" લખ્યો. એ "આર્ટીકલ"ના ઉપસંહારમાં તેણે લખ્યું કે,

"અયોધ્યાનો વર્ત્તમાન અત્યાચાર—અયોધ્યાની પ્રજાપીડા—એ ઈસ્ટ ઇંડિયા કંપનીની અને તેના અમલદારોની, અર્થશોષણની ચેષ્ટાનું અનિવાર્ય ફળ છે! અમે સ્પષ્ટ રીતે કહી શકીશું કે, ઇસ્ટ ઇંડિયા કંપનીના અમલદારો, લુંટારાઓની પેઠે, અયોધ્યાનું ધન હરણ કરે છે!"

"બેંગાલ હુરકારાએ" ઇસ્ટ ઇંડિયા કમ્પનીનો પક્ષ લઈ લખ્યું:—"અમારો સુજ્ઞ ભાઇબંધ "જોન બુલ," બરાબર "બુલ"ની પેઠે (સાંઢની પેઠે) વિજયગંજની લડાઇને માટે બૂમો પાડે છે! પરંતુ આ લડાઇમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો કે તેના અમલદારોનો સ્હેજ પણ દોષ નથી. જ્યાંસુધી અયોધ્યાને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના રાજ્યમાં મેળવી દેવામાં નહીં આવે, ત્યાંસુધી અયોધ્યાની સ્થિતિ કદાપિ પણ સુધરવાની નથી!"

"કલકત્તા કુરિયરે" મધ્યસ્થાન ગ્રહણ કરીને લખ્યું કે:—"અયોધ્યાના શાસન સંબંધી, ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો દોષ હોવા છતાં, વર્ત્તમાન ઘટના, સીતાપૂરના જમીનદારોની સત્યતાનો પરિચય પ્રદાન કરતી નથી, એ ખેદ જેવું છે! તેઓ કદી પણ રાજયકર આપતા નથી, તેથી આવી અવસ્થામાં, લશ્કર મોકલ્યા શિવાય દેશના શાસનનો બીજો એક પણ ઉપાય નથી."

આ વખતે કલકત્તામાં, બંગાલી ભાષામાં; "સમાચાર ચંદ્રિકા" નીકળતી હતી. "ચંદ્રિકા" એ વિજયગંજની લડાઈ સંબંધે લખ્યું:—"અમને વિશ્વાસજનક ખબર મળી છે કે, સીતા જેવી સીતાપૂરની રાણી, હાથીપર બેશી, હાથમાં અસિ લઈ વીરપણે સંગ્રામક્ષત્રમાં ઉતરી હતી! તેની તે વખતની ભૈરવીમુર્ત્તિ જોઇને, સઘળાને એવો ભાસ થતો હતો કે, જાણે ભગવતી ગિરિનંદિની, મહિષાસુરનો વધ કરવાને માટે, સમરક્ષેત્રમાં ઉતરી છે! વજ્રની પેઠે, હજારો બંદુકોની ગોળીઓ, રાણીના શરીરને સ્પર્શ કરતાંની સાથે જ ચુર્ણ વિચુર્ણ થઇને પડતી હતી! તેણે પોતાની સન્મુખ અંગ્રેજ સેનાપતિ મેજર સ્મિથને જોતાં જ, તરવારના એકે સપાટે તેનું મસ્તક દેહથી વિચ્છિન્ન કરી નાંખ્યું હતું! કોણ કહે છે કે, આ દેશની રમણીઓ ભીરુ છે? કોણ કહે છે કે, આ દેશની રમણીઓ સંગ્રામક્ષેત્રથી પરાંગમુખ છે? ભીમ અને અર્જુન જેવું તેજસ્વીપણું હજુ પણ અમારા શરીરમાં કાર્ય કરે છે. કોણ કહે છે કે ભારતવાસીઓ, હીનવીર્ય છે? આજે પણ સુરધુનિ ભાગિરથી ગંગાના સ્રોતની પેઠે, હિંદુશોણિત અમારા શરીરમાં પ્રવાહિત થાય છે." ઇત્યાદિ.

બરાબર એક મહિના સુધી, વર્ત્તમાનપત્રોમાં વિજયગંજની લડાઇને માટે ચર્ચા ચાલી. ત્યારપછી પંદર દિવસને અંતરે, અયોધ્યાના શાસન સંબંધી, કોર્ટ ઑફ ડાયરેક્ટરનો ખરીતો ગવર્નર જનરલની પાસે આવ્યો! લૉર્ડ વિલિયમ બેન્ટીક, તે વખતે હિન્દુસ્થાનનો ગવર્નર જનરલ હતો

અને સર ચાર્લ્સ થિઓફિલાસ મેટકાફ કૌન્સિલનો મેમ્બર હતો. એ બન્ને રાજદ્વારી પુરુષોની શાસનપ્રણાલિ જોઇને, હિન્દુસ્થાનના લોકો તેમને "બુધરાજા અને બૃહસ્પતિ મંત્રી" કહેતા હતા!

અયોધ્યાના રાજ્યકારભાર ઉપર વિચાર ચલાવવાને માટે, ગવર્નર જનરલની કૌન્સિલ મળી. કૌન્સિલમાં કોણ શું બોલ્યું, કોણે કેવો અભિપ્રાય આપ્યો, એ કોઇથી પણ જાણી શકાય તેમ નહતું! પરંતુ લોકવાયકા ઉપરથી એમ જણાય છે કે, કોર્ટ ઑફ ડાયરેક્ટરે, અયોધ્યાનો શાસનભાર ગ્રહણ કરવાને માટે, ગવર્નમેન્ટને ભલામણ કરી હતી. પરવુ લોર્ડ વિલિયમ બેન્ટીકે તેનાથી અસંમત થઇ,કોર્ટ ઑફ ડાયરેકટરને લખ્યું કેઃ—

"આપણી શાસનપ્રણાલી કરતાં, મુસલમાન રાજકર્ત્તાઓની શાસનપ્રણાલી ઘણે અંશે શ્રેષ્ઠ છે. મુસલમાનો, અહીંની પ્રજાને સઘળા પ્રકારના હક્કો આપે છે. પરંતુ આપણી રાજનીતિ તેનાથી વિપરીત—એટલે પાષાણવત્—સ્વાર્થપરાયણ અને નિર્દય છે."*

સર ચાર્લ્સ થિઓફિલાસે, સાંભળવા પ્રમાણે એથી પણ તીવ્ર ભાષાનો ઉપયોગ કર્યો છે. તેણે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતોઃ—

"પરમેશ્વર જ રાજકારભાર સોંપે છે અને તે જ વળી પાછો પણ લઇ લે છે. આ દેશની પ્રજા માટે અમે જે રાજનીતિ અવલંબન કરી છે, તે એવી છે કે, ગમે ત્યારે એક દિવસે, પ્રજાની કૃતજ્ઞતાને બદલે, તેનો કઠોર અભિશાપ લઇ, આ દેશને સદાને માટે અમારે તજવો પડશે."

આવો વાદવિવાદ થયા પછી, અયોધ્યાની વર્ત્તમાન સ્થિતિ માટે લોર્ડ વિલિયમે જાતે અયોધ્યા જવાનો ઠરાવ કર્યો. અયોધ્યાના બાદશાહને ખબર કરવામાં આવી કે, આવતા આગષ્ટ મહિનામાં, ગવર્નર જનરલ જાતે અયોધ્યામાં આવશે. તેથી અયોધ્યાનો બાદશાહ, રાજ્યની મહેસુલ વસુલ કરવાને માટે, ફરી કોઇ પણ પ્રદેશમાં અંગ્રેજી લશ્કર મોકલી શકયો નહીં.

ઇબ્રાહીમખાંના મરણના સમાચાર લખનૌ ગયા પછી મહમદઅલિખાં બીજી એક અંગ્રેજી લશ્કરની ટુકડીને સીતાપૂર મોકલવાનો

---

* Lord William Bentinck in his evidence before a Committee of the House of Commons in 1837, said—"In many respects the Mahomedans surpassed our rule, they admitted them (the natives) to all privileges; the interests and sympathies of the conquerors and the conquered became identified. Our policy, on the contrary, has been the reverse of this,—cold, selfish and unfeeling—the iron hand of power on one side, monopoly and exclusion on the other.

બંદોબસ્ત કરતો હતો; પરંતુ એટલામાં તો ગવર્નર જનરલનો હુકમ આવ્યો. તેથી સીતાપૂર ફરી લશ્કર મોકલી શકાયું નહીં અને એથી જ રાણી નારાયણકુમારી, થોડોક વખત નિર્વિઘ્નપણે સીતાપૂરના કિલ્લામાં રહેવા પામી!



## અષ્ટાદશ અધ્યાય.

### આસફ ચાચા અને સરફરાજખાંનો વ્યવહાર.

ભલે પધાર્યો મારા ચીચાજાન આસફ! અમારી સાથે ભોજન લેવાથી તમે બહુ દહાડા થયા દૂર થયા હતા.* ડબલ્યુ. નાઈટન.

વસંત કાળ પૂરો થવા આવ્યો છે. સૂર્યનો તાપ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો છે. દારુણ ગ્રીષ્મ! લખનૌ નગરમાં બપોરની વખતે કોઈ ઘરમાંથી બહાર નિકળતું નથી! પણ સહવારે અને સાંજે હજારો લોકોથી રસ્તા, ઘાટ, બાગબગીચા અને શહેરની બીજી હવા ખાવાની જગ્યાઓ પરિપૂર્ણ થઈ જાય છે! હાલ લખનૌમાં, ફુરિદબખ્શ રાજભવન, શાહનજિબ મહેલ અને મોતીમહેલ નામનો રમણીગૃહ શણગારવાથી ઘણી ધામધુમ થતી જણાય છે! એ શિવાય નગર સુસજ્જિત કરવાને માટે પણ તેવી જ તૈયારીઓ થાય છે. જ્યાં ત્યાં માણસોનો જનરવ અને કોલાહલ સંભળાય છે! કારણ કે ગવર્નર જનરલ લખનૌ આવનાર છે!

નગર અને મહેલો વિગેરે સુસજ્જિત રાખવાને માટે, અયોધ્યાના બાદશાહે ત્રીશ લાખ રૂપિયા ખરચવા કહાડયા હતા! નાયબદીવાન રાજા મયારામસિંહને નગર સુસજ્જિત રાખવાનું કામ સોંપવામાં આવ્યું છે; અને તેના હાથ નીચે બીજા ત્રણ ચાર અંગ્રેજ ઇન્જીનીયરોને પણ સોંપવામાં આવ્યા છે!

પશુશાળા અને દરબારગૃહનો ભાર વિલાયતી હજામ સરફરાજખાંએ લીધો છે. આહાર અને વ્યવહારોપયોગી અનેક મુલ્યવાન્ વસ્તુઓ તથા જુદી જુદી જાતની મદિરા અને ખોરાકીની ચીજો ખાસ કલકત્તેથી આવનાર છે, જેને માટે એક લાખ રૂપિયાની રકમ કહાડવામાં આવી છે! બીજી તરફ નવા નવા જીવજંતુઓ અને પશુઓ એકઠાં કરવાનું કામ પણ ધમધોકાર ચાલતું જણાય છે! ગવર્નર જનરલને બીજી રમતગમતની સાથે પશુઓની સાઠમારીઓ પણ દેખાડવાની ગોઠવણ કરવામાં આવી છે! પરંતુ આવો મોટો સમારંભ, કેવલ ત્રીશ લાખ રૂપિયાથી પૂરો થશે, એવો સંભવ, વાચક વર્ગ! શું તમને લાગે છે?

---

* "Welcome, my uncle Asoph; we have missed yow too ong at our table." *W. Knighton.*

નાયકાઓના નાચ મુજરા કરાવવાનું કામ રાજા દર્શનસિંહને સોંપવામાં આવ્યું છે! ખુદ પંજાબ અને કાશ્મીરથી પ્રખ્યાત નાયકાઓ આ પ્રસંગે આવનાર છે! સૌ કરતાં વધારે મોટું અને જોખમભરેલું કામ આ વખતે દર્શનસિંહને સોંપવામાં આવ્યું છે!

આ વખતે અયોધ્યાનો બાદશાહ નસિરૂદ્દીન હુયદર, ફરિદબખ્શ રાજભવનમાં રહેતો હતો. ફરિદબખ્શ રાજભવન પ્રાચીન રીતિ પ્રમાણે બંધાવેલો હતો. ગોમતી નદીના કિનારા ઉપર એ મહેલ આવેલો હતો. એના એક ભાગમાં બેગમો રહેતી હતી, બીજા ભાગમાં દરબારગૃહ હતો અને ત્રીજા ભાગમાં, બાદશાહના ખાસ પરિષદોની બેઠક હતી. દરબારગૃહને બારણે બારણે સુવર્ણખચિત કીનખાબના પડદા ઝૂલતા હતા. ગૃહની ભીંતો ઉપર બાદશાહના પિતા, પિતામહ વિગેરેની મોટી છબીઓ મૂકવામાં આવી હતી. દરબારગૃહના પેસવાના બારણા સામું જ બાદશાહનું સિંહાસન હતું અને તે સિંહાસન ઉપર મણિમુક્તાથી મઢેલું એક ચંદ્રાતપ હતું. ચંદ્રાતપ નીચે બેસવાની બેઠક હતી. નસિરૂદ્દીનનો પિતા અને તેનો પિતામહ એ સિંહાસન ઉપર સુવર્ણખચિત, મણિમુક્તાથી વિભૂષિત મુલ્યવાન મખમલની ગાદી બિછાવી, તેના ઉપર બેસતા હતા. પરંતુ નસિરૂદ્દીન દરેક બાબતમાં અંગ્રેજી આચાર વિચારનું અનુકરણ કરતો હોવાથી, તેના રાજ્યઅમલમાં સિંહાસન ઉપર હાથીદાંતની, પણ સોનાના મીનાકારી કામથી શોભાયમાન થયેલી એક ચેર ( ખુરશી ) ગોઠવવામાં આવી હતી. દરબાર ભરાતો, ત્યારે નસિરૂદ્દીન એ જ આસને બેસતો હતો. સિંહાસનની જમણી બાજુએ, બીજી એક ચેર, અંગ્રેજ રેસિડેન્ટ આવે ત્યારે તેને બેસવાને માટે રાખી મૂકેલી હતી.

આજે દરબાર ભરાવાનો છે. ઘણા અમીર ઉમરાવો દરબારમાં આવ્યા છે. નાયબ દિવાન રાજા મયારામસિંહ તથા બાદશાહના બીજા અમલદારો, આવેલા અમીર ઉમરાવોને તથા અંગ્રેજ અધિકારીઓને, યોગ્ય ઠેકાણે બેસાડતા હતા. થોડીવાર પછી લખનૌના રેસિડેન્ટની ગાડી, દરબારગૃહના બારણા આગળ આવીને ઉભી રહી. હકીમ મહમદઅલીખાં, બારણા આગળ જઇને તેમને માન આપી દરબારમાં લઇ આવ્યો. તે જ વખતે પાસેના દિવાનખાનામાંથી બાદશાહ નસિરૂદ્દીને અંગ્રેજ સભાસદોથી વિંટળાઇને દરબારમાં પ્રવેશ કર્યો! દરબારમાં આવેલા અમીર ઉમરાવો તથા બીજા અંગ્રેજ અમલદારો, તેને માન આપવાને ઉભા થયા. બાદશાહે સિંહાસન ઉપર પોતાનું આસન ગ્રહણ કર્યું. તેની જમણી બાજુએ રેસિડેન્ટ સાહેબ બેઠા. રેસિડેન્ટ સાહેબે ચાલુ રિવાજ પ્રમાણે ચાર પાંચ અંગ્રેજોને બાદશાહની સન્મુખ ઉભા કર્યા, હાથમાં નજરાણાંની થાળ

લઇને આ અંગ્રેજો ઉભા રહ્યા. તેમના હાથમાં રહેલી નજરાણાંની સોના મહોરની થાળને, બાદશાહે આંગળીવડે સ્પર્શ કર્યો કે, મુખ્ય મંત્રી મહમદઅલીખાંએ, તે નજરાણું સિંહાસનની એક બાજુએ મૂકી દીધું. ત્યારપછી મુસલમાન અમીર ઉમરાવોમાંથી એકેક જણ વાંકા વળી મુજરો કરતા હાથમાં નજરાણાંની થાળ લઇ ઉભા રહ્યા. અમીર ઉમરાવોના નજરાણાંને બાદશાહે સ્પર્શ કર્યો નહીં. પણ તેમનાં નજરાણાંને અંગ્રેજી નિયમ પ્રમાણે બાદશાહે માથું હલાવીને જ માન આપ્યું!

નજરાણાંનું કામ પુરું થવા પછી, બાદશાહે રેસિડેન્ટના ગળામાં સોનાનો હાર પહેરાવ્યો. રેસિડેન્ટે ઉભા થઇને, નસિરૂદ્દીનના ગળાનો હાર ગ્રહણ કર્યો! ત્યાર પછી તેઓ બન્ને જણા સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા. બાદશાહે પોતાના સભાસદ વર્ગને તથા બીજા અમીર ઉમરાવોને ચાંદીના હાર આપ્યા. હાર આપવાનું કામ પૂરું થઈ રહ્યા પછી, રેસિડેન્ટ સાહેબ "ગુડબૉય" કરી બાદશાહ પાસેથી જવાની રજા લીધી. બાદશાહે રેસિડેન્ટની સાથે સાથે દરબારગૃહના દરવાજા સુધી આવી, તેને "ખુદા હાફેજ" કહીને રજા આપી. દરબાર તે જ વખતે બરખાસ્ત થયો!

નસિરૂદ્દીન દરબારગૃહમાંથી અંદરના ગૃહમાં આવતાંની સાથે જ, કોઇ મહાભારત કામમાંથી પરવારીને જાણે કંટાળાનો માર્યો આકુલ વ્યાકુલ થયો હોય, તેમ એક આરામચેરપર બેસતાં જ, તેણે પોતાના માથા ઉપરનો રાજમુકૂટ દૂર ફેંકી દીધો! શરીરપરનો બાદશાહી પોષાક તેણે એવી જ રીતે આઘો નાંખી દીધો! અને અતિશય ગભરાટથી "લાઓ, કોઇ એક જામ પાની લાઓ!!" એમ બોલવા લાગ્યો! સભાસદ વર્ગે અંદર પ્રવેશ કર્યો કે, નસિરૂદ્દીને પાછી બૂમો પાડવા માંડી!! સુચતુર સભાસદ સરફરાજખાંએ, તે જ વખતે દોડી આવી, બરફ મેળવેલું કલારેટનું એક ગ્લાસ તેના મ્હોંડા આગળ ધર્યું! નસિરૂદ્દીને કલારેટના ત્રણ ગ્લાસો ઉપરાચાપરી પી લીધાં! આણી તરફ ફીરંગી બબરચીઓ, આહારની વસ્તુઓ ટેબલપર ગોઠવવા લાગ્યા. એટલામાં પાસેના દિવાનખાનામાંથી છ પરમ સુંદર રમણીઓ, અત્યંત મુલ્યવાન્ વસ્ત્રાભૂષણથી વિભૂષિત થઇને, બાદશાહની પાસે આવી પહોંચી! તે છ રમણીઓમાંથી બે જણીઓ મયૂર પિચ્છના પંખા લઈ, નસિરૂદ્દીનની જમણી અને ડાબી બાજુએ ઉભી રહી તેને પવન નાંખવા લાગી! ત્રીજી રમણીએ બાદશાહની સામું સોનાનો હુક્કો ધર્યો; અને બાકી રહેલી બીજી ત્રણ રમણીઓ બાદશાહની બાજુએ નીચે બેઠી. પહેલી ત્રણ રમણીઓ જ્યારે થાકી જાય, ત્યારે તેઓને આ બેઠેલી રમણીઓ મદદ કરતી હતી.

અંગ્રેજ સભાસદો, આ રમણીઓ જ્યાં બેઠી હતી, તેનાથી થોડે છેટે, માથા ઉપરની ટોપી હાથમાં લઈ, ખુરસીપર બેઠા હતા. આ રમણીઓની સામું જોવાનો તેમને અધિકાર નહતો; તેથી તેમને થોડોક વખત માથા ઉપરની ટોપી કહાડી, ગંભીરપણે બેસવું પડતું હતું. આ શ્રેણિની પરિચારિકાઓમાંથી, કોઇનાં ભાગ્ય ખુલે તો તેઓ બેગમનું પદ મેળવી શકે એમ હતું. તેથી દરેક સભાસદોને, આ રમણીઓ તરફ અત્યંત માનની નજરે જોવું પડતું હતું. પરંતુ નસિરૂદ્દીનનો સભાસદ વર્ગ, સારી પેઠે જાણતો હતો કે, બાદશાહે બીજા એકાદ બે ગ્લાસ કલારેટ કે બ્રાન્ડીના લીધા કે, તરત જ વિવિધ પ્રકારનો અશ્લીલ આમોદ પ્રમોદ શરૂ થશે; અને તે વખતે કોઇને માથા ઉપરની ટોપી ઉતારી ગંભીર પણે બેસવાની જરૂર રહેશે નહીં!

વળી બાદશાહના 'ખાસ દરબાર'નો એવો નિયમ હતો કે, બાદશાહ પોતે જ્યાંસુધી હસે નહીં, ત્યાંસુધી કોઇથી પણ હસી શકાય નહીં! પરંતુ જ્યારે બાદશાહ હસે, ત્યારે હસવા જેવો સહેજ પણ પ્રસંગ નહોય તો પણ બધાંએ હસવું જ જોઇએ! નસિરૂદ્દીનના ખાસ દરબારનો આ નિયમ, કોઇથી પણ ઉલ્લંઘન થઈ શકતો ન હતો!

બે ગ્લાસ કલારેટનાં લીધા પછી, બાદશાહે રાજા દર્શનસિંહને યાદ કર્યો! પરંતુ રાજા દર્શનસિંહ હિંદુ હતો, એ વાત કોણ જાણે આ વખતે તેને યાદ નહીં રહી હોય. આહારની ટેબલ ઉપર, ગોમાંસથી પરિપૂર્ણ સોનાની પ્લેટો મૂકવામાં આવી હતી, તેથી રાજા દર્શનસિંહ આ ખાસ દરબારમાં કેવી રીતે આવી શકે? પરંતુ બાદશાહના હુકમનું અપમાન કોણ કરી શકે? તેવી શક્તિ પણ કોનામાં હોઈ શકે? તરત જ દર્શનસિંહ ખાસ દરબારમાં આવીને ઉભો રહ્યો! દર્શનસિંહને જોતાં જ નસિરૂદ્દીન બોલી ઉઠયો; "તમારી કાસ્મીરી બાઈ કયાં છે?"

દર્શનસિંહ હાથ જોડીને બોલ્યો, "જહાંપનાહ! બે મહિના થયા પંજાબથી બે નાયકાઓ બોલાવી લાવવાને માટે મેં માણસો મોકલ્યાં છે. તે બન્ને નાયકાઓ પંજાબથી નીકળી ચુકી છે અને કાનપૂર પણ આવી પહોંચી છે. એક અઠવાડિયા પછી તો, તેઓ જરૂર અહીં આવી પહોંચશે!"

"અને નહીં આવશે ત્યારે?"

"ના; નામવર! એક અઠવાડિયા પછી તો તેઓ જરૂર આવશે જ."

"જો તે લોકો, એક અઠવાડિયા પછી નહીં આવશે તો તમને રજા મળશે!!"

"જેવો હુકમ-જહાંપનાહ!" એટલું કહી દર્શનસિંહ પોતાનું નાક દાબતો દાબતો દરબારગૃહમાંથી બહાર નીકળી આવ્યો, કારણ કે ગોમાંસની ગંધ તેના જેવા હિંદુથી લેવાઇ શકી નહીં!

હર્ષનસિંહના ગયા પછી, નસિરૂદ્દીને પોતાના આસફ઼ ચાચાને બોલાવી લાવવા માણસો મોકલ્યાં. નસિરૂદ્દીનનાં મોકલેલાં માણસો બુઢ્ઢા આસફ઼ ચાચાની પાસે આવીને કહેવા લાગ્યાં; “આપને જહાંપનાહ ખાણાં ઉપર બોલાવે છે!”

બાદશાહે મોકલેલાં માણસોની આવી વાત સાંભળી, બ્હીકથી આસફ઼ ચાચા ધ્રુજી ઉઠયા! ચાચા મનમાં ને મનમાં બડબડવા લાગ્યા કે, કોણ જાણે પેલો વિલાતી હજામ આજે પોતાને કેમ કેમ પજવશે! તેણે ગઇ કાલે તો આસફ઼ ચાચાની સાથે નાચીને, તેનાં લુગડાં અને પાઘડી ફાડી નાખ્યાં હતાં!

બાદશાહનાં મોકલેલાં માણસોને આસફ઼ ચાચા કહેવા લાગ્યા; “હું હવે જઇફ઼ થયો છું; તેથી નસિરૂદ્દીનને કહેજો કે, આપના રંગવિલાસમાં મારાથી કેવી રીતે ભાગ લઈ શકાય? મને તેઓ માફ઼ કરે!!”

બાદશાહનાં માણસો પાછાં ફર્યાં. પરંતુ નસિરૂદ્દીને આસફ઼ ચાચાનું કહેવું ગણકાર્યું નહીં. તેણે બીજીવાર આસફ઼ ચાચાને બોલાવવા માણસો મોકલ્યાં. હવે આસફ઼ ચાચાને ગયા વિના છૂટકો નહતો! નસિરૂદ્દીન અયોધ્યાનો બાદશાહ છે, તે ધારે તો ચાચાનો માસિક પગાર પણ બંધ કરી દે, તો ગરીબ બિચારો આસફ઼ ચાચા ખાય શું? તેથી આવી સ્થિતિમાં આસફ઼ ચાચાથી બાદશાહના હુકમનું અપમાન થઇ શકયું નહીં! ધ્રુજતા ધ્રુજતા આસફ઼ ચાચા ભોજનગૃહમાં આવ્યા! વિલાયતી હજામે તેમને ઘણા માનથી એક ચેરપર બેસાડ્યા અને શરબતને બદલે ત્રણ ગ્લાસ બ્રાંડીના તેમને આગ્રહથી પાઇ દીધાં! હજુ પણ શરબત પીવાને માટે ચાચાને આગ્રહ થવા લાગ્યો. પણ ચાચા હવે પીતા નહતા! પણ જ્યારે નસિરૂદ્દીને શરબતને બદલે બ્રાંડીના ગ્લાસ તેમના મ્હોંડા આગળ ધર્યાં, ત્યારે ચાચા જાય ક્યાં ચૂલામાં? ઉપરાચાપરી બ્રાંડીના ગ્લાસો લીધાથી, ચાચા બેભાન થઇ ચેરપરથી નીચે ગબડી પડ્યા! એટલે વિલાયતી હજામે ચાચાની દાઢી દોરડીવતી તેની જ ચેર સાથે બાંધી! ચાચા આ તરફ઼ ફ઼રે કે દાઢી ખેંચાય અને તે સાથે તેની ચેર પણ ઘસડાતી આવે! ત્યાર પછી ચાચાને ઉંચકીને ચેરપર બેસાડવામાં આવ્યા; અને તેમની ચેર નીચે બે ત્રણ મીણબત્તીઓ સળગાવવામાં આવી! મીણબત્તીના તાપથી અકળાઇ રુંધાઇને ચાચા ઉઠવાનું કરે કે, તેમની દાઢી ખેંચાય! આવી રીતે દાઢીની ખેંચતાણમાં અંતે ચાચાના મ્હોંડાપરથી દડદડ લોહી પડવા લાગ્યું! અને તે જોઇને નસિરૂદ્દીન તથા હજામ ખડખડ હસવા લાગ્યા!

નસિરૂદ્દીનના બીજા સભાસદો, તેના આ નિર્દય આચરણથી મનમાં ને મનમાં તેનાપર ગુસ્સે થતા હતા. પરંતુ તેઓ કરી શું શકે? બાદશાહ

હસે એટલે 'ખાસ દરબાર'ના નિયમ પ્રમાણે તેમને પણ હસવું જ પડે! એક તરફ હસવું અને બીજી તરફ રડવા જેવો આ સભાસદોનો ઘાટ હતો! જો તે લોકો ન હશે તો તેમની મહિને પંદર હજાર રૂપિયાની નોકરી જાય! તેઓ મહિને ફક્ત પંદર હજાર જ મેળવતા નહતા; પણ દરબાર ભરાય તે પ્રસંગે, અથવા મોહરમ કે ઇદ જેવા અવસરે, તેમને બાદશાહ તરફથી, એકી વખતે પાંચ છ હજાર રૂપિયાનું ઇનામ મળતું હતું! એ શિવાય બન્ને વખત બાદશાહના ટેબલપર તેમને પેટ ભરીને ખાવાનું મળતું હતું; તે તો જુદું જ!

જે વખતે ગાજીયુદ્દીન હુયદર, નસિરૂદ્દીનને ગાદીથી દૂર રાખવાને માટે પ્રયત્ન કરતો હતો, તે વખતે, નસિરૂદ્દીનના કેટલાક ચાચાઓએ, ગાજીયુદ્દીનનો પક્ષ લીધો હતો; તેનું વેર તે આ પ્રસંગે આવી રીતે નસિરૂદ્દીન વાળતો હતો. આસફ ચાચા પણ તે વખતે નસિરૂદ્દીનના વિરુદ્ધ કંઇ બોલ્યા હશે; એટલે દરરોજ તેને પહેલાં માનથી બોલાવી, પછી હજામની પાસે તેમની આવી ફજેતી લુંટાવીને મહા મહા દુઃખ દેતો હતો!

નસિરૂદ્દીનના આવી રીતે દરરોજ નવા નવા આમોદ પ્રમોદ થવા લાગ્યા. તેનું વર્ણન યથાસ્થાને વર્ણવવામાં આવશે. હાલ તો નસિરૂદ્દીનની પાસેથી વાચકોને અમારે કાનપૂર લઇ જવા છે ત્યાં ચાલો!



## એકોનવિંશ અધ્યાય.

### અશોકવનમાં સીતા.

दुःखार्त्ता रुदती सीता वेपमाना तपस्विनी ।
चिन्तयन्ती वरारोहा पतिमेव पतिव्रता ॥

सुन्दर काण्डम्—रामायणम् ।

---

ઈ. સ. ૧૮૫૭ ના સીપાઇઓના બળવા પહેલાં, કાનપૂર કંઈ વિશેષ પ્રસિદ્ધ નગર તરીકે ગણાતું નહતું. રોહીલાઓની લડાઇ પછી, ઇ. સ. ૧૭૭૭ માં અંગ્રેજોએ કાનપૂરમાં સૈન્યનિવાસ (cantonment) સ્થાપ્યું અને ત્યારથી ધીરે ધીરે કાનપૂર, વેપાર વણજનું મુખ્ય સ્થાન થઈ પડયું. પરંતુ એ વખતે કાનપૂર જીલ્લામાં ચોર, લૂટારા અને ઠગ લોકોની વસ્તી બહુ જ હતી.

કાનપૂરના ઉત્તર અને પશ્ચિમ વિભાગમાં, અંગ્રેજ લોકો રહે છે. એ વિભાગના રસ્તા અને મકાનો સઘળાં હવા ઉજાસવાળાં અને સુરમ્ય

ગણાય છે. કાનપૂરમાં ઠેકાણે ઠેકાણે બાગબગીચાઓ આવેલા છે, તેથી સાયંકાળને સમયે તેની શોભા અપૂર્વ બની રહે છે!

અયોધ્યાના બાદશાહનો હાલનો સેનાપતિ રાજા દર્શનસિંહનો પિતા, જયપાલસિંહ, પહેલાં કાનપૂરમાં રહેતો હતો. જાતિએ તે જો કે રજપૂત હતો, પરન્તુ તે કાનપૂરમાં વેપાર કરતો હતો અને એણે વેપારમાંજ ઘણો પૈસો મેળવ્યો હતો. આ નવલકથામાં વર્ણવેલી ઘટનાઓની છ વર્ષ પહેલાં, જયપાલસિંહ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે કાનપૂર મૂકીને લખનૌ પાસેના એક ગામડામાં, પોતાની પુત્રીની સાથે રહેતો હતો. કાનપૂરમાં તેની એક હવેલી હતી. તે હવેલીમાં હાલ એક ડોશી રહે છે. દર્શનસિંહ એ ડોશીને મા કહીને બોલાવતો હતો અને દર્શનસિંહને ડોશી પણ પોતાના પુત્ર જેવો ગણી ચ્હાતી હતી.

એ હવેલી બે મજલાની હતી. તેની આગળ પાછળ ન્હાનો સરખો બાગ હતો. હવેલીના ઉપલા મજલામાં ત્રણ મોટા મોટા ઓરડાઓ હતા. નીચે ઘણી ન્હાની ઓરડીઓ હતી. તેમાં એક ઓરડીમાં ગાય ભેંસો બંધાતી હતી, બીજીમાં બાગનો માળી રહેતો હતો અને કોઇ કોઇ ઓરડીઓ રાંધણી તરીકે વપરાતી હતી. ઉપર જણાવેલી ડોશીની સેવા ચાકરીને માટે બીજી એક દાસી અહીં રહેતી હતી. એ દાસીનું નામ બુંદિયા હતું. પણ સૌ કોઇ તેને દાઈ બાઇને નામે બોલાવતા હતા.

પૂર્વના અધ્યાયમાં વર્ણવેલા બાદશાહના દરબાર પછી, બરાબર ત્રીજે દિવસે બપોરે પાંચ છ માણસો, એક હાથી અને બે પાલખીઓ લઈ આ બગીચામાં આવ્યા. તેમને બગીચામાં આવતા જોઇ, તે ડોશી પોતાની દાસીને કહેવા લાગી; "બુંદિયાજાન, બુંદિયાજાન, દેખો એ કોણ મનુષ્ય આયા હૈ? હું ધારું છું કે, એ દર્શનસિંહનાં માણસો છે અને તેઓ આપણને લખનૌ લઈ જવાને માટે આવ્યાં છે."

બુંદિયા નીચે આવતાંની સાથે જ, તે આવનાર માણસોમાંથી એક માણસ આગળ આવીને બુંદિયાને કહેવા લાગ્યો, "અમે લખનૌથી આવ્યા છીએ; મારું નામ માધુસિંહ છે અને હું રાજા દર્શનસિંહનો નોકર છું. જઇને માજીને ખબર કરો."

બુંદિયાએ ઉપર આવીને, ડોશીને માધુસિંહે કહેલી હકીકત જણાવી. ડોશી દર્શનસિંહના નોકર માધુસિંહને ઓળખતી હતી. આ વખતે ડોશી જે ઓરડામાં બેઠી હતી, તે ઓરડામાં બીજી બે યુવતીઓ પણ હતી. તેમાંથી એકની વય ચૌદ પંદર વરસની અને બીજી રમણીની વય બાવીશેક વરસની હતી. પરંતુ તે કોઈ મહાન્ રોગથી પીડાતી હોય એમ જણાતું હતું; કારણ કે તેના શરીરપર કેવળ હાડ અને ચામડી જ જણાતી હતી!

ડોશી નીચેના ઓરડામાં આવી, એટલે માધુસિંહે તેના પગમાં પ્રણામ કર્યા. ડોશીએ તેને આશીર્વાદ દઇને પૂછ્યું; "કેમ, દર્શન ખુશીમાં છે કે?"

માધુસિંહ બોલ્યો, "હા–ખુશીમાં છે. પણ મોટી આફ્ત–"

"શી આફ્ત?" ડોશી અધીરાઇથી બોલી.

"સાત દિવસની અંદર આ બન્ને છોકરીઓને લખનૌ પહોંચવું જોઇએ. બાદશાહનો હુકમ–"

"નુનાને તો હું હમણાં જ મોકલી શકીશ; કારણ કે તે નાચવા ગાવામાં ઘણી નિપૂણ થઇ છે. પણ આ મોટી છોકરીને લઈ જવી મુશ્કેલ છે બા!"

"મહારાજે તો બન્ને છોકરીઓને સાથે લઈ, તમને પણ આવવાનું કહ્યું છે."

"પણ રસ્તામાં આ મોટી છોકરી કદાચ ગડબડ કરશે તો?"

"ગડબડ કરશે તો આપણે કહીશું કે, એ છોકરી તો ગાંડી છે!"

"પણ એને લખનો લઈ જઇને શું કરીશું? એ તો નાચવા ગાવાનું કંઈ શીખી નથી."

"હં આ બે વરસમાં તે કંઈ પણ શીખવા પામી નથી?"

"એક વરસ સુધી તો એને ઓરડામાં જ મેં પૂરી મૂકી હતી. કારણ કે તે જ્યારે ત્યારે આપઘાત કરવાને તૈયાર થતી હતી. ત્યાર પછી છએક મહિના તો મરવા જેવી થઇને બીછાને પડી રહી; ખાય નહીં, પીએ નહીં અને કોઇની સાથે વાતચિત પણ કરે નહીં અને મને તો જુવે ત્યાંથી જ ગાળો દે! ત્યાં શિખવું શું, મારું કપાળ!"

"હજુ પણ એવી જ હઠ કરે છે કે?"

"ના, ત્રણચાર મહિના થયા, હવે કંઇક ઠીક ચાલે છે. પણ એનાથી તો હું છેક જ હારી ગઇ છું. એ આવી છે, ત્યારથી દરરોજ કળકળાટ અને લડાઇ થાય છે. ઘણી ખરાબ છોકરી છે. દર્શને આવી ખરાબ છોકરીને અહીં શા માટે મોકલી હશે, તે મને કંઈ સમજાતું નથી!"

નીચેના ઓરડામાં ડોશી તથા માધુસિંહની આવી વાતચિત ચાલતી હતી; ત્યારે ઉપર પણ પેલી બન્ને યુવતીઓ વાતો કરતી જ બેઠી હતી. આ બે રમણીઓમાં મોટી રમણી જે કોઇ રોગથી પીડાતી હતી, તે અશ્રુપૂર્ણ નયને બીજીને કહેવા લાગી; "નુના! હવે આ દુ:ખ મારાથી સહન થતું નથી! હું ધારું છું કે, મોત પણ મારા જેવી પાપિણીનો સ્પર્શ કરતાં બીહે છે. મ્હેં અત્યાર સુધી આપઘાત કરવાને કેટલી વાર ફાંફાં માર્યાં? પણ આ પાપી પ્રાણ ગયો નહીં!–"

બીજી રમણી બોલી; "બ્હેન! તું રડ નહીં; તને રડતી જોઇને મને પણ રડવું આવે છે!"

"નુના! મને અહીં કોણ લઇ આવ્યું, તે તું જાણે છે? મારા જેવી દુઃખી અબળાને અહીં શા માટે કેદ કરવામાં આવી છે?–"

"બ્હેન! હું બધું જાણું છું. પણ તું રોજ રડરડ કરે છે, તેથી આ બે વરસમાં એવો એક દિવસ મને મળ્યો નહીં કે, હું ત્હારી પાસે ઘડીચપકો બેસીને વાત કરું!"

"ત્યારે તો તું કહે, મને અહીં શા માટે આણી છે? અને ત્હારી મા, મને રોજ ઉઠીને કેમ નાચવા ગાવાનું કહે છે?"

"બ્હેન! રાજા દર્શનસિંહનાં માણસો તને પકડીને અહીં લાવ્યાં હતાં! અયોધ્યાના બાદશાહ–"

"બસ, બસ, હવે વધારે બોલીશ નહીં! હું સઘળું સમજી ચૂકી છું. દુરાચારી દર્શનસિંહનું નામ મ્હેં લોકોના મ્હોંડે અગાઉ સાંભળ્યું હતું–" એટલું કહી તે રમણી કપાળ અને છાતી કુટીકુટીને બેશુદ્ધ થઇ પડી! બીજી રમણીએ તેના મ્હોંડાપર પાણી છાંટીને, તેને કેટલીક વારે શુદ્ધિમાં આણી. થોડીવાર પછી તે બોલી; "હવે હું સમજી સમજી! નવાબના જનાનામાં મોકલવાને માટે મને અહીં પકડી લાવ્યા છે! દુરાચારીઓનો નિર્વંશ જજો !!"

બીજી યુવતી કહેવા લાગી; "બ્હેન! એને માટે જ મ્હારે તને કેટલીક વાતો કહેવાની છે.

તે અત્યંત ક્રોધથી બોલી; "તું શું કહેવાની હતી? હું તહારી વાત સાંભળવા ઇચ્છતી નથી: તું મને બાદશાહના જનાનામાં જવાનું કહેશે; પણ જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી એમ કદી પણ બની શકશે નહીં! ધિક્કાર છે તારા જીવતરને કે તું સ્ત્રીઓના અમુલ્ય ધનરૂપી પતિવ્રતને આમ કલંકિત કરવા બેઠી છે!!"

તેને ક્રોધથી આવું બોલતી જોઇને, બીજી રમણી રડતાં રડતાં બોલી, "બ્હેન! મારાપર ગુસ્સો શું કરવા કરે છે? આ દુનિયામાં મારું કોઇ નથી, તેથી જ તારી પાસે એક સલાહ લેવાનું મેં મારા મનમાં ધાર્યું હતું."

"તારું કોઇ નથી એમ કેમ? પેલી ડોશી શું તારી મા નથી?

"ના; મારાં માબાપ કોણ અને કયાં છે, તે પણ હું જાણતી નથી!"

"ત્યારે તને પણ પકડી લાવીને અહીં કેદ કરી છે શું?"

"ના; મને કોઇએ પકડી લાવીને અહીં કેદ કરી નથી. પણ લોકોને મ્હોંડે મારે માટે મેં એવું સાંભળ્યું છે કે, જયારે હું ચાર વર્ષની હતી, ત્યારે દર્શનસિંહના પિતા મને અહીં લઈ આવ્યા હતા."

"શા માટે તને અહીં લઇ આવ્યા?"

"લૂંટારા લોકોએ મારા બાપ અને ભાઇને મારી નાંખી, તેમની પાસે જે કંઇ હતું તે લૂંટી લીધું અને મને લઇને ન્હાસી જતા હતા; પણ રસ્તામાં એક દયાળુ સાહેબે તેમને પકડવાનો પ્રયત્ન કીધો, એટલે તેઓ મને પણ મૂકીને ન્હાસી ગયા! પછી તે દયાળુ સાહેબની પાસેથી દર્શનસિંહના પિતા મને અહીં લઇ આવ્યા; તે વખતથી હું અહીંયાં રહી છું!"

તે રોગ–શોકથી પીડાતી રમણી, અત્યાર સુધી એમ ધારતી હતી કે, આ બીજી રમણી, ડોશીની છોકરી છે અને તેથી જ તેને પાપિણી ધારી, તે તેના તરફ ધિક્કાર બતાવતી હતી. પણ જ્યારે તેની ખરી વાત જાણી ત્યારે તે પોતાના મનમાં અત્યંત દુઃખી થઇ અને તેના તરફનો પ્રથમનો ધિક્કાર, પોતાના જેવી જ એક દુઃખી અબળા ધારીને, તેણે પૂર્ણ પ્યારમાં ફેરવી નાંખ્યો! તેને પોતાની પાસે બેસાડીને, તે સ્નેહવાક્યે બોલવા લાગી "નુના! ત્યારે તું બ્હેન, જન્મની દુઃખિયારી જણાય છે!"

બીજી રમણીનું નામ નુના હતું. તે બોલી; "હા, બ્હેન! તમે અહીં આવ્યાં તે પહેલાં દુઃખ કે શોક શું, તે હું જાણતી નહતી. હું હમ્મેશાં ગાનતાન અને નૃત્યમાં દહાડા ગાળતી હતી. તમે અહીં આવ્યા પછી ગાંડાં થયાં અને તે વખતે તમે અતિ આક્રંદની સાથે, વિવિધ અસંબદ્ધ વાક્યો બોલતાં હતાં. તમારો તે વખતનો હૃદયભેદક વિલાપ અને દુઃખ જોઇ, મને અનેક પ્રકારના સંદેહ ઉપજવા લાગ્યા. મેં મારા મનમાં ધાર્યું હતું કે, જ્યારે તમે સારાં થશો, ત્યારે તમને બધી વાતો પૂછી જોઇશ. પણ અત્યાર સુધીમાં મને એવો અવસર જ ન મળ્યો; અને હવે પણ મળે એમ મને લાગતું નથી; કારણ કે કાલે જ મ્હારે અહીંથી જવું પડશે! આ જન્મમાં ફરી તમારી સાથે મ્હારો મેળાપ થાય, એવી મને આશા નથી."

"કેમ તું ક્યાં જઇશ?"

"લખનૌ."

"કેમ લખનૌ જાય છે?"

"અયોધ્યાના બાદશાહની પાસે મ્હારે મુજરો કરવો છે!"

"બાદશાહની સામું મુજરો કરવાની શું તને ઇચ્છા થાય છે? અરે! અરે! જા; તું સારા માબાપની છોકરી જણાતી નથી!"

નુના દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલી; "બ્હેન! મ્હારી તે વળી ઇચ્છા શી? જેમ કહે તેમ કરવું!"

"ત્યારે તું ત્હારા પતિવ્રતપર પાણી ફેરવશે? મુસલમાનની ઉપપત્ની થશે?" નુના ફરી દીર્ઘ નિઃશ્વાસ મૂકી રડતાં રડતાં બોલી; "મને ધર્મ

અધર્મનું કશું ભાન નથી. બ્હેન ! હું નાનપણમાં જયપાળસિંહની પાસે રહેતી હતી. તેઓ મને પુત્રીની પેઠે ચ્હાતા હતા. પણ જ્યારે મ્હારી નવ વરસની ઉમ્મર થઇ, ત્યારે આ રાંડ ડોશી મને અહીં લઇ આવી; અને હવે તો મને તે ઘરમાંથી બ્હાર પણ નીકળવા દેતી નથી ! બ્હેન ! તમે જ્યારે ગાંડાં થયાં, ત્યારે તમે ધર્મની કેવી કેવી વાતો કરતાં હતાં ? ઘડીમાં 'પ્રાણેશ્વર' પ્રાણેશ્વર" કહીને બૂમો પાડતાં હતાં; અને ઘડીમાં 'હે ! દીનબંધુ ! આ અબળાનું રક્ષણ કરજો !' એવું બોલતાં હતાં ! મને જોઇને તમને તમારાં માત પિતા સાંભરી આવતાં; અને 'અયોધ્યાનાથ' 'અયોધ્યાનાથ' કહીને તમે વારંવાર રડી પડતાં હતાં. વળી કોઈ કોઈ વખતે મ્હારું મ્હોડું પકડીને તમે કહેતાં હતાં કે, 'બરાબર, બરાબર, આ તેમના જેવું જ મ્હોડું છે !' બ્હેન ! એ બધું તમે શું બોલતાં હતાં ? તે મ્હારે આજે તમને પૂછવું છે ! મ્હારે મ્હારી વીતિ તો તમને ઘણી કહેવાની હતી, પણ હવે તેવો વખત ક્યાં મળનાર છે ?"

"ત્યારે હમણાં જ કહેને, હું ત્હારી બધી વાતો સાંભળીશ !"

"તે ઘણી લંબાણ વાત છે !"

"તેમાં શું થયું; હમણાં ક્યાં કામકાજ કરવા ત્હારે જવું છે ?"

નુના, તે રમણીને કંઇક આનંદમાં જોઇને બોલવા લાગી;"બ્હેન ! દર્શનસિંહના પિતા જયપાલસિંહ, મને પુત્રીને પેઠે ચ્હાતા હતા. આજ છ વરસ થયાં તેઓ અહીંથી ચાલ્યા ગયા છે. જ્યારે હું ન્હાની હતી, ત્યારે તેઓ મને દરરોજ કેડપર બેસાડીને, પોતાની કાપડની દુકાનપર લઇ જતા હતા; અને હું આખો દિવસ તેમની પાસે જ બેસી રહેતી હતી. કદી કદી તેઓ મ્હારા સામું જોઇને પોતાના મિત્રોને કહેતા હતા કે, 'મ્હારી સીતાને માટે, કોઇ ઉચ્ચ કુળનો બ્રાહ્મણનો છોકરો શોધી લાવજો ! હું સીતાનાં લગ્ન પ્રસંગે દશ હજાર રૂપિયા કન્યાદાનમાં આપીશ ! તેઓ મને સીતા કહીને બોલાવતા હતા. ઘરમાં પણ બધા મને સીતાલક્ષ્મી જ કહેતા હતા ! હું તે વખતે તેમની વાતો કંઇ સમજવા પામી નહીં. થોડા વખત પછી, તેઓ માંદા પડ્યા; અને ત્યારથી હું આ બગીચામાંથી બહાર નીકળવા પામી નહીં ! દિવસે દિવસે જયપાલસિંહનો મંદવાડ વધતો ગયો, ત્યારે તેમને દર્શનસિંહ લખનૌ બોલાવી જવા આવ્યો. દર્શનસિંહ તે પહેલાં પણ અહીં ઘણીવાર આવતો જતો હતો, પણ એક વખતે તે અહીં આવીને, આ ડોશીની સાથે મસલત ચલાવી કે, તેણે મને નાચવા ગાવાનું શીખવ્યું ! પણ દર્શનસિંહના પિતા જયપાલસિંહ મને વારંવાર એ કામથી રોકતા હતા. હજુ ડોશી મને નાચવા ગાવાનું શીખવે છે, એવું સાંભળી તેઓ એક દિવસ ઘણા ગુસ્સે થઇ,

આ ડોશીની સાથે લડ્યા. માંહેમાંહે ઘણી તકરાર થયા પછી, તેઓ ડોશીને તથા દર્શનસિંહને કહેવા લાગ્યા, 'આ છોકરીને મ્હેં પુત્રીની પેઠે પાળી છે; તેથી હું કદી પણ એને અનીતિના માર્ગપર ચડવા દેવાનો નથી!' હું તે વખતે એમની તકરારનો મર્મ, કંઇ પણ સમજવા પામી નહીં. હું ન્હાની હતી, એટલે નાચવા ગાવાનું મને બહુ મન થતું હતું; અને હું તે ઉમંગથી ડોશીની પાસે શીખતી હતી.

"તકરાર થઇ તેને બીજે જ દિવસે જયપાલસિંહ ઘણા માંદા થઇ ગયા—તેમાં તેમને બોલવા ચાલવાની પણ શક્તિ રહી નહીં. દર્શનસિંહ તેમને અહીંથી લખનૌ લઇ ગયો. જયપાલસિંહથી છુટી પડી ત્યારથી હું અહીં રહેવા લાગી. જયપાલસિંહ ગયા, એટલે ડોશીને કોઇની બ્હીક રહી નહીં. તેણે મને નાચવા ગાવાનું શીખવવા માંડયું. તે વખતે તે કોઇ કોઇ દિવસ એમ કહેતી હતી કે; 'તું ધ્યાન દઇને નાચવા ગાવાનું શીખીશ તો બાદશાહની બેગમ થઇશ. તું મ્હોટી અને હોંશિયાર થશે, એટલે દર્શનસિંહ તને બાદશાહના જનાનામાં લઇ જશે!'

ડોશીની આવી વાત સાંભળીને હું મ્હારી અજ્ઞાનતાથી ઘણી ખુશી થતી હતી અને બાગના માળીને તથા બુંદિયાને હું એમ કહેતી હતી કે, હું બાદશાહની બેગમ થઇશ! તેઓ મ્હારી વાત સાંભળીને બીજું તે શું કહે? પણ મ્હારી આવી અજ્ઞાનતાને લીધે તેઓ ફક્ત હસતાં હતાં.

"ત્યાર પછી બુંદિયાની સાથે ડોશીને, એક દિવસ કંઈ કામને લીધે ઘણી જ તકરાર થઇ. તેને બીજે દિવસે બુંદિયા મ્હારી પાસે છાનીમાની આવીને કહેવા લાગી; 'દીકરી! સમજેછે કે, આ લુચ્ચી ડોશી, જયપાલસિંહની ઉપપત્ની થતા પહેલાં એક નાયકા હતી. એના જેવી કુલટા સ્ત્રી દુનિયામાં થોડી જ હશે! માટે તારે સંભાળીને રહેવું! પહેલાં તો ઉપપત્ની કોને કહે છે, તે જ હું સમજી શકી નહીં, પણ બુંદિયાએ તેની મને સમજ પાડી! મારા પિતા અને ભાઇનું ઠગ લોકોએ ખૂન કર્યું હતું, તે પણ મને બુંદિયાએ કહ્યું. હું તે પહેલાં જયપાલસિંહને મ્હારા પિતા અને આ બુંદિયાને મારી મા સમજતી હતી. પણ બુંદિયાને મ્હોંડે બધી વાતો સાંભળ્યા પછી મારો બધો ભ્રમ દૂર થઇ ગયો! તે પછી પણ બુંદિયા મને વારંવાર કહેતી હતી કે, આ ડોશી તને કુમાર્ગે લઈ જશે. કારણ કે તેને ધર્માધર્મનું સ્હેજ પણ જ્ઞાન નથી!'

"બુંદિયાના મ્હોંડે મ્હારા પિતા તથા ભાઇના મરણની વાત સાંભળી, મને મ્હારી બાલ્યાવસ્થાની વાતો સાંભરી આવી. હું બાલ્યાવસ્થામાં એક કાળી જેવી સ્ત્રીની કેડપર બેશીને દરરોજ રમ્યા કરતી હતી. પણ અહીં આવ્યા પછી, તેને ફરી જોવા પામી નહીં. હું તો ધારું છું કે, તે જ મ્હારી મા હશે.

"હવે મ્હને એમ ચટપટી લાગવા માંડી છે કે, મને સારી શીખામણ દેનાર, અને મને મ્હારૂં કહેવા જેવું આ દુનિયામાં એક પણ માણસ નથી! ધર્મ તે શું અને અધર્મ તે શું; સારો માર્ગ કયો અને નઠારો માર્ગ કયો, તે બ્હેન! હું કંઇ પણ સમજવા પામી નથી! આજ બે વરસ થયાં, એ માટે હું વિચાર કરૂં છું; પણ મને કંઇ ગમ પડતી નથી; કારણ કે મનમાં ઉપજી આવતા સંદેહ માટે હું પૂછું પણ કોને? બુંદિયાને? તેને પૂછતાં તો મને શરમ લાગવા માંડી અને આ ડોશીને પૂછું તો તે મને ખરો ખુલાસો પણ કરે કે? કદી નહીં! પણ તમે આવ્યાં છો, ત્યારથી મને એ સંબંધી પૂછવાનું મન થયા કરતું હતું. પણ તેવો અવસર આ બે વરસમાં આજે જ મળવા પામ્યો છે!

"વળી તમને જે લોકો અહીં લઇ આવ્યાં, તે લોકોમાંથી એક જણે આ ડોશીને કહ્યું કે, દર્શનસિંહે નાની છોકરીનું નામ 'નુના' અને મોટી છોકરીનું નામ 'માના' રાખવા કહ્યું છે. ત્યારથી ડોશીએ મ્હારું નામ 'નુના' રાખ્યું, પણ જયપાલસિંહ તો અગાઉ મને 'સીતાલક્ષ્મી' કહીને બોલાવતા હતા. આનું કારણ મ્હેં એક દિવસ ડોશીને પૂછ્યું, પણ તેણે કંઇ મને જવાબ આપ્યો નહીં. ત્યાર પછી બુંદિયાને પૂછતાં, તેણે પણ કંઈ સંતોષકારક ઉત્તર મને આપ્યો નહીં! આ ડોશીનાં આચરણ મને એક કુલટા જેવાં લાગે છે. પણ તે આપણી સાથે આવી રીતે કેમ વર્ત્તે છે, તેનો ભેદ હજુ સુધી મ્હારાથી કળાતો નથી; તમને ને મને લખનૌ લઇ જવા માણસો આવશે; એવી વાત મ્હેં ડોશીને મ્હોંડે એક મહિના આગમજ સાંભળી હતી. પણ તમારે માટે તો તે વખતે એ એમ કહેતી હતી કે, એને લખનૌ લઇ જવાય એમ નથી. કારણકે એ નાચવા ગાવાનું કંઇ શીખી નથી. આજે લખનૌથી પાલખી અને હાથીની સાથે માણસો આવ્યાં છે; તેથી હું ધારું છું કે, ડોશી મને કાલે જ લખનૌ મોકલી દેશે. પણ ત્યાં જઇને મ્હારે શું કરવું, તે મને સમજાતું નથી! જો મને કોઇ જયપાલસિંહની પાસે લઇ જતું હોય, તો ત્યાં જવામાં મને કંઇ હરકત નથી. જયપાલસિંહ જો કે મ્હારા પિતા નથી, તો પણ તેઓ મારા ભલામાં રાજી છે! પણ તેઓ માંદગીને બીછાને હજુ અજ્ઞાનાવસ્થામાં છે, કે સારા થયા છે, તે પણ હું જાણતી નથી! લખનૌ જવાને માટે મને બહુ બ્હીક લાગે છે! આ લોકો મને શું કરવા લખનૌ લઇ જતા હશે, તે કોણ જાણે!"

નુના બોલી રહ્યા પછી, પેલી પીડિતા રમણી, કેટલીકવાર અવાક્ રહી, તેના મ્હોંડા સામું જોઇ રહી. નુનાને કેવી સલાહ આપવી, કે જેથી તેના શિયળ ધર્મનું રક્ષણ થાય, એ માટે તેમણે ઘણીવાર પોતાના

મન સાથે વિચાર કર્યો. પરંતુ તે કોઇ પણ એક ઠરાવપર આવી શકી નહીં. એટલામાં ડોશીના પગલાંનો અવાજ સંભળાયાથી તે બોલી, "નુના! ડોશી ઉપર આવે છે, અને હું ધારું છું કે, તે આપણી જ પાસે આવતી હશે. માટે વાતચિત કરવાનો હમણાં વખત મળનાર નથી. આજે રાત્રે તું મ્હારી પાસે સુવા આવીશ? નુના! તું તો બ્હેન! જન્મની દુઃખિયારી જણાય છે! હું તારું દુઃખ જોઇને મ્હારું દુઃખ ભૂલી જાઉં છું! રાત્રે બન્ને જણાં આપણે વિચાર કરીને, જે નક્કી કરવું હશે તે કરીશું!"

નુના બોલી; "બ્હેન! તમારી પાસે સુઈ રહેવાને મને બહુ મન થાય છે! તમે જ્યારે ગાંડાં થઇ ગયાં હતાં અને હમેશ માંદગીને બીછાને પડી રહેતાં હતાં, ત્યારે હું હમેશ તમારી જ પાસે બેસી રહેતી હતી. જ્યારે તમે બેશુદ્ધ બની રડતાં અને પાણીની તરસને લીધે મ્હોડા આગળ હાથ ધરતાં, ત્યારે હું જ તમારું મ્હોંકું ઉઘાડીને ટીપું ટીપું દુધ રેડતી હતી! આજે હું તમારી જ પાસે સુવા આવીશ. કદી ડોશી ના પાડશે તો આજે હું તેનું માનવાની નથી!"

નુના બોલી રહી કે, ડોશી ઉપર આવી; આડી અવળી વાતચિત કર્યાં પછી, ડોશીએ બન્ને જણીઓને કહ્યું; "કાલે સહવારે આપણે બધાંને અહીંથી લખનૌ જવાનું છે. દર્શનસિંહે કહેવડાવ્યું છે કે, લખનૌમાં કંપની સરકારનો મોટો સાહેબ આવનાર છે, તેથી ત્યાં નાચ મુજરા અને જાનવરોની સાઠમારીઓ સાથે, ઘણી રમત ગમત થનાર છે, તે જોવા તમારે જરૂર આવવું."

બન્ને યુવતીઓએ ડોશીની વાતનો ઉત્તર આપ્યો નહીં. ડોશી પણ થોડીવાર બેસી, ત્યાંથી બીજા કામને માટે ઉઠીને ચાલતી થઈ!

———:o:———

## વિંશ અધ્યાય.

### શિયળ સંરક્ષણના વિચાર!

शक्या लोभयितुं नाहमैश्वर्येण धनेन वा ।
अनन्या राघवेणाहं भास्करेण यथा प्रभा॥*

सुन्दर काण्डम्—रामायणम् ।

દિવસ પૂરો થવા આવ્યો છે. દર્શનસિંહનાં મોકલેલાં માણસો, બાગમાં ઝાડ નીચે ચૂલાઓ ખોદી રાંધવાની ગડબડમાં પડયાં છે. બાગની

* હું શક્તિ ઐશ્વર્ય અથવા ધનથી લોભાઊં તેમ નથી. સૂર્યની કાન્તિ જેમ સૂર્યથી જુદી નથી તેમ હું રામથી જુદી નથી.

શેઠાણી ડોશી, કદી નીચે આવી **માધુસિંહ**ની સાથે વાતે વળગે છે, તો કદી ઉપર જઇને, પેલી બન્ને યુવતીઓને **લખનૌ**ની મુસાફરીને માટે જોઇતો સરસામાન બાંધવાની ગોઠવણ કરવાનું કહે છે!

અમે પેલી બન્ને યુવતીઓને, **માના** અને **નુના**ના નામથી વાચકો સન્મુખ ઉપસ્થિત કરી છે. પરંતુ તેનાં ખરાં નામ ઠામ પ્રસંગવશાત્ વાચકોને જણાવવામાં આવશે. હાલ તો તેમને એ જ નામે ઓળખાવ્યા વિના બીજો કોઇ ઉપાય નથી!

જ્યારથી દર્શનસિંહનાં માણસો અહીંઆં આવ્યાં, ત્યારથી ડોશીનો જીવ તળે ઉપર થઇ રહ્યો હતો. આજે કંઇ નહીં તો તે દશ પંદર વખત નીચે ઉતરી હશે ને તેટલી જ વાર ઉપર ચઢી હશે. એક વખત **માધુસિંહ**ની સાથે છેલ્લી વાતચિત કરીને તે ઉપર ગઇ; પણ કંઈ કહેવાનું બાકી રહી ગયું હશે, તેથી તે પાછી નીચે આવી અને **માધુસિંહ**ને હરખાતી હરખાતી કહેવા લાગી; "ભાઈ દર્શનનાં નશીબ તો મોટાં—હું તો ધારતી હતી કે, **માના** કદી પણ **લખનૌ** આવવાની નથી. પણ આજે તમે લોકો આવ્યા પછી, મ્હેં એને **લખનૌ** આવવાની વાત કહી, પણ એણે આવવા ન આવવા માટે કંઇ પણ ગડબડ સડબડ કરી જ નહીં. પણ ઉલટું તરત જ હા ભણી દીધી! પહેલાં તો એ મને એક વાઘણ જેવી જોતી હતી. પણ કેવી નવાઇ! આજે તો તે સીધીદોર બની ગઇ અને મ્હોં-ડામાંથી એક શબ્દ પણ બહાર કહાડ્યો નહીં! હું ધારું છું કે, **નુના**એ તેને સારી પેઠે સમજાવી હશે! **નુના** ઘણી સારી છોકરી છે. નાચ-વામાં પણ બહુ હોંશિયાર છે. પરમેશ્વરની કૃપાથી, **નુના**ની ઉપર વહેલી વહેલી **બાદશાહ**ની નજર પડે, તો મ્હારી મહેનત સફળ થાય! અને દર્શન પણ **બાદશાહ**નો દીવાન બને! તમે જલદી જલદી ખાવાનું તૈયાર કરી ખાઈ લો. ચાલો, હું જરા ઉપર જાઉં છું; અને તમારે માટે થોડું અથાણું અને પાપડ મોકલી દઉં છું!"

**માના**એ હજુ સુધી ખાવાનું કર્યું ન હતું. આજ બે વરસમાં તેણે ઇચ્છાપૂર્વક કદી પણ ખાધું ન હતું! **નુના** વારંવાર સમજાવે, આગ્રહ કરે અને તે ન ખાય તો પોતે પણ ભૂખી રહેવાની હઠ લે, ત્યારે **માના** દિવસમાં એક જ વખત થોડુંક દુધ પીએ, અથવા તો કંદ મૂળનો આહાર કરે! ત્રણ ચાર દિવસના આંતરે **નુના** પાછી હઠ કરે, ત્યારે પોતાને હાથે એક રોટલો તૈયાર કરીને ખાય તે જ! ડોશીનું અડકેલું પાણી સુદ્ધાં **માના** પીતી ન હતી. એટલું જ નહીં, પણ તે તેને અંતઃકરણપૂર્વક ધિક્કારતી હતી. અત્યાર સુધીમાં તેણે ડોશી સાથે એક પણ વખત વાત-ચિત કરી નહોતી!

પરંતુ હમણાં ડોશીએ ઉપર આવીને જોયું તો, **માન્ના** રાંધતી હતી; અને **નુના** તેનાથી છેટે બેસીને વાતો કરતી હતી. તેથી તેણે ધાર્યું કે, હવે કામ ખચિત પાર પડશે ! અને **નુના**ના સમજાવ્યાથી **માન્ના**, બાદશાહના જનાનામાં દાખલ થવાને ખુશીથી હા પાડશે ! આવા વિચારથી તે હસતાં હસતાં બોલી; "બેટા **માન્ના** ! હવે તારી મતિ ઠેકાણે આવી ખરી ! **નુના**એ તને બધી વાત સમજાવીને કહી હશે. તમારા ઉપર જો **બાદશાહ**ની નજર પડશે, તો તે તમને જરૂર પોતાની બેગમો બનાવશે ! અને તેમ થયાથી **બાદશાહ**ના મહેલમાં, બેટા ! તમે કેવા સુખમાં રહેશો ? જ્યાં **બાદશાહ**ની નજર પડી, ત્યાં સુખમાં શું બાકી રહે ? કેવાં કેવાં હીરામોતીનાં ઘરેણાં અને સુંદર જરીયાનનાં વસ્ત્રો તમને પહેરવા મળશે ! ત્યારે તો તમે મને યાદ પણ નહીં કરો !! પણ બેટા ! મનને ઠેકાણે રાખજો અને કોઇ કોઇ વખત મને યાદ કરતાં રહેજો !"

કુલટાનાં આ વાક્યોએ, **માન્ના**નું હૃદય વિદીર્ણ કરી નાંખ્યું ! અતિ કષ્ટે હૃદયનો કોપાનળ દાબી રાખી, તે અધોમુખે બેસી રહી. પણ આંખમાં આવેલાં આંસુ તે ખાળી શકી નહીં ! તેની બન્ને આંખમાંથી દડદડ આંસુઓ પડવા લાગ્યાં ! તે પોતાના મનમાં બોલી; "હા વિધાતા ! આ પાપિણી મને ધન ઐશ્વર્યવડે લુબ્ધ કરવા માંગે છે ! પણ એ કુલટા સમજતી નથી કે, **બાદશાહ**નું આખું રાજપાટ–તેનું સઘળું ઐશ્વર્ય–અરે આખી પૃથ્વીનું ઐશ્વર્ય પણ એક પળને માટે, મને **અયોધ્યાનાથ**ના ચરણથી વિમુખ કરી શકનાર નથી !!"

ડોશી જેમ જેમ **બાદશાહ**ના ધન ઐશ્વર્યની વાતો કરે, તેમ તેમ **માન્ના** અતિશય દ્રઢતાથી, એકાગ્ર ચિત્તે પોતાના **પ્રાણપતિ અયોધ્યાનાથ**નું સ્મરણ કરતી જાય !!

ડોશી, **માન્ના**ને આવી રીતે અધોમુખે બેઠેલી જોઇ ફરી બોલી; "બેટા ! એમાં શરમાવું કેવું ? **બાદશાહ** અને અમીર ઉમરાવોના દરબારમાં આવી રીતે નીચી મુંડીએ બેસાય નહીં ! તેઓ હસવાની વાત કહે તો, આપણે પણ હસતે મ્હોંડે તેની સાથે બોલીએ ચાલીએ ! કદી તેઓ ઠઠ્ઠા મશ્કરી કરે તો, આપણે પણ તેમની ઠઠ્ઠા મશ્કરી જ કરવી !" ફરી **નુના** તરફ જોઇને તે બોલી; "**નુના** ! તું પણ **માન્ના**ની પેઠે, **બાદશાહ**ના દરબારમાં આવી રીતે નીચી મુંડીએ બેસીશ કે ? મારી ગાંડી છોકરી ! જરા રસરંગની વાત તો કરતાં શીખ—"

હવે **નુના** સારી પેઠે સમજવા પામી કે, ડોશી તેમને અધમ માર્ગે લઇ જવા માંગે છે. તેથી તે તેને એક દુશ્મન પેઠે જોવા લાગી ! **નુના** સ્હેજ હસતું મ્હોંડું રાખી ડોશીને પૂછવા લાગી; "તમે શું પહેલાં **બાદશાહ**ના દરબારમાં નાચ મુજરો કરવા જતાં હતાં કે ?"

**નુના**એ **બુંદિયા**ના મ્હોંડે પ્રથમ સાંભળ્યું હતું કે, ડોશી પહેલાં એક નાયકા હતી. પણ હાલ તો પોતાનો પ્રાણ જતાંએ ડોશી તે કબુલ કરે એમ નહતું! હમણાં તો ડોશી રોજ રામ નામનો જપ કરતી હતી; ગંગાસ્નાન કરવાની સાથે, નિયમિત ધર્મદાન કરતી હતી! **નુના** જાણવા છતાં **માન્ના**ના મ્હોંડા આગળ તેને હલકી પાડવાને આવો પ્રશ્ન કર્યો હતો!

**નુના**ના પ્રશ્નથી ડોશીને બહુ માઠું લાગ્યું. તેણે મનમાં ને મનમાં **નુના**ને બેચાર ગાળો પણ દઇ દીધી! એ શિવાય તેનાથી બીજું કાંઈ થાય એમ નહતું! અંતે મનનો ભાવ છૂપાવી, **નુના**નો પ્રશ્ન ઉડાવવાને માટે તે બીજી વાતો કરવા મંડી પડી! પણ **નુના**એ તેનો કેડો મૂકયો નહીં! તેણે ફરી પૂછયું; "કહોને, માજી! તમે કદી **બાદ**શાહના દરબારમાં મુજરો કરવા ગયા હતાં?"

હવે ડોશીથી રહેવાયું નહીં. તેણે **નુના**ને મ્હોટી મ્હોટી આંખો કહાડીને કહ્યું "રાંડ! હું ગઇ હશે કે નહીં ગઇ હોઉં, તેની ત્હારે શી પંચાત?" એમ કહીને તે રીસમાં ને રીસમાં અંતે નીચે ચાલી ગઇ!

ડોશીના ગયા પછી, **નુના** **માન્ના**ને કહેવા લાગી "રાંડને ઠીક કહાડી! હવે અહીં આવશે નહીં!"

**માન્ના** અને **નુના** સ્હેજસાજ ખાઇને સુવાના ઓરડામાં ગયાં. થોડીવાર પછી ઓરડાના બારણાં બંધ કરી, તેઓ પોતાના શિયળરક્ષણને માટે વિવિધ તર્કો કરવા લાગ્યાં.

**માન્ના** બોલી; "**નુના**! હું પ્રાણાન્તે પણ **લખનૌ** આવવાને કબુલ થાત નહીં; અને આપઘાત કરીને આ પાપિણીના પાશમાંથી છૂટતે! પણ હવે તને એકલી મુકીને મને મરવાનું મન થતું નથી! કારણ કે હું આપઘાત કરું તો તું તદ્દન નિરાધાર બની જાય!"

**નુના**એ કહ્યું; "બ્હેન! આ દુનિયામાં મ્હારૂં કોઇ નથી! જો આ વખતે તમે મ્હારી પાસે ન હોત તો, મ્હારી શી ગતિ થતે, તે હું કહી શકતી નથી! હવે હું તમને કદી પણ છોડવાની નથી. તમે આપઘાત કરશો તો હું પણ તમારી સાથે આપઘાત કરીશ!"

**નુના**ની વાત સાંભળી, **માન્ના**ની આંખમાં આંસુ આવ્યાં! તે જોઇ **નુના** બોલી; "બ્હેન! તમે ફરી બેશુદ્ધ થઇ જશો, તો આપણાથી કંઇ નક્કી થઇ શકશે નહીં!"

**માન્ના** આંખમાંનાં આંસુ પોતાના પાલવે લ્હોતી લ્હોતી બોલી; "હવે શું કરવું! આપઘાત શિવાય શિયળરક્ષણનો બીજો એકે ઉપાય નથી! અહીંથી ન્હાશી જવાય તેમ પણ નથી. આપણે બન્ને અબળાઓ છીયે,

તેથી જો અહીંથી ન્હાશી જઇએ અને રસ્તામાં કદી ચોર કે લૂટારાઓને હાથે પકડાઇએ તો પૂરું દુઃખ! તે વખતે આપણી સહાય કોણ કરે? હાલ જ્યાં ત્યાં ચોર લૂટારાઓનો ભય વધારે છે!"

ત્યાર પછી બન્ને જણીઓ થોડીવાર અબોલ બેશી રહીં; પણ એટલામાં નુનાને એક તર્ક સૂઝ્યો. તે બોલી; "આપણે પુરુષના વેશે અહીંથી ન્હાશી જઇએ તો કેમ?"

માન્નાએ કહ્યું; "ન્હાશીને ક્યાં જઇશું? એક તો આપણે રસ્તાથી અજાણ છીયે; વળી હમણાં પુરુષો પણ સાથે બંદુક કે તરવાર રાખ્યા વિના ઘરની બ્હાર નીકળતા નથી ને આપણી પાસે એમાંનું એક પણ હથિયાર નથી! વળી આપણે પુરુષનો પોશાક પહેરીશું, તો બાળક જેવાં દેખાઇશું, તેથી રસ્તામાં છોકરાઓ પકડનારા ઠગ લોકો આપણને મલ્યા એટલે ભોગ ફરી વળ્યા! તેઓ જરૂર આપણને પકડી લઇ જાય અને અંતે આપણો વેશ ઉઘાડો પડે અને તેથી મોટા સંકટમાં આવી પડીયે!!"

લાંબા વખતથી સ્થાયી રહેવા પામેલી અરાજકતાને લીધે, આખો અયોધ્યા પ્રાંત, ચોર અને લૂટારાઓની આવાસભૂમિ જેવો બની રહ્યો હતો! હથિયાર વિના કોઇ ઘરમાંથી બહાર નીકળતું નહતું; તેમ પાંચ પચ્ચીસ માણુસના કાફલા સિવાય કોઇ પરગામ જતું નહતું. આવી સ્થિતિમાં આ બન્ને યુવાન્ બાળાઓ પુરુષના વેશે અહીંથી ન્હાશી જાય તો તેઓ માર્ગમાં ચોર લૂંટારાઓને હાથે સપડાયા શિવાય રહે નહીં, એ નક્કી જ હતું.



## એકવિંશ અધ્યાય.

### દૈવની વિચિત્ર ગતિ–નણંદ ભોજાઇનો મેળાપ!

વાતમાં ને વાતમાં બે પહોર રાત ચાલી ગઇ! પણ માન્ના અને નુના શિયળ રક્ષણને માટે કોઇ પણ ઉપાય શોધી કરી શકી નહી! સ્થિર કરી શકી નહિ! ઘણીવાર સુધી વિચાર કરી અંતે માન્ના બોલી; 'નુના! અનાથનો નાથ સીતાપતિ આપણું રક્ષણ કરશે! કોઇ દુષ્ટ તેની કૃપાથી આપણો ધર્મ ભ્રષ્ટ કરી શકનાર નથી! મ્હારી મા મને વારંવાર કહેતી હતી કે, 'સંકટ સમયે સીતાપતિનું સ્મરણ કરજો! રામ નામના જપથી તમારાં સઘળાં દુઃખો દૂર થશે!' માટે હવે નકામો વિચાર ન કર. આવ, આપણે રામ નામનો જપ કરીએ–સીતાપતિનું સ્મરણ કરીએ!!"

પોતાના શિયળ રક્ષણને માટે, કોઇ પણ ઉપાય સ્થિર કરવામાં અસમર્થ નીવડી, અત્યંત ત્રાસિત ચિત્તે અને વ્યાકુલ મને આ બન્ને યુવ-

તીઓ પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી. પરમેશ્વરનો કેવો અપાર મહિમા છે !! તેની શકિત કેવી અનંત છે !! અલ્પ પ્રાણી, તે મહિમા, તે શક્તિ, તે અનન્યતા જાણતું નથી, તેથી જ પીડાય છે. માણસ પોતાનું હિતાહિત સ્થિર કરવાને માટે જ્યારે અસમર્થ બની, તેનું સ્મરણ કરે છે, ત્યારે તે સર્વદા માણસને શુભ બુદ્ધિ આપે છે ! આ બન્ને અબળાઓ એક કલાક સુધી ઇશ્વરના ગુણાનુવાદ ગાયા—તેની એકાગ્રચિત્તે પ્રાર્થના કરી; તેના પરિણામે અચાનક તેમના મનમાં આશાનો સંચાર થયો અને તેથી તેમણે આપઘાત કરવાનો વિચાર મૂકી દીધો !!

"નુના ! હવે ભય નથી ! ચાલ આપણે લખનૌ જઇએ; ત્યાંથી આપણને ન્હાસી જવાનો લાગ મળશે !" માન્ના અચાનક બોલી ઉઠી.

નુનાએ કહ્યું; "બ્હેન ! ત્યાંથી કેવી રીતે ન્હાસી જવાશે ?"

માન્ના ધીરજથી કહેવા લાગી; "નુના ! મ્હારા સ્વામી તથા મ્હારા ભાઇ, નક્કી મ્હારી શોધમાં ફરે છે ! મ્હારે માટે તેઓ પૃથ્વી શોધી વળે તેમ છે ! તેઓ જો એમ જાણવા પામશે કે, દર્શનસિંહનાં માણસો મને પકડીને લઇ ગયાં છે, તો તેઓ લખનૌમાં મ્હારી જરૂર શોધ કરતા હશે. પરમેશ્વરે ધાર્યું હશે તો લખનૌ પહોંચતાંની સાથે જ તેમનો મેળાપ થશે. મને આ પાપગૃહમાંથી છોડાવવાને માટે, તેઓ પોતાના પ્રાણની પણ પરવા કરે એમ નથી ! બાદશાહનું અથવા દર્શનસિંહનું શિરછેદન કરીને પણ, તેઓ મને છોડવશે ! તેથી આપણે હવે લખનૌ જવું. ત્યાં ગયા પછી સૌ જોઈ લઇશું; પણ ત્હારે ડોશીની આગળ આ વાત કરવી નહીં !"

માન્ના બોલી રહી કે, નુનાએ ધીરે રહીને તેને પૂછયું; "બ્હેન ! તમારો સ્વામી છે ?"

માન્ના અશ્રુપૂર્ણ નયને કહેવા લાગી; "મ્હારે સ્વામી, પિતા, ભાઇ, બ્હેનો સઉ છે ! આ અભાગિણીના દુઃખે હવે તો પિતાએ પ્રાણત્યાગ કર્યા હશે ! મ્હારી બે બ્હેનો પણ, મ્હારા દુઃખે બિચારીઓ મરવા જેવી થઇ ગઇ હશે. સ્વામી અને મ્હારા ભાઇ, મ્હારી શોધ કરતાં દેશો દેશ ફરે છે. નુના ! મ્હારી એક વાત તું ધ્યાનમાં રાખજે. જો મ્હારે આપઘાત કરવો પડે અને કદાચ તું પરમેશ્વરની કૃપાથી, ત્હારું શિયળ રક્ષણ કરી અહીંથી ન્હાસી જવા પામે, તો મ્હારા મરણના સમાચાર મારા ભાઇને તથા મારા પરમ પૂજ્ય સ્વામીને કહેવડાવજે ! મ્હારા મરણનો શોક તેઓ સહન કરી શકશે, પણ હું બાદશાહના જનાનામાં ગઈ છું; એવું જ્યારે તેઓ સાંભળશે, તો નક્કી વિષપાન કરીને તેઓ પ્રાણત્યાગ કરશે ! સીતાપૂરના ગંગાપ્રસાદ શાસ્ત્રી મ્હારા પિતા થાય છે. કાશીનાથ

શાસ્ત્રી નામના મ્હારા ભાઇ છે અને રાજા દિગ્વિજયસિંહની રાણી નારાયણ કુમારી મ્હારી મોટી બ્હેન થાય છે!"

નુનાએ પૂછ્યું; "તમારા સ્વામીનું નામ શું?"

"પંડિત અયોધ્યાનાથ!"

"પંડિત અયોધ્યાનાથ!" એ શબ્દો બોલતાંની સાથે, માજાના નયનોમાંથી અવિરામ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો! તે રડતાં રડતાં બોલી; "નુના! જ્યારે તેમની વાતો સાંભરી આવે છે, ત્યારે મ્હારી છાતી ચીરાઈ જાય છે! લગ્ન થયા પછી તેઓ હમેશાં એવું કહેતા હતા કે, આ જીંદગીમાં તેઓ શોક દુઃખે મૃતપ્રાય છે! મ્હારા સ્નેહે અને પિતાના તથા મ્હારી બન્ને બ્હેનોના સ્નેહ પૂર્ણ વ્યવહારે જ, તેમને પુનર્જીવિત કર્યા હતા! પણ હવે તેઓ મ્હારા વિયોગે શું બચવા પામશે? કોણ જાણે આ અભાગિણીના વિયોગે તેમની કેવી સ્થિતિ થઈ હશે!"

"પહેલાં તેમને કોઇ વાતનું દુઃખ હશે?" નુનાએ પૂછ્યું.

"હા, બ્હેન! તેઓ જન્મના દુઃખિયારા હતા! તેર વરસની વયે તેમની મા મરી ગઇ. પછી ચોર લોકોએ તેમના પિતાનું ખૂન કર્યું. તે વખતે તેમની ન્હાની બ્હેનને ચોર લોકોએ મારી નાંખી, કે સાથે લઇ ગયાં, તે કંઈ સમજાયું નહી! તેઓ મ્હારી છાતીની ઉપર માથું મૂકીને, બ્હેનને માટે હમેશાં રડતા હતા! હું તે વખતે તેમને અનેક પ્રકારે ધીરજ દેતી હતી. પણ હવે તેઓએ મ્હારા શોકે નિશ્ચય આપઘાત કર્યો હશે!!"

"ચોર લોકોએ કેવી રીતે તેમના પિતાને મારી નાંખ્યા?"

"બ્હેન! તે ઘણી લંબાણ વાત છે. મ્હેં મ્હારા સ્વામીને મ્હોડે ચોર અને લૂટારાઓની ઘણી વાતો સાંભળી છે, તેથી જ અહીંથી ન્હાસી જવાને માટે બીક લાગે છે!"

"ચોર લોકોએ ઘરમાં પેસીને તમારા સસરાને મારી નાંખ્યા હતા?"

"ના, લાહોરથી મ્હારા સસરા, સ્વામી અને ચાર વરસની મારી નણંદ, એક દાસીની સાથે, સીતાપૂર આવતાં હતાં. ત્યાં રસ્તામાં ચોર લોકોએ મ્હારા સસરાનું અને દાસીનું ખુન કર્યું!"

"અને તમારા સ્વામીને તે લોકોએ છોડી દીધા?" નુનાએ વચ્ચે જ પૂછ્યું.

"ના, તે બનાવ ઘણો આશ્ચર્ય પામવા જેવો છે! ઇશ્વરકૃપાથી તેઓ અનાયાસે બચી ગયા!"

માજાની આવી વાત સાંભળી નુના દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલી; "બુંદિયાને મ્હોડે મેં એવું સાંભળ્યું હતું કે, મ્હારા પણ પિતા અને મોટા

ભાઇનું ચોર લોકોએ ખૂન કર્યું હતું! પણ તે લોકોએ એમને બદલે મને મારી નાંખી હોત તો, આજે આવું દુઃખ મ્હારે ભોગવવું પડત નહીં!" આવી વાતચિત થયા પછી માના બોલી; "નુના! ત્હારે એક મ્હારૂં કામ કરવું પડશે!" "કીયું કામ?" નુનાએ પ્રશ્ન કર્યું. "મ્હોતનો ઉપાય આપણે સાથે રાખવો જોઇશે! કદાચ આપણાપર કોઇ બળાત્કાર કરે તો તેજ વખતે આપણે આપઘાત કરી શકીએ!" મુન્નાએ કહ્યું. "મ્હોતનો ઉપાય કીયો સાથે રાખશો, ઝેર?" નુનાએ પ્રતિ પ્રશ્ન કર્યું. "ના રે ના, ઝેર નહીં!" માના બોલી. "ત્યારે?" નુનાએ પૂછ્યું. "ન્હાની સરખી છરી!" માન્નાએ કહ્યું. "છરીને કેવી રીતે આપણે સાથે રાખી શકીશું?" નુના બોલી. "ચોટલામાં! ત્હારી પાસે છરી છે?" માનાએ પૂછ્યું. "હા; છે!" નુનાએ કહ્યું. "ત્યારે તું હમણાં તે લઇ આવીશ?" માનાએ પૂછ્યું. "હા, હમણાં તે લઇ આવું છું!" નુનાએ જવાબ દીધો. "ત્યારે જલદી જલદી બે ધારવાળી છરીઓ લઇ આવ!" નુના તરત જ પોતાના સુવાના ઓરડામાં ગઇ અને બે ન્હાની ન્હાની છરીઓ લઇ આવી, માનાના હાથમાં મૂકી!

માનાએ બન્ને છરીઓની ધારની પરીક્ષા કરીને કહ્યું; "વાહ! ઘણી સારી છરીઓ તું લઇ આવી બ્હેન! આ છરીઓની અણી ઘણી તીક્ષ્ણ છે; તેથી પ્રસંગ આવે, સ્હેજમાં એનો ઉપયોગ થઈ શકશે! તું હવે મારો ચોટલો બાંધીને આ છરી તેમાં ખોસી દે. પછી હું ત્હારા ચોટલામાં છરી ખોસી દઇશ!"

માનાએ ગયા બે વરસમાં, કદી પણ માથામાં તેલ નાંખ્યું ન હતું. તેના મસ્તકના કેશ તદ્દન ભુખરા અને ગુંચવાઈ ગયા હતા! નુનાએ તેના વાળ ઓળી નાંખ્યા અને પછી અંબોડો વાળી તેની અંદર કાંસકી-વડે તેલ ઘાલી, પેલી ન્હાની છરી મૂકી દીધી!

હવે માના, નુનાનું માથુ ઓળવા બેઠી. ઓળતાં ઓળતાં નુનાના માથામાં તેણે ત્રણ આંગળ જેટલો એક ઘા જોયો. તેથી માનાએ તે ઘા ઉપર આંગળી મૂકી, નુનાને પૂછ્યું; "બ્હેન! ત્હારા માથામાં શું વાગ્યું હતું? આ શું કંઇ હથિયારનો ઘા છે!" નુના બોલી; "ના બ્હેન! આ ઘા તો અહીં આવતાં પહેલાંનો છે. મને સ્હેજ સાજ સાંભરે છે કે, હું નાનપણમાં એક ડોશીની કેડપર હમેશ બેસતી હતી. એક દિવસ તેની કેડપરથી હું નીચે પથ્થરપર પડી ગઇ અને તેથી મ્હારા માથામાં બહુ વાગ્યું. તે જ વાગેલાની આ નિશાની છે. બીજા કોઇ હથિયારની નથી!"

નુનાની વાત સાંભળી, માના એકી નજરે તેના તરફ જોઇ રહી, તેથી નુનાએ પૂછ્યું; "કેમ શું વિચાર કરે છે?"

**માના** થોડીવાર વિચાર કરીને બોલી; "બ્હેન! તું અહીં આવી, તે પહેલાંની કંઈ વાતો તને સાંભરે છે?"

"ના, કંઇ સાંભરતી નથી. પણ એટલું સાંભરે છે કે, હું એક કાળી જેવી સ્ત્રીના ખોળામાં બેસી, નાનપણમાં રોજ રમતી હતી. તે મ્હારાપર ઘણો જ સ્નેહ રાખતી હતી. અહીં આવ્યા પછી તે મને દરરોજ સાંભરે છે!"

**માના**, **નુના**ની તરફ જોઈ રહી. તેથી **નુના**એ ફરી પૂછયું; "તમને વળી આજે આ શું થયું? કેમ વળી પાછાં વિચારમાં પડી ગયાં?"

**માના** બોલી; "ના, કંઈ નહીં. પણ બ્હેન, ત્હારી છાતીપર ત્રણ કાળા તલ છે?"

**નુના** બોલી; "હા; છે. તે વળી કેમ પૂછવું પડયું?"

**માના**એ **નુના**ની વાતનો કંઇ પણ જવાબ નહીં દેતાં, ગળા નીચેનું લૂગડું ખસેડયું. જોયું તો ખરેખર, તેની છાતીપર ત્રણ કાળા તલ હતા! **માના** **નુના**ના તલ જોયા પછી નિસ્તબ્ધ બની ગઈ! **નુના** તેનો મનોભાવ કંઇ પણ સમજવા પામી નહીં, તેથી તે આતુરતાથી બોલી; "બ્હેન! શું છે; કહો તો ખરાં!"

તે વખતે **માના** દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલી; "બ્હેન! પરમેશ્વરની લીલા કેવી અપાર છે! ત્હારૂં મ્હોંડું બરાબર, મ્હારા સ્વામીના મ્હોંડાને મળતું જ આવે છે. ત્હારા દાંત, હોઠ અને નાકનો ભાગ પણ તેમના જેવો જ છે; ત્હારૂં હસવું અને તેમનું હસવું હું એક જ જોઉં છું. તેઓએ ઘણી વખતે મને કહ્યું હતું કે, તેમના પિતાનું ચોર લોકોએ ખૂન કર્યા પછી, તેઓ જ્યારે માલમતા લઇ ચાલ્યા ગયા, ત્યારે તેમણે ખૂનવાળી જગ્યાએ પાછા જઇને તપાસ કરી જોયું તો, તેમના પિતાનું અને દાસીનું શબ પડયું હતું. પણ ત્યાં તેમની બ્હેનનું શબ જોવામાં આવ્યું નહીં. તેથી લોકો કહે છે કે, જો છોકરા પકડનારા ઠગ લોકોએ તેમના પિતાને મારી નાંખ્યા હોય તો, નક્કી તેઓ તેમની બ્હેનને લઇ ગયા હોવા જોઇએ. તેમની બ્હેનના માથામાં ડાબી બાજુએ કંઇ વાગ્યાનો ઘા હતો; અને તેની છાતીપર ત્રણ કાળા તલ હતા, એવી વાત મ્હેં તેમના મ્હોંડે ઘણીવાર સાંભળી છે. તેમની બ્હેનના સઘળાં લક્ષણ હું ત્હારામાં જોઉં છું; પણ મને કંઈ સમજણ પડતી નથી! તેથી તને મ્હેં પૂછયું કે, તું અહીં આવી, તે પહેલાંની તને કોઇ વાત સાંભરે છે કે નહીં?"

**નુના** તો કંઇ બોલી નહીં; પણ **માના** પોતાના મનમાં વિચારવા લાગી કે, **નુના** નક્કી મ્હારા સ્વામીની ન્હાની બ્હેન જ હોવી જોઇએ! તે વિચારમાંને વિચારમાં **નુના**ના વાળ ઓળી, અંબોડા બાંધી તેની અંદર

પેલી છરી ખોશી દીધી. ઘણીવાર પછી, તેના હૃદયની ધડભાંગ અવસ્થા દૂર થતાંની સાથે જ તે અતિસ્નેહ પૂર્ણ શબ્દે નુનાને ભેટી પડીને બોલી; "નુના, તું જ મ્હારા સસરાની પુત્રી છે! તું જ મ્હારી ન્હાની નણંદી છે! મ્હેં ગુમાવેલું ધન આજે પાછું મેળવ્યું છે. અહા! મને આ વખતે કેટલો આનંદ થાય છે!! તારા ભાઇ તારા માટે ઘણું દુ:ખ ભોગવે છે! પરંતુ પરમેશ્વરનો કેવો મહીમા છે કે, હું આવી ઘોર વિપદની વખતે તમને મેળવવા પામી! એકવાર જો હું તને તારા ભાઇને મેળવી આપત તો મ્હારા મનનાં સઘળાં દુ:ખ દૂર થાત! પણ હવે તેવી આશા નથી! હવે તો આપણે બન્નેને એક જ સાથે આપઘાત કરવો પડશે! હરિ! હરિ! આ કેવો વખત આવ્યો?"

માન્નાએ એટલું કહી, સ્નેહથી નુનાને પોતાના ખોળામાં બેસાડી! તેઓ એક બીજાની કોટે વળગી ઘણીવાર રડ્યાં! આણી તરફ રાત્રી પણ પૂરી થવા આવી! માધુસિંહ હાથીના મહાવતને બૂમો પાડવા લાગ્યો; અને પાલખી ઉંચકનારા ભોઇઓને જગાડવા લાગ્યો. ડોશી પણ આ ગડબડથી જાગી ઉઠી. તેણે તો આગલા દિવસથી લખનૌ જવાની સૌ તૈયારી કરી મૂકી હતી! તેથી તેણે પથારીમાંથી ઉઠી, માન્નાની ઓરડીનાં બારણાં ઠોકવા માંડ્યાં! નુના અને માન્ના હજુ સુતાં ન હતાં; એટલે તેમણે તરત જ બારણાં ઉઘાડયાં. ડોશીએ જોયું કે, બન્ને જણીઓ માથું ઓળી કરીને તૈયાર થઇ છે! એ જોઇને ડોશીને ઘણો જ આનંદ થયો! તેણે પોતાના મનમાં જ કહ્યું કે, "ચાલો, આપણી ફિકર ટળી! બાદશાહના જનાનામાં, માનીતાં થવાને માટે જે કરવું જોઇએ, તે સૌ પોતાની મેળે કરી શકે, એવી એમનામાં આવડત છે!"

એક કલાકની અંદર તો બધાં તૈયાર થઇ ગયાં. ડોશી, માન્ના અને નુના મ્યાનામાં બેઠાં. બંદુક અને તરવાર હાથમાં લઇ માધુસિંહ હાથીપર બેઠો. મ્યાનાની આગળ પાછળ સીપાઇઓ ચાલવા લાગ્યા; અને જોત જોતામાં તો આ ન્હાનો કાફલો દૃષ્ટિમર્યાદાથી દૂર થઇ ગયો!



# દ્વાવિંશ અધ્યાય.

## ગોરખપૂરની સેશન કોર્ટ.

અતિ ગહન ગુના સાથે ઘણા જ અધમ વ્હેમોનો સંબંધ વારંવાર જોવામાં આવ્યો છે. હિન્દી અપરાધીઓના ઘણા ભાગોના અને ધ્યાન ખેંચે તેવી રીતે ફાંસીગરોના આચારમાં, આ વિચારની સત્યતા દૃષ્ટાંતરૂપે માલમ પડે છે.*

એશીયાટીક રીસર્ચીસ, પુસ્તક ૧૩ મું.

---

ગુર્જરગિરાના—ગુણીયલ વાચકો! તમે કાવ્ય, નવલકથા અને નાટકો પર વિશેષ પ્રીતિ ધરાવો છો! કવિકલ્પિત અલૌકિક દામ્પત્ય પ્રેમ—અતિ આશ્ચર્ય પામવા યોગ્ય પિતૃભક્તિ—અપૂર્વ સદાચરણ—અસાધારણ ધર્મભાવ—વિકટ નિષ્ઠુરાચરણ—ભીષણ અત્યાચાર—અદ્ભુત નૃશંસવ્યવહાર—દુઃસહ્ય સંસારયંત્રણા વિગેરે શ્રેણિનાં પુસ્તકો, તમારા મનનું વધારે આકર્ષણ કરે છે. પરંતુ હિંદુસ્થાનના ઇતિહાસનું તમે અવલોકન કરશો તો, તમે નિશ્ચય જોઇ શકશો કે, હિંદુસ્થાનના નાગરીકોના જીવનના ખરા બનાવોની અંદર, જે અદ્ભૂત વ્યાપાર, અલૌકિક ધર્મભાવ, સ્વર્ગીય પ્રેમ, અને ભીષણ નિષ્ઠુરાચરણનાં જે દૃષ્ટાંતો રહ્યાં છે, તે કવિની કલ્પનાને, ચિત્રકારની કલમને અને નવલકથાના લેખકની રચનાશક્તિને, સર્વદા પરાસ્ત કરે છે! સીતાનો દામ્પત્ય પ્રેમ, રામચંદ્રની પિતૃભક્તિ, રાજપૂતોનું સ્વાત્માર્પણ, ક્ષત્રિય બાળાઓની પ્રેમલીલા, ઋષિ મુનિઓની પરાર્થભક્તિ, મહાત્મા અને યોગીઓના ધર્મભાવ, ઠગ લોકોના નિર્દય વ્યવહાર, મુસલમાન નવાબોનું પ્રજાપીડન, ઇસ્ટ ઇંડિયા કંપનીનો અત્યાચાર, એ બધાં શું કવિની કલ્પનાને પરાસ્ત કરે એમ નથી?

અમારા વાચકોએ, ઠગ લોકોનું નામ સાંભલ્યું હશે. પરંતુ તેમનો ધર્મ, વિશ્વાસ અને કામ કરવાની રૂઢી વિષે તેઓ વિશેષ જાણતા નહીં હોય. તેથી ઠગ લોકોનું સંક્ષેપ વિવરણ, આ ઠેકાણે આપવું અમે યોગ્ય ધાર્યું છે.

કયા વખતે અને કયા રાજાના અમલમાં, આ ઠગ રીતિ હિંદુસ્થાનમાં પ્રસરવા પામી, તે હજુ સુધી કોઇથી નિશ્ચયપણે કહી શકાય તેમ નથી! કેટલાકો કહે છે કે મિસર (Egypt) દેશમાં પહેલાં આ ઠગ-

---

* The association of the most abject superstition with the deepest guilt has been often noticed. The justness of the observation is exemplified in the conduct of most classes of Indian delinquents, and remarkably so in that of the *phansigars.*—

*Asiatic Researches Vol. XIII.*

પ્રથા નીકળી અને ત્યાંથી ધીરે ધીરે પછી તે બીજા દેશોમાં ફેલાવા પામી. વળી કોઇ કહે છે કે, આ ઠગ રીતિ હિંદુઓના તેમના પ્રચારિત ધર્મનું ફળ છે. પરંતુ આ નવલકથામાં ઠગ લોકોનો ઇતિહાસ આપવાની જરૂર જેવું ન હોવાથી, ફક્ત ઓગણીસમી સદીની શરૂઆતમાં, ઠગ લોકોનો જે જુલમ હતો, તે જ અહીં આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં, પહેલાં ઇસ્ટ ઇંડિયા કંપનીની આ ઠગ પ્રથાપર નજર ગઇ; અને તેથી મહાત્મા વિલીયમ બેન્ટીકના અમલમાં આ ઠગ પ્રથાનું નિવારણ કરવાને માટે, અનેક ઉપાયો યોજવામાં આવ્યા. કર્નલ સ્લિમેન એને માટે ખાસ કમિશનર નીમાયો હતો!

કન્યાકુમારીથી ઠેઠ કાશ્મીર સુધી, આખા હિંદુસ્થાનના લોકો, ઠગ લોકોના જુલમથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા! આ ઠગ લોકોની ટોળીમાં એંશીથી બસો માણસો હોય છે. પરંતુ તેમની ટોળીમાંના ચાર પાંચ માણસો પણ એકલદોકલ મુસાફરને મારી નાંખીને, તેની પાસેનું જે હોય તે લૂંટી લેતા હતા!

આ ઠગ લોકોનો ધર્મવિશ્વાસ અતિશય આશ્ચર્ય પામવા જેવો છે. તે લોકોનો ધર્મવિશ્વાસ એવો છે કે, પૃથ્વીમાં માણસોની સંખ્યા વધી જાય છે, ત્યારે દેવી ભવાની (કાળી) પોતાના ભક્તોને માણસોની સંખ્યામાં ઘટાડો કરવાની આજ્ઞા કરે છે! તે વખતે ભવાની દેવી પોતાના ભક્તોને એવી આજ્ઞા કરે છે કે, નરહત્યા કરવાથી દેશનો રાજા તમને શિક્ષા કરશે. તેથી નરહત્યા કરતાં રક્તપાત કરવો ન પડે, અને તેનું ચિહ્ન પણ કોઈ જોવા ન પામે, એવી હું તમને એક યુક્તિ બતાવું! તમારે તરવારવડે લોકોને નહીં મારતાં, તેમનાં ગળામાં ફાંસો નાંખીને તમારે તેમનો જીવ લેવો! પછી તેમનાં શબ હું પોતે સંતાડીશ! આવું થવાથી દેશનો રાજા તમારી વાત જાણવા પામશે નહીં અને તમને શિક્ષા પણ થઈ શકશે નહીં! ભવાની દેવીના આવા ઉપદેશથી ઠગ લોકો માણસોના ગળામાં ફાંસો નાંખીને તેમનો જીવ લેતા હતા! તેમનાં શબ તો કાળી માતા સંતાડશે, એવા વિશ્વાસથી તેઓ શબને ત્યાં જ પડતું નાંખીને ચાલ્યા જતા હતા! એમ કરતાં કરતાં ઘણા દિવસ વહી ગયા. એવામાં એક ટોળીના અવિશ્વાસુ ઠગ લોકો ઘણાં માણસોનો જીવ લઇને વિચારમાં પડ્યા કે, આટલાં બધાં શબ કાળી માતા કેવી રીતે સંતાડે છે, તે આપણે જોવું જોઇએ! આવો ઠરાવ કરીને તે ટોળીમાંના બેચાર જણાં, ત્યાં જ આગળ એક ઝાડની બખોલમાં સંતાઇ રહ્યાં! થોડીવાર પછી કાળી માતા નગ્નાવસ્થામાં ત્યાં આગળ આવી શબ ભક્ષણ કરવા

લાગી! પણ એટલામાં કાળી માતાની દિવ્ય દૃષ્ટિ પેલા અવિશ્વાસુ ઠગ લોકો-પર પડી! માતા તે વખતે નગ્નાવસ્થામાં શબ ભક્ષણ કરતાં હોવાથી ઘણાં લજ્જિત થઇ ગયાં ને પેલા અવિશ્વાસુ ઠગ લોકોને ક્રોધથી કહેવા લાગ્યાં; "હવે પછી હું તમારૂં રક્ષણ નહીં કરૂં અને શબને પણ સંતાડીશ નહીં!" પેલા ઠગ લોકો તે વખતે હીનવદને કહેવા લાગ્યા—

"કાળી કંકાલી—ભદ્રકાળી—તેરા બચન ન જાયે ખાલી!" ઇત્યાદિ. કાલિકા ફરી સદય થઇને બોલ્યાં; "હું હવે શબને સંતાડીશ નહીં. પણ તમારા રક્ષણને માટે, આજથી હું તમને એક દોરડું અને કોદાળી આપું છું!" તે જ વખતથી ઠગ લોકોમાં એક દોરડું અને એક કોદાળી રાખ-વાનો રિવાજ ચાલુ થયો! કાલિકાની પૂજા વખતે, ઠગ લોકોના ગુરૂને ખાંધપર કોદાળી મૂકીને સૌની આગળ ચાલવું પડે છે!

જેવી રીતે લશ્કરમાં મેજર, કપ્તાન, સ્વાર, સિપાઈ વિગેરે જુદાં જુદાં હોદ્દાનાં માણસો હોય છે, તેવી રીતે ઠગ લોકોની ટોળીઓમાં પણ, માણસો જુદા જુદા હોદ્દાપર નીમેલાં હોય છે! દરેક ઠગ લોકોની ટોળીમાં, દશ બાર માણસો સારા આબરૂદાર ગૃહસ્થના જેવાં લૂગડાં પહેરી, રસ્તે જતાં આવતાં માણસોને ભોળવીને લૂટી લેવાનો ધંધો કરે છે, તે લોકોને ઠગની ભાષામાં "સોથા" કહે છે. વળી ઠગ લોકોની ભાષા પણ સૌ કરતાં જુદી હોય છે. તે ભાષાને "રામાશી" ભાષા કહે છે. જ્યારે ઠગ લોકોની ટોળીમાં જે કોઇ પહેલાં ચેલા તરીકે મુંડાય છે, તેને એ ભાષા શીખવવામાં આવે છે, તે શિવાય બીજા માણસોથી એમની ભાષા શીખી શકાય તેમ નથી! જે ઠગ લોકો મુસાફરોના ગળામાં ફાંસો નાંખીને તેમનો જીવ લે છે, તમને તેમની ભાષામાં "ભાર્ત્તોત" અથવા "બર્કુ" કહેવામાં આવે છે! "બર્કુ" નામના ઠગો જ્યારે મુસાફર લોકોના ગળામાં ફાંસો નાંખે છે અને તે વખતે તેમની મદદમાં જે લોકો તેમની પાછળ ઉભા રહે છે, તે લોકોને "સામસિયા" એવાં નામથી ઓળ-ખવામાં આવે છે!

પરંતુ શબ સંતાડવાનું કામ, ભવાની માતાએ મૂકી દીધા પછી, શબને માટે ઠગ લોકને એક નવી જગ્યા શોધવી પડી! પહેલાં ઠગ લોકોની ટોળીઓમાં "લાગાઈ" નામની જગ્યા નહતી, પણ થોડા વખત પછી તેમણે "લાગાઇ" નામની એક નવી જગ્યા કહાડી! "લાગાઇ"ની જગ્યાપર નીમાયેલાં માણસોને એટલું કામ કરવાનું હતું કે, નદીની પાસે અથવા અમુક નીમેલી જગ્યાએ ખાડા ખોદીને તૈયાર કરી મૂકવા; એટલે મુસા-ફરોને મારતાં પહેલાં જ તેઓ તેમની ઘોર ખોદી મૂકતા! ઠગ લોકોએ મુસાફરોને મારીને લુંટયા કે, તેમનું શબ પેલા ખાડા પાસે આવી જ

પહોંચ્યું હોય! એટલે "લાગાઇ" લોકો તેમના શબને પેલા તૈયાર ખાડાઓમાં હોમાવી દેતા! "લાગાઇ" શબ્દનો અર્થ 'ઘોર ખોદનાર' એવો થાય છે!

કોઈ પણ નવો ધર્મ નીકળ્યો કે, ધીરે ધીરે તે ધર્મનાં માણસો જેમ જુદા જુદા સંપ્રદાયમાં વિભક્ત થઇ ગયા હતા, તેમ આ લોકોમાં પણ હતું. ઓગણીસમી સદીની શરૂઆતમાં, ઠગ લોકો ઘણું કરીને દશબાર સંપ્રદાયમાં વિભક્ત થઇ ગયા હતા. આ નવલકથામાં ફક્ત "મેઘ પુના" (megpona) સંપ્રદાયના, એટલે છોકરાઓ પકડનારા અને મુસાફરોના ગળામાં ફાંસો નાંખી જીવ લેનારા, ઠગ લોકોના કાર્ય કલાપો વર્ણવવામાં આવશે.

આ ઠગ લોકો કદી સંન્યાસીને વેષે, કદી ફકીર ગોંસાંઇને વેષે અથવા વણિકના વેષે દેશોદેશ ફરતા હતા, પરંતુ ઘણા ખરા ઠગ લોકો, સંસાર ત્યાગી સંન્યાસી અને સાધુઓનો વેષ વિશેષ ધારણ કરતા હતા!

આ નવલકથામાં વર્ણવેલા બનાવોની વખતે, ગોરખપુર, ગાજીપુર, દિલ્લી અને બીજાં શહેરોમાંથી સો સવાસો ઠગ લોકોને પકડવામાં આવ્યા હતા! ગોરખપુરની સેશન કોર્ટમાં અગાઉ એવા જ ઠગ લોકોનો ન્યાય કરવામાં આવેલો હોવાથી, દીલ્લી અને બીજા શહેરોમાંથી પકડી આણેલા ઠગ લોકોને, ન્યાયને માટે હાલ ગોરખપૂર મોકલવામાં આવ્યા હતા. ઇંગ્રેજી કાયદા પ્રમાણે પુરાવા વિના કોઇને પણ શિક્ષા કરાતી નથી; તેથી પોલીસનાં માણસોની ઘણી મહેનત છતાં, પુરાવાની ગેરહાજરીમાં, સો સવાસો ઠગ લોકોમાંથી દશ પંદર ઠગ લોકોને છોડી દેવાનું કહી, તે લોકોને સાક્ષીઓની અંદર સામેલ કરવામાં આવતા હતા. બીજા શૃંખલાબંધન થયેલા ઠગ લોકો, કોર્ટના પાંજરામાં ઉભા રહ્યા છે. સાક્ષીઓ તરીકે ચુંટી કહાડેલા ઠગ લોકોની એક પછી એક સાક્ષીઓ લેવાઈ ગઈ. એ અદાલતમાં એ ઠગ લોકોનો કેસ સાંભળવા ઘણાં માણસો ટોળે થયાં હતાં. સાક્ષીઓને નીચે પ્રમાણે કોર્ટ તરફથી પ્રશ્ન કરવામાં આવ્યા હતા.

પ્રશ્ન–તમારૂ નામ શું?

ઉત્તર–ખેમા જમાદર.

પ્રશ્ન–તમે શું ધંધો કરો છે?

ઉત્તર–"મેઘપુના" નો એટલે મુસાફરોને મારી નાંખી, તેમના ન્હાના ન્હાના છોકરાઓને પકડી લઇ જવાનો.

પ્રશ્ન–પહેલાં કયા માણસે આ ધંધાની શરૂઆત કરી?

ઉત્તર–મુલતાનના અલી કરીમે. હું ચાલીશ વરસ પહેલાં અલી કરીમનો ચેલો થયો હતો.

પ્રશ્ન–તમે કયા કયા દેશોમાં એવી રીતે ખૂન કર્યાં છે?

ઉત્તર–જેપુર, બીકાનેર, ભરતપુર, પંજાબ, અયોધ્યા અને પ્રયાગ.

પ્રશ્ન–તમે તમારી ઓરતોને સાથે લઇને ફરો છો કે?

ઉત્તર–હા; અમારી ઓરતો, અમારી સાથે જ રહે છે. મુસાફરોને મારી નાંખ્યા પછી તેમનાં હરણ કરેલાં ન્હાનાં ન્હાનાં છોકરાઓને તેઓ પાળી પોષીને મોટા કરે છે.

પ્રશ્ન–એવાં ન્હાનાં ન્હાનાં છોકરાંઓનું તમે શા માટે હરણ કરો છો?

ઉત્તર–તે લોકોને પછી અમે વેચીએ છીએ.

પ્રશ્ન–તેમને કેટલી કિંમતે અને કોને વેચો છો?

ઉત્તર–કદી એંશી રૂપિયે તો કદી સો રૂપિયે અમે એવાં છોકરાંઓને વેચીએ છીયે. વેશ્યા, નાયકા અને પૈસાદાર લોકો તેમને ખરીદ કરે છે.

પ્રશ્ન–તમે કયા દેવને માનો છો?

ઉત્તર–અમે ભવાનીને માનીએ છીયે. ન્હાનાં ન્હાનાં છોકરાંઓને વેચ્યા પછી, અમે તેમાંનો અડધો ભાગ ભવાનીની પૂજામાં ખરચીએ છીયે.

પ્રશ્ન–શરહાનપૂર અને મથુરાંમાં ખૂન થયાં તે વખતે તમે ત્યાં હતા?

ઉત્તર–હા; હું ત્યાં જ હતો.

પ્રશ્ન–આ હાજર રહેલા આસામીઓ પૈકી ત્યાં કોણ કોણ હતા?

ઉત્તર–હુજરા રતનદાસ, દેવીદાસ, દેવીદાસની ઓરત ગંગા, ચોથો ખેમા જમાદાર અને તેની ઓરત ભક્તિ. એ શિવાય બાઇફ્રમ કોટવાલ, શાલગા, જાનકીદાસ, તિલક નાયક, સ્વરૂપી અને બીજા લોકો.

ત્યાર પછી "ગામ છામોડા" નામની ઠગ લોકોની ટોળીમાંના શેખ-ઈનાયતખાંની સાક્ષી લેવાની શરૂઆત થઈ.

પ્રશ્ન–તમારૂં નામ શું?

ઉત્તર–શેખ ઈનાયતખાં.

પ્રશ્ન–તમે શું તમારી ટોળીના સરદાર છો?

ઉત્તર–ના, હું સરદાર નથી.

પ્રશ્ન–ત્યારે તમારી ટોળીનો સરદાર કોણ છે?

ઉત્તર–પહેલાં મારા બાપ હિંગુ સરદાર હતા, પણ હમણાં અમારી ટોળીનો સરદાર ગુરૂબખ્સ છે.

પ્રશ્ન–તમારી ટોળીમાં કેટલાં માણુસો છે?

ઉત્તર–પહેલાં ત્રણુસો માણુસો હતાં, પણ હમણાં તેમાંથી ત્રણ ટોળીઓ થઈ છે. એકેક ટોળીમાં એંશીથી નેવું માણુસો હશે.

પ્રશ્ન–પહેલાં ત્રણુસો માણુસો એક જ સાથે દેશોમાં ફરતાં હતાં?

ઉત્તર–ના, જુદાં જુદાં ફરતાં હતાં. પણ કામની વખતે અમે બધાં એકઠાં થઇ જતાં હતાં. અમારામાંથી કોઇ સંન્યાસીને વેશે, કોઈ ફકીરને વેશે અને કોઈ સિપાઇને વેશે ફરતા હોવાથી, અમે બધાં એક જ ટોળીનાં માણસો છીએ, એમ કોઇથી કળાતું નહતું.

પ્રશ્ન–તમારી જ ટોળીનાં માણસોએ નવાબ સબજીખાંનનું ખૂન કર્યું હતું?

ઉત્તર–હા. નવાબ સબજીખાંનનું ખૂન અમારી જ ટોળીનાં માણસોએ કર્યું હતું.

પ્રશ્ન–કેવી રીતે અને કયે ઠેકાણે તેમનું ખૂન કરવામાં આવ્યું હતું?

ઉત્તર–ભોપાલના નવાબ મહમદખાનના ચાચા નવાબ સબજીખાંન અને તેમનો છોકરો, હૈદ્રાબાદના નીઝામ સરકારના લશ્કરમાં નોકર હતા. એક દિવસ નવાબ સબજીખાંનને પોતાના છોકરાની સાથે કોઈ વાતને લીધે તકરાર થઈ હશે, તેથી તેઓ પચાશ ઘોડેસ્વાર અને પોતાના નોકર ચાકર સાથે દેશ તરફ જતા હતા. તેમની પાસે બંદુક તરવાર વિગેરે હથિયારો હતાં. અમે લોકોએ તેમને મારીને લૂંટી લેવાનો મનસુબો કીધો. અમારી ટોળીમાંના સોથા, દલીલખાં, ઈબ્રાહીમખાં અને ઈલાહીબક્ષખાંએ નવાબ સબજીખાંનની પાસે જઇને કહ્યું કે, અમે ઘોડાઓ વેચવા દક્ષિણ દેશમાં ગયા હતા; હવે અમે અમારે દેશ જઇએ છીએ; પણ અમારી પાસે જોખમ હોવાથી તમે જો અમને સાથે સાથે રહેવાનો હુકમ કરો તો મોટી મહેરબાની થાય! સબજીખાંન એ સાંભળી ખુશી થયો અને પોતાની સાથે સાથે આવવા તેમણે હા પાડી. એક બે દિવસ પછી અમારી ટોળીમાંનાં બીજા પાંચ માણસો ફકીરને વેશે નવાબ સબજીખાંનને રસ્તામાં મળ્યાં અને રસ્તાના અજાણ્યા હોવાનું કહી પોતાની સાથે લેવા આગ્રહ કર્યો. નવાબે તેમને પણ સાથે લીધાં! પણ તેઓ જાણવા પામ્યા નહીં કે આ લુટારાઓ છે અને સોદાગર તથા ફકીરને વેશે મને લૂંટવા આવ્યાં છે. અમારાં માણસો એક બીજા સાથે એવી રીતે વર્તતા હતા, કે કોઇને, જરાજેટલો પણ સંદેહ જાય નહીં! પહેલાં ચાર, પછી પાંચ, પછી દશ એવી રીતે ચાર પાંચ દિવસમાં તો અમારી ટોળીનાં બધાં માણસો નવાબની સાથે થઇ ગયાં! નવા માણસોથી નવાબ એમ ધારતા હતા કે, રસ્તામાં ચોર લૂંટારાઓનો ભય વધારે છે, તેથી વખત આવ્યે આ માણસો આપણને કામ આવશે; અને એમ ધારીને જ તેઓ અમારી ટોળીનાં માણસો સાથે માયાળુપણે વર્તતા હતા! પાંચમે કે છઠ્ઠે દિવસે, રાત્રે અમે બધાંએ ઠરાવ કીધો કે, કાલે

એમનું ખૂન કરી જે હોય તે લૂંટી લેવું! મારા બાપ હિંગુ, ઝીલૂમ* કરે, એટલે બધું તૈયાર કરી ઇશારો કરે કે, તરત જ અમારી ટોળીમાંના એકેક માણસે નવાબના એકએક માણસોના ગળામાં ફાંસો નાંખી જીવ લેવો. કેવી રીતે 'ઝીલૂમ' કરવી, તે પણ નક્કી કરવામાં આવ્યું. "પાન લો" એવું મારા બાપ કહે, એટલે બધાંએ સમજવું કે, તેણે બધાંનાં ખૂન કરવાની ઇશારત કરી છે.

"બીજે દિવસે અમે બધા, નદી કાંઠેના એક મઠ પાસે આવી પહોંચ્યા. આગલા દિવસે કરી રાખેલા બંદોબસ્ત પ્રમાણે, અમારી ટોલીનાં કેટલાંક માણસો લાંકડાં લેવાને બહાને પાસેના જંગલમાં શબ સંતાડવાને માટે ખાડો ખોદવા ચાલ્યા ગયા. થોડીવાર પછી સોથા તથા દલીલખાંએ નવાબને કહ્યું, "હજુર! ત્રણ દિવસ એક સરખી મુસાફરી કરવાથી આપણે બધા થાકી ગયા છીયે; હમણાં બપોર થયા છે, માટે થોડી વાર આરામ લઇએ તો ઠીક." દલીલખાંને નવાબ ઘણો વ્હાલો હતો, તેથી નવાબ બોલ્યા. "બહુ સારૂં, ત્યારે અહીંયાં જ પડાવ નાંખીયે!"

"નવાબ હમેશાં ભાંગ પીતા હતા, તેથી તેમનું નામ સબજીખાંન પડયું હતું! પડાવ નાંખ્યા પછી નવાબે પોતાની દાસીને ભાંગ તૈયાર કરી લાવવા કહ્યું. થોડીવારમાં દાસી ત્રણ પ્યાલા ભાંગ તૈયાર કરીને નવાબની પાસે લઇ આવી. ભાંગ પીને તેની ઉત્તમ બનાવટને માટે તેમણે દાસીનાં વખાણ કરવા માંડ્યાં; એટલે આડું મ્હોંડુ રાખીને દાસી હસવા લાગી! નવાબે એક પ્યાલો ભાંગ પીને બાકીના બે પ્યાલા પોતાનાં બીજાં માણસોને આગ્રહ સાથે પીવડાવ્યાં. નવાબે ફરી એક પ્યાલો ભાંગ લાવવા દાસીને હુકમ કર્યો. દાસી હસતાં હસતાં ફરી ભાંગ બનાવવા ચાલી. આવી ભાંગની ગડબડમાં, અમારી ટોળીનાં બે માણસો, નવાબની સાથેના એકેક માણસોની પાછળ બેશી ગયા! બધાને પોતપોતાના કામ માટે તૈયાર જોઇ મારા બાપે, "પાન લો" કરીને 'ઝીલૂમ' કરી! તે જ વખતે અમારી ટોળીનાં સાઠ માણસોએ, નવાબનાં સાઠ માણસોનાં ગળામાં ફાંસો નાંખી તેમનાં ખૂન કર્યાંઃ નવાબનો એક પણ માણસ હાથ ઉંચો કરવા પામ્યો નહીં! અમારાં માણસોએ એવી ચપળાઈથી તેમના ગળામાં ફાંસા નાંખી જીવ લીધા કે, તેઓ એક શબ્દ પણ બોલી શકયા નહી! આવી રીતે એક પળમાં અમે સાઠ માણસોનાં ખૂન કર્યાં છે! નવાબ સબજીખાંન જે ઠેકાણે બેઠા હતા, તેનાથી થોડી છેટે તેમની દાસી ભાંગ બનાવતી બેઠી હતી, તે પણ જાણવા પામી નહીં કે, આવી રીતે સર્વ માણસોના

* ઝીલૂમ એ શબ્દ રામાશી ભાષાનો છો અને તેનો અર્થ ઇશારત થાય છે.

ખૂન થયાં છે! મરી ગયેલાં માણસો લાંબા થઇને સુતા હતા અને તેમની જીભ બહાર નીકળીને તેમાંથી લાળ પડતી હતી! બાંદી ભાંગની ગડબડમાં હોવાથી, આ બધાં માણસોને સુતેલાં જોઇ તે એમ સમજી કે, તેમને ભાંગનો નીશો ચડ્યો છે! ભાંગનો પ્યાલો હાથમાં લઇ, તેણે નવાબની પાસે આવીને જોયું તો તે પણ મ્હોંડું પહોળું કરીને પડ્યા હતા! પણ નવાબ પહોંચી ગયા છે, એમ બાંદી સમજવા પામી નહીં. તેથી તે નવાબને બૂમો પાડવા લાગી! તે જાહેરમાં નવાબની દાસી તરીકે ઓળખાતી હતી; પણ અંદર ખાનેથી તેને નવાબ સાથે આડો વ્યવહાર હતો! નવાબ ઉપરના પ્યારને લીધે તે તેના શરીરપર હાથ ફેરવવા લાગી, એટલે અમારી ટોલીમાંના એક માણસે તેના ગળામાં ફાંસો નાંખવાની તૈયારી કરી. આ બાંદીપર મારી નજર ખુંચી રહી હતી અને તેને મેં સાથે લઈ લેવાનો વિચાર કીધો હતો, તેથી તેને તેમ કરતાં અટકાવ્યો. પણ બાંદીએ જ્યારે જાણ્યું કે, નવાબ અને તેની સાથેનાં માણસોનાં અમે ખૂન કર્યાં છે, ત્યારે તે નવાબને માટે ઘણી રડવા લાગી! જેમ તેમ કરીને હું તેને ત્રીસ ગાઉ સુધી મહામુસ્કેલીએ લઇ આવ્યો, પણ તે મારી સાથે આવવાને કોઈ પણ રીતે હા પાડતી નહતી. તેથી મેં ગુસ્સે થઇને, તેને રસ્તામાં જ મારી નાંખી! ત્યાર પછી કેટલેક દિવસે અમે જબલપૂર જઇ પહોંચ્યા."

પ્રશ્ન—બીજે કયે કયે ઠેકાણે તમે ખૂન કર્યાં હતાં?

ઉત્તર—બુંદેલખંડમાં ઘણે ઠેકાણે અમે ખૂન કર્યાં છે. જબલપૂર અને નાગપૂરમાં પણ અમે ખૂન કર્યાં છે. ગયા દશ વરસમાં અમે ચારસોથી પાંચસો માણસોનાં ખૂન કર્યાં હશે.

પ્રશ્ન—તમે કદી બિહાર અથવા બંગાળ પ્રાંતમાં ગયા હતા?

ઉત્તર—અમારા માણસોની એક ટોળી રાજમહેલ અને મુર્શિદાબાદ ગઈ હતી. તેઓ વહાણમાં બેસીને ગયા હતા. વળી અમારી એક બીજી ટોળી હુટિયામાં પણ ગઇ હતી.

પ્રશ્ન—રાજમહેલમાં ખૂન થયાં, તે વખતે અહીં હાજર રહેલા આસામીઓમાંથી કોણ કોણ હતા?

ઉત્તર—હું રાજમહેલમાં ગયો ન હતો, એટલે ત્યાં કોણ કોણ ગયા હતા, તે હું જાણતો નથી. ત્યાં નસિર અને શાઇસખાંન ગયા હતા, તેમને પૂછો, તેમને ખબર હશે.

પ્રશ્ન—તમે મુસલમાન થઇને કાળીની કેમ પૂજા કરો છો?

ઉત્તર—કાળી અને ફાતેમા એક જ છે.

આ માણસની સાક્ષી પૂરી થયા પછી, છોકરા પકડનારા ઠગ લોકોની બીજી ટોળીમાંની આમરી નામની એક સ્ત્રીની સાક્ષી લેવાની શરૂઆત થઈ.

પ્રશ્ન–તમારૂં નામ શું?

ઉત્તર–આમરી ઉર્ફે કુન્તા.

પ્રશ્ન–તમે પહેલાં દિલ્લીની જેલમાં હતાં?

ઉત્તર–હા, આઠ વરસ પહેલાં, હું ચાર વરસ દિલ્લીની જેલમાં હતી.

પ્રશ્ન–શા ગુન્હા બદલ તમને જેલની સજા થઇ હતી?

ઉત્તર–દિલ્લીની પાસે મેં ત્રણ મુસાફરોનાં ખૂન કર્યાં હતાં?

પ્રશ્ન–તમે કેવી રીતે પકડાયાં?

ઉત્તર–દીલ્લીની પાસે અમે ત્રણ મુસાફરોનાં ખૂન કર્યાં હતાં: તેમાં બે મરદ અને એક ઓરત હતી. આ ત્રણે માણસોનાં ખૂન કરી, અમે તેમની લાશો નદીમાં નાંખી દીધી; અને તેમની પાસે જે માલ-મતા હતી, તે લૂંટી લીધી. પણ આ ત્રણ જણાઓની સાથે એક ત્રણ કે ચાર વરસની છોકરી હતી, તેને અમે મારી નહીં; કારણ કે તેને વેચવાથી ઘણા પૈસા આવે એમ હતું. બીજે દિવસે અમે છોકરીને લઇને જતા હતા; પણ છોકરી અમને જોઇને બ્હીકથી ઘણી રડતી હતી, એટલે રસ્તે જતાં એક સાહેબને વ્હેમ ગયો. તેણે અમને પકડવા માંડયા. અમારાં બીજાં માણસો તો ન્હાસી ગયાં, પણ છોકરી પાસે હોવાથી મ્હારાથી ન્હસાયું નહીં અને હું તેના હાથે પકડાઇ ગઇ!

પ્રશ્ન–તે છોકરી હાલ કયાં છે?

ઉત્તર–તે છોકરીને તો તે સાહેબ લઇ ગયો છે. તે કયાં છે, તેની મને ખબર નથી.

પ્રશ્ન–તમારી ટોળીનો સરદાર કોણ છે?

ઉત્તર–અમારી ટોળીનો સરદાર મારો ધણી જીવનદાસ છે.

પ્રશ્ન–તમારી ટોળીમાં કેટલાં માણસો છે?

ઉત્તર–આશરે ચાલીશેક હશે.

પ્રશ્ન–ચાલીશ જણનાં નામ બોલો.

ઉત્તર–મારો છોકરો રૂપસિંહ, તેની બે વહુઓ રાધા અને રૂકિમણી, મારો ધણી જીવનદાસ, ગંગાદાસ, ઇમામબખ્શ, મનુખાં ગણેશ અને આ ઘરડો બામણ, દશ વરસ પહેલાં અમારી ટોળીમાં હતો. અમે એને શાલિગ્રામ કહીને બોલાવીયે છીયે. બાકીનાં નામ મને યાદ નથી.

સેશન જડજ વિલસન સાહેબે, આ વખતે આમરીની જુબાની લેવાનું બંધ રાખી, તેણે બતાવેલા બ્રાહ્મણની જુબાની લેવા જણાવ્યું.

કારણ કે તે મુમુર્ષાવસ્થાસંપન્ન વૃદ્ધ બ્રાહ્મણ, વધારે વખત જીવે એમ લાગતું ન હતું. તે વૃદ્ધ બ્રાહ્મણમાં હાલવા ચાલવાની શક્તિ ન હતી, તેથી તે કોર્ટમાં એક ખૂણે કામળાપર સુતો હતો. ઠગ લોકોને પકડનારા પોલીસના માણસોએ તેનો સંન્યાસીનો વેશ જોઇ, આ પણ ઠગ હશે, એમ ધારીને તેને પકડયો હતો. તે બ્રાહ્મણમાં ઉભા રહેવાની શક્તિ નહીં હોવાથી, તે જ્યાં સુતો હતો, ત્યાં સાહેબ ખુરશી મંગાવી બેઠા અને તેની જુબાની લેવા માંડી.

વૃદ્ધ બ્રાહ્મણની પાસે જઈ સાહેબે જેવો પ્રશ્ન કર્યો કે, તરત જ તે રડતાં રડતાં બોલ્યો;—"સાહેબ! તમે સૌ કરતાં પહેલાં મને ફાંસી દઇ દો! મ્હારા ભાઇઓનો રસ્તો છોડવાથી મ્હારી આવી દશા થઇ છે!!

સાહેબ તે વૃદ્ધને સમજાવીને કહેવા લાગ્યા; "દીલ્લીમાં ખૂન થયું તે વખતે તમે ત્યાં હતા કે નહીં; અને તમે ત્યાં હતા તો તે વખતે બીજાં કયાં કયાં માણસો હતાં, તે જ બીના તમારે કહેવાની છે!"

વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો; "સાહેબ! તમે પહેલાં મ્હારા પ્રશ્નનો ઉત્તર નહીં આપો, ત્યાં સુધી હું તમારા પ્રશ્નનો ઉત્તર નહીં આપું! તમે મને શું કરશો? ફાંસી દેશો! એજને. હું તે જ માગું છું!"

તે બ્રાહ્મણની આવી જીદ્દ જોઈ, સાહેબ મોટા વિચારમાં પડ્યા, તેઓ લાચાર થઇને બોલ્યા; "બોલો, તમારો શું પ્રશ્ન છે?

વૃદ્ધ બ્રાહ્મણ સ્હેજ થોભીને બોલ્યો; "સાહેબ! મ્હારો પ્રશ્ન એટલો જ છે કે, દેશનો રાજા જ આ ઠગ અને ચોર લૂંટારાઓની પેઠે, પ્રજાના ધન માલ લૂંટી લે; પ્રજાના ઘરમાં પેસી, તેમનાં સ્ત્રી સંતાનની લાજ લૂંટે, તેમનાપર અઘટિત જૂલમ કરે, તો તેનો ન્યાય તમે કરશો કે નહીં?"

સાહેબ આ વૃદ્ધ બ્રાહ્મણની વાત સમજી શકયા નહીં. પરંતુ તે તો વારંવાર બોલવા લાગ્યો; "પ્રજાનો પાલનકર્ત્તા થઇને, તે જ જ્યારે પ્રજાનું સર્વસ્વ હરણ કરે, ત્યારે તેનો ન્યાય કોણ કરશે?"

આવી રીતે ઘણી વાતચિત થયા પછી, સાહેબ તે વૃદ્ધ બ્રાહ્મણને કહેવા લાગ્યો; "તમારી એકંદર હકીકત મને કહો; તમારી વાત મારા સમજવામાં આવતી નથી."

તે વખતે તે વૃદ્ધ બ્રાહ્મણ રડતાં રડતાં બોલ્યો; "મ્હારી ચૌદ પેઢીમાંથી કોઇએ, ચોર લુંટારા કે ઠગનો ધંધો કર્યો નથી! હું જ પૂરો પાપી, તેથી આ ઠગ લોકોની ટોળીમાં સામેલ થયો! મ્હારી બધી વાતો તમને કહેતાં, મ્હારી છાતી ચીરાઇ જાય છે!"

એટલું કહી વૃદ્ધ બ્રાહ્મણ આર્તનાદ કરી રડવા લાગ્યો!

વિલસન સાહેબે તેને ઘણો દીલાસો દીધો, એટલે વૃદ્ધ બ્રાહ્મણ ફરી બોલવા લાગ્યો; “સાહેબ! મ્હારું નામ પંડિત બલદેવપ્રસાદ છે. મ્હારા મોટાભાઇનું નામ પંડિત દેવીપ્રસાદ છે. અમે બન્ને ભાઇઓ સીતાપૂરના પંડિત શંભુપ્રસાદના પુત્ર છીએ. પંડિત શંભુપ્રસાદ જેવા જ્યોતિર્વેત્તા, આ દેશમાં કોઇ થયા નથી. અયોધ્યાના નવાબ સાદતલિ, જ્યારે ગુપ્ત અવસ્થામાં હતા, ત્યારે તેમણે મ્હારા પિતાને પોતાના ભવિષ્યનું ફલાફલ, ગણિત કરીને જોવા કહ્યું. તેમણે ગણિત કરીને સાદતલિને કહ્યું કે, “તમને જરૂર અયોધ્યાની ગાદી મળશે.” કેટલાંક વરસ પછી ખરેખર સાદતલિ અયોધ્યાની ગાદીએ બેઠા. ગાદીપર બેઠા પછી, સાદતલિએ કૃતજ્ઞતાસ્વરૂપ મ્હારા પિતાને કેટલીક કર વિનાની જાગીર બક્ષીસ આપી. પરંતુ સાદતલિ મરી ગયા પછી, ગાજીયુદ્દિન હુયદરના અમલમાં, સીતાપૂર પરગણાના ચાકલાદાર ઈબ્રાહીમખાંએ તે કર વિનાની જાગીરનો અમારી પાસે સાત વરસનો કર માંગ્યો! અમે ગરીબ બ્રાહ્મણ! સાત વરસનો કર કયાંથી આપી શકીયે? તેથી દુરાચારી ચાકલાદારે મ્હારી સ્ત્રી, ભોજાઈ અને મ્હારી બે પુત્રીઓપર અનહદ જૂલમ ગુજારવા માંડયો! ઓઃ! તે જૂલમને સંભારતાં મ્હારો કંઠ રુંધાઇ જાય છે, મ્હારી નિરપરાધી પુત્રીઓ, જેમણે કોઇનો સ્હેજ પણ અપરાધ કર્યો ન હતો, તેમનાપર કેવો જૂલમ! માણસ શું માણસના ઉપર આવો જૂલમ કરી શકે? સાહેબ! તમે આ ઠગ લોકોને ફાંસીની સજા કરશો, પણ તેમની સ્ત્રીઓની આબરુ તમે નહીં લો! તેમણે અપરાધ કર્યો હશે તો, તેમના ગળામાં, તમે ફાંસી નંખાવી તેમનો જીવ લેશો, પણ બીજાને બીજું કંઈ નહિ કરો. ઈબ્રાહીમખાંએ જો મારી પુત્રીઓના ગળામાં ફાંસી નાંખીને તેમનો જીવ લીધો હોત તો તેથી મ્હને સ્હેજ પણ દુઃખ નહીં થાત! જાઓ, જાઓ સાહેબ! ગંગાની અંદર જઇને જુઓ! ત્યાં મ્હારી પુત્રીઓનાં હાંડકાં તમે જોઇ શકશો! કેવળ મ્હારી પુત્રીઓનાં જ નહીં, પણ હજારો બ્રાહ્મણકન્યાઓનાં કલંક સરયૂએ સંતાડયાં છે!” આટલું કહીને તે વૃદ્ધ બ્રાહ્મણ મુર્છિત થયો!

વિલસન સાહેબ ઘણા દયાળુ હતા. તેણે સીપાઇઓને આ વૃદ્ધ બ્રાહ્મણના મસ્તકપર શિતળ જળ છાંટવાને કહ્યું. અડધા કલાક પછી, વૃદ્ધ બ્રાહ્મણને ચેતન આવ્યું. તે ફરી બોલવા લાગ્યો—

“સાહેબ! તમને પણ સંતાન—સંતતિ છે. તેથી સંતાનસ્નેહ કેવો હોય છે, તે તમે સમજી શકશો! ઈબ્રાહીમખાંના આવા જૂલમથી, મ્હેં સંતાનસ્નેહનો ત્યાગ કર્યો! હું અને મ્હારો ભાઈ બન્ને પુત્રીઓને તથા મ્હારી સ્ત્રી અને ભોજાઇને કહેવા લાગ્યા કે, દેશ, પાપથી પૂર્ણ

થઇ ગયો છે, તેથી જાઓ, તમે સરયૂનો આશ્રય લો! સરયૂ તમારા જીવનનું કલંક ધોઇ નાંખશે! સરયૂ તમારી લોકલજ્જા નિવારણ કરશે! તેજ વખતે ચાર અબળાઓ સરયૂ નદીમાં પડી! તેમણે મ્લેચ્છ સંસ્પર્શ સ્વરૂપ પાપનું આવી રીતે પ્રાયશ્ચિત્ત કર્યું!! અમે બન્ને ભાઇઓએ પરિવારને નિર્ભય રાજ્યમાં મોકલી, સંસારત્યાગ કરવાનો ઠરાવ કીધો! મ્હારા મોટા ભાઇ ઘણા ધાર્મિક હતા, તેથી તેમણે સાધુસંગ પ્રાપ્ત કરવાને માટે, હિમાચલનો રસ્તો લીધો! મને પણ તેમણે સાથે આવવા કહ્યું. તે વખતે ઇર્ષાનો પ્રબલ અગ્નિ, મ્હારા હૃદયમાં પ્રજ્વલિત થયો હતો; મ્હેં ઇબ્રાહીમખાંનો પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો હતો; તે નિશ્ચયને મારાથી કોઈ પણ રીતે છોડાયો નહીં. મ્હારા ભાઇએ મને ઘણો સમજાવ્યો, પણ મ્હેં તેમનું કહેવું માન્યું નહીં અને તેમની સાથે ન જતાં, હું આ ઠગ લોકોની ટોળીમાં સામેલ થયો! મ્હેં તે વખતે એમ વિચાર્યું હતું કે, આ ઠગલોકોની મદદથી હું કોઇ પણ રીતે ઇબ્રાહીમખાંનો પ્રાણ લઇ શકીશ! પરંતુ પ્રતિહિંસા અને દુર્બુદ્ધિ, માણસને કેવળ દુઃખ અને કૃષ્ટ તરફ ખેંચી લઇ જાય છે! આ ઠગ લોકોની ટોળીમાં સામેલ થયા પછી, બરાબર એક મહિનાને અંતરે, દીલ્લી પાસેની એક નદી કાંઠે આ ઠગ લોકોએ એક સ્ત્રી અને બે પુરુષોનાં ખૂન કર્યાં! તેમનાં ખૂન કરી એક સ્ત્રી અને એક પુરુષનું શબ તેમણે બીજે દિવસે નદીમાં ફેંકી દીધું. પણ બીજા પુરુષનું શબ તેમણે નદીમાં નહીં નાંખતાં ત્યાંજ પડતું મુક્યું! બીજે દિવસે સવારે પેલા શબને જોતાંજ મ્હારું હૃદય વિદીર્ણ થઇ ગયું! તે શબને જોતાંજ મેં ઓળખ્યું કે, મ્હારી માસીના છોકરા પંડિત શાંતપ્રસાદનું એ શબ છે! તેઓ લાહોરમાં રહેતા હતા, પણ તેઓ લાહોરથી શા માટે દીલ્લી જતા હતા, તે હું જાણી શક્યો નહીં. આ ઠગ લોકોએ ત્રણ માણસોનું ખૂન કરી, તેમની સાથેની છોકરીને પોતે રાખી લીધી! તેને જોતાંજ મ્હેં ઓળખી કહાડી કે તે શાંતપ્રસાદની પુત્રી છે. તે વખતે હું મોટા વિચારમાં પડ્યો, કે આ છોકરીને માટે હવે મ્હારે શું કરવું? જો તેને બચાવવાને કંઇ યુક્તિ કરું અને તે આ લોકોના જાણવામાં આવે તો, તેઓ મને પણ મારી નાંખે! પરંતુ એટલામાં છોકરીને ભાગ્યે, એક સાહેબ અમારી ટોળીને પકડવા અમારી પાછળ દોડતો દોડતો આવ્યો! અહીં હાજર છે, તે અમરી જમાદારણને તે સાહેબે છોકરી સાથે પકડી; અને તે છોકરીને તેમણે કાનપુર મોકલાવી દીધી! ત્યાર પછી મ્હારા સાંભળવામાં આવ્યું કે, તે છોકરીને જયપાલસિંહ નામના કાપડના એક વેપારીએ, પોતાને ઘેર લઇ જઇ, પોતાની પુત્રીની પેઠે પાળી પોષીને મોટી કરી છે! ત્યાર

પછી આ ઠગની ટોળીપર મને ધિક્કાર ઉપજ્યો. તેથી મેં તેમનો સાથ મૂકી દઇ સંન્યાસીને વેશે ફરવા માંડયું! હજુ પણ હું ઈબ્રાહીમખાંના પ્રાણ લેવાની વાસના, મ્હારા મનમાંથી દૂર કરી શકયો ન હતો! પરંતુ બે વરસ પછી મ્હેં એવું સાંભળ્યું કે, સીતાપુરની રાણી નારાયણકુમારીને હાથે, ઈબ્રાહીમખાં માર્યો ગયો છે! એ ખબર ખરી છે કે ખોટી છે, તે તપાસવાને માટે હું સીતાપુર જતો હતો, એટલામાં રસ્તામાં દારોગાએ મને સંન્યાસીને વેશે, સીતાપુર જતો જોઈ પકડયો છે! અને "તું પણ ઠગ છે" એમ કહીને મને અહીં પકડી લાવ્યા છે! સાહેબ, હું ઠગ નથી—ચોર નથી કે લુંટારો નથી—"

તે વૃદ્ધ બ્રાહ્મણ આટલું બોલ્યા પછી, અત્યંત અસ્થિર થઇ ગયો અને શ્વાસપર શ્વાસ લેવા લાગ્યો! ત્યાર પછી ત્રણ ચાર કલાકની અંદર તેણે સંસારના શોકતાપથી સદાને માટે મુક્તિ મેળવી! તે મરણ પામ્યો! તેણે અમૃતમયનો અમૃત આશ્રય પ્રાપ્ત કર્યો!!

આ વૃદ્ધની બધી વાતો, આ વખતે એક ભગવાં વસ્ત્રધારી રૂપવાન્ યુવક ધ્યાન દઇને સાંભળતો હતો. તેને પણ સંન્યાસીને વેશે ફરતો જોઇ દારોગાએ પકડ્યો હતો! પકડ્યા પછી તે યુવકને મેજીસ્ટ્રેટ કોર્ટમાં મોકલવામાં આવ્યો; પરંતુ તે ઠગ છે એમ સાબીત નહીં થવાથી તેને છોડી દેવામાં આવ્યો. પરંતુ તેને છોડી દેતાં પહેલાં, મેજીસ્ટ્રેટે આ ઠગ લોકોની સાક્ષી તરીકે સેશનમાં મોકલ્યો. યુવક તે વૃદ્ધ બ્રાહ્મણના મૃત્યુ પછી, સેશન જડજને હાથ જોડીને કહેવા લાગ્યો; "મહારાજ! દીલ્લી પાસે મ્હારા પિતા શાંતપ્રસાદ અને અમારી એક દાસીનું આ જ ઠગ લોકોએ ખૂન કર્યું હતું. આ ઠગ લોકોના આઘાતથી હું તે વખતે અચેતન થઇને પડયો હતો, તેથી તે લોકોએ મને મરેલો ધારી, નદીમાં નાંખી દીધો! પણ નદીમાં વધારે પાણી નહીં હોવાથી હું બચવા પામ્યો છું! સહવારમાં જયારે મને ભાન આવ્યું ત્યારે એક સીપાઇએ મને નદીમાંથી બહાર કહાડી સીતાપુર મોકલાવી દીધો. ત્યારથી હું ભગવાં વસ્ત્ર પહેરી જ્યાં ત્યાં ફરતો ફરું છું. દારોગાએ મને નકામો પકડ્યો છે. હું આ લોકોને ઓળખતો જ નથી."

યુવકની વાત સાંભળી, સેશન જડજે તેને છોડી દેવા હુકમ કીધો. ફરી તેની સાક્ષી લેવાની જરૂર જણાઈ નહીં.



## ત્રયોવિંશ અધ્યાય.

### અયોધ્યાનાથ.

વૃદ્ધ બ્રાહ્મણના મૃત્યુ પછી, પેલા ભગવાં વસ્ત્રધારી યુવકે, આત ભક્તિ ભાવે તેને અગ્નિસંસ્કાર કર્યો; અને ત્યારપછી તે કાનપુર તરફ

ચાલ્યો ગયો. આ યુવકનું નામ પંડિત અયોધ્યાનાથ હતું. આ અધ્યાયના આરંભમાં જ અમે તેનું ઓળખાણ કરાવીએ છીએ. અયોધ્યાની અંદર સીતાપુરમાં ઘણાક કાશ્મીરી બ્રાહ્મણો રહેતા હતા; પરંતુ અયોધ્યાની હાલની અરાજકતાને લીધે, આ સઘળા બ્રાહ્મણ પંડિતોનું ત્યાં ચિહ્ન પણ જણાતું નથી! ઇ. સ. ૧૮૫૭ ના સીપાઇઓના બળવા પછી તો અયોધ્યાની ઉત્તરે કે પશ્ચિમ દિશામાં આવેલા ગામોમાં, શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ કે પંડિતોનો વંશ જ જોવામાં આવતો નથી! રોહીલાની લડાઇ વખતે, ઇ. સં. ૧૭૭૨ માં અંગ્રેજી લશ્કર અયોધ્યામાં આવ્યું, અને ત્યાર પછી પ્રાચીન ઉચ્ચ કુલના માણસોની સંખ્યા ઓછી થવા લાગી! બ્રાહ્મણ પંડિતોનો પરિવાર સમૂળો નાશ પામી ગયો, અને તેમને બદલે દુકાનદારો અને બીજા વેપારીઓમાં એક બે નવી જાતોની ઉત્પત્તિ થઇ! અયોધ્યામાં અને તેની આજુબાજુના ગામોમાં ઘણા શાસ્ત્ર વ્યવસાયી બ્રાહ્મણો રહેતા હતા, એ વાત તો ત્યાંની હાલની સ્થિતિ ઉપરથી કોઇ માની શકે એમ પણ નથી! ઘણા લોકોનું હજુ પણ એવું જ માનવું છે કે, અયોધ્યાની આસપાસ કેવળ મજુર અને વેપારી વર્ગ વસતો હતો; પરંતુ મુસલમાનોના અમલમાં પણ, આ પ્રદેશમાં શાસ્ત્રાનુશીલન સમુળગી લોપ થઇ ન હતી!

આ નવલકથામાં વર્ણવેલા બનાવોની, ત્રીસ ચાલીસ વર્ષ પહેલાં, પંડિત જવાલાપ્રસાદ અને પંડિત શાંતપ્રસાદ નામના બે ભાઇઓ, સીતાપુરમાં રહેતા હતા. જવાલાપ્રસાદ, રાજા દિગ્વિજયસિંહના ઘરનો પંડિત હતો. પરંતુ શાંતપ્રસાદ પોતાના મામા પંડિત શંભુપ્રસાદની પાસે, જ્યોતિષ્ શાસ્ત્ર શીખી પોતાના પરિવારસહ લાહોર રહેવા ચાલ્યો ગયો. જ્યોતિર્વેત્તા તરીકે તેણે લાહોરમાં ઘણી માનપ્રતિષ્ઠા મેળવી હતી. ત્યાર પછી પંદર સોળ વર્ષ પહેલાં, શાંતપ્રસાદની સ્ત્રી એક વરસની પુત્રીને અને ત્રેર વરસના એક પુત્રને મૂકી પરલોકવાસી થઈ. સ્ત્રીના મરણથી શાંતપ્રસાદને અતિશય શોક થયો. મા વિનાની ન્હાની પુત્રીને માટે, તેને ઘણી અવગડો પડવા લાગી. તેથી તેનો મોટોભાઈ પંડિત જવાલાપ્રસાદ, પુત્ર અને પુત્રીને મોકલી દેવા વારંવાર કહેવડાવા લાગ્યો. સ્ત્રીના મરણ પછી શાંતપ્રસાદ ત્રીજે વરસે પુત્ર, પુત્રી તથા એક વૃદ્ધ દાસીને લઈ સીતાપૂર ગયો. શાંતપ્રસાદના પુત્રનું નામ પંડિત અયોધ્યાનાથ હતું; પુત્રીનુ નામ કૈલાસેશ્વરી હતું. આ વખતે અયોધ્યાનાથની વય સોળ વર્ષની થઈ હતી. સીતાપુર જતી વખતે, રસ્તામાં દીલ્લી પાસે શાંતપ્રસાદ, તેના પુત્ર, પુત્રી અને દાસીપર ચોર લોકોએ હુમલો કર્યો. ચોર લોકોના આઘાતથી શાંતપ્રસાદ અને તેની વૃદ્ધ દાસીનું

મરણ નીપજ્યું. પરંતુ અયોધ્યાનાથ અચેતન થઇને ત્યાં જ પડ્યો રહ્યો. ઠગ લોકોએ તો ત્રણે માણસોને મરી ગયેલાં ધારી, તેમને નદીમાં નાંખી દીધાં. પરંતુ શાંતપ્રસાદનું મૃત દેહ નદીના કાંઠાપર પડયું રહ્યું. દાસીનું મૃત દેહ પાણીના વેગમાં આગળ ખેંચાઈ ગયું; અને અયોધ્યાનાથના તો બે પગ પાણીમાં અને માથું રેતીપર જઇને પડયું! અંધારી રાત્રે ઠગ લોકોએ આ ત્રણે જણાને નદીમાં નાંખ્યાં હતાં, એટલે આ બીના તેમના જાણવામાં આવી નહીં. સહવાર પડતાં તો તે લોકો શાંતપ્રસાદની ચાર વરસની પુત્રીને લઇ ત્યાંથી ન્હાસી ગયા!

સહવાર પડતાં અયોધ્યાનાથને ભાન આવ્યું. તેણે જોયું તો પોતાની પાસે જ પિતાનું શબ પડયું હતું. તે પિતાનું માથું ખોળામાં લઇને રડવા લાગ્યો! એટલામાં એક સીપાઈ ત્યાં આવી ચડયો. તેની આવી સ્થિતિ જોઈ તેને દયા આવી. અયોધ્યાનાથને તે પોતાને ઘેર લઇ ગયો અને તેના પિતાનું શબ તેણે થાણામાં મોકલાવી દીધું!

ત્યાર પછી તે દયાળુ સીપાઇએ, અયોધ્યાનાથને સીતાપુર પહોંચતો કર્યો. સીતાપુર પહોંચ્યા પછી, તે પોતાના કાકા જ્વાલાપ્રસાદને ત્યાં રહેવા લાગ્યો. ભાઈના આ પ્રકારે થયલા મરણથી જ્વાલાપ્રસાદને અતિશય શોક થયો. પરંતુ આવી સ્થિતિમાં શોક શિવાય એના પ્રતિકારનો બીજો કોઈ ઉપાય તેની પાસે ન હતો. કેટલાંક વરસ પછી પંડિત જ્વાલાપ્રસાદ અને તેની સ્ત્રી પણ મરણ પામ્યાં. અયોધ્યાનાથ, માતપિતા અને છેલ્લે કાકા કાકીથી પણ આવી રીતે વિમુખ બની, તદ્દન નિરાધાર થઈ ગયો !!

પંડિત જ્વાલાપ્રસાદના મરતાં પહેલાં, અયોધ્યાનાથે તેમની પાસે વેદ, સ્મૃતિ, ન્યાય, દર્શન ઇત્યાદિ નાનાં પ્રકારનાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. અયોધ્યાનાથ પોતે શાસ્ત્રજ્ઞ, સદ્ગુણી અને રૂપવાન્ હતો; તેથી જ્વાલાપ્રસાદના મરણ પછી, કેટલાંક વરસે, સીતાપુરના પ્રસિદ્ધ જમીનદાર ગંગાપ્રસાદની ત્રીજી પુત્રી માનકુમારીની સાથે અયોધ્યાનાથનાં લગ્ન થયાં અને ત્યારપછી તે સાસરીમાં જ રહેવા લાગ્યો.

પિતાના મરણ પછી, અયોધ્યાનાથ સર્વદા મનના દુઃખે ઉદાસ રહેતો હતો. તે પોતાની ન્હાની બ્હેન કૈલાસેશ્વરીને માટે હંમેશ એવો વિચાર કરતો હતો કે, તેને ચોર લોકોએ લઇ જઇને મારી તો નહીં નાંખી હોય? અથવા તેને જીવતી રાખીને કોઇ નીચને ત્યાં વેચી તો નહીં દીધી હોય? આવી આવી અનિશ્ચિતાવસ્થાથી તેના અંતરમાં સર્વદા શોકાનલ પ્રજ્વલિત થવા લાગ્યો! પરંતુ લગ્ન થયા પછી પોતાની સ્ત્રી માનકુમારીનું સદાચરણ, તેની સ્વામીભક્તિ અને તેનો અકપટ પ્રેમ; તથા ગંગાપ્રસાદ શાસ્ત્રી અને તેમની બન્ને પુત્રીઓનો સ્નેહપૂર્ણ વ્યવ-

હાર; કાશીનાથનો ત્યાગ ને સ્વીકાર અને નિઃસ્વાર્થ બંધુભાવ, આ બધાએ મૃતપ્રાય અયોધ્યાનાથને પુનર્જીવિત કર્યો! તેનું શોકદગ્ધ હૃદય, સ્નેહ-વારિના સ્પર્શથી સુશીતળ થયું!

## ચતુર્વિંશ અધ્યાય.

### દુઃખમાં દુઃખ.

પરંતુ અયોધ્યાનાથનું તે સુખ હમેશને માટે રહેવા પામ્યું નહીં! તેનાં લગ્નને સાત આઠ વરસ વીત્યા પછી, એક રાત્રે ચાલીશ પચાશ લૂટારાઓ, ગંગાપ્રસાદના ઘરમાં પેઠા અને ગંગાપ્રસાદ, કાશીનાથ, અયોધ્યાનાથ તથા ઘરમાંના સઘળા નોકર ચાકરને કેદ કરીને, હાથ પગ દોરડા વતી બાંધી, તેઓ માનકુમારીને લઇ ગયા! સહવાર થયું, એટલે ગામના લોકોએ આ વાત જાણી, તેમણે આવીને ગંગાપ્રસાદ વિગેરેને છોડવ્યા; પરંતુ માનકુમારીને માટે તેઓ શોકથી વિહ્વલ બની ગયા! ગંગાપ્રસાદ એ દિવસથી જ, પુત્રીના શોકે સંજ્ઞાશૂન્ય થઇને પથારીવશ થયો! થોડા દિવસ પછી ગંગાપ્રસાદને રાણી નારાયણકુમારીના મ્હેલમાં મૂકી, કાશીનાથ અને અયોધ્યાનાથ માનકુમારીની શોધને માટે બહાર નીકળી પડ્યા. છ મહિના સુધી જુદી જુદી ચોર, લુટારા અને ઠગ લોકોની ટોળીઓમાં તેઓએ તપાસ કરી, પણ માનકુમારીનો પત્તો લાગ્યો નહીં! ઘણી તપાસને અંતે રાજા દર્શનસિંહનાં કહાડી મૂકેલા એક નોકરના મ્હોંડે, તેમણે એવું સાંભળ્યું કે, માનકુમારીને રાજા દર્શનસિંહનાં માણસો હરણ કરી લઇ ગયાં છે; અને દર્શનસિંહે તેને નૃત્ય ગીત શીખવવાને માટે પંજાબ પણ મોકલી દીધી છે! જ્યારે તે નૃત્ય ગીતમાં નિપુણ થશે, ત્યારે તેને બાદશાહના જનાનામાં દર્શનસિંહ મોકલી દેશે!"

આ ખબર મળ્યા પછી, કાશીનાથ તથા અયોધ્યાનાથ લાહોર ગયા. તેમણે લાહોર મુલતાન વિગેરે ઘણાં શહેરોમાં માનકુમારીની શોધ કરી, પણ કોઈ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહીં! એટલું જ નહીં, પણ તેને માટે કોઇ આશાજનક ખબર પણ તેઓ મેળવી શક્યા નહીં!

આથી કાશીનાથ અતિશય નિરાશ બની ગયો! બ્હેનના શોકે તેને સંસારપર વિરાગ ઉપજાવ્યો! પંજાબથી પાછા ફરતી વખતે, તેણે અયોધ્યાનાથને દુઃખી થઇને કહ્યું; "ભાઇ! હું ધારું છું કે, દર્શનસિંહનાં માણસો માનકુમારીને પંજાબથી લખનૌ લઇ ગયાં છે. દુરાચારી દર્શનસિંહે તેને જરૂર બાદશાહના જનાનામાં દાખલ કરી દીધી હશે! હાય! હાય! માનકુમારી મરી ગઇ હોત તો, હું તેના મરણનો શોક અનાયાસે સહન કરી

શકત; પરંતુ મ્હારી બ્હેન બાદશાહના જનાનખાનામાં દાખલ છે; એ વિચારતાં મ્હારું હૃદય વિદીર્ણ થઇ જાય છે!! હવે મને જીવવાની ઇચ્છા જ નથી; હું આપઘાત કરીશ!!"

કાશીનાથને અયોધ્યાનાથે વિવિધ પ્રકારના પ્રબોધ વાક્યે સમજાવીને કહ્યું; "ભાઇ! આ વખત શું તમારે આપઘાત કરવાનો છે? તમે સમજુ છો, એમ હિંમત હારીને તમે આપઘાત કરશો, તો હું એકલો શું કરીશ? આ સંસારમાં દુ:ખ કોનાપર પડતું નથી? શ્રી રામચંદ્રજી જેવા મહાત્મા પુરુષોને પણ, દુ:ખે પોતાની ડાઢમાં ઘાલ્યા શિવાય છોડયા નથી, તો આપણે શા હીસાબમાં? તમે આપઘાત કરશો તો તમારા વૃદ્ધ પિતાની શી દશા થશે? તેઓ મૃતપ્રાય જેવા તો હાલ બની ગયા છે, તેમાં તમારો વિયોગ થતાં તો તે જરૂર પ્રાણત્યાગ કરશે! માટે ધીરજ ધરો. સંકટ સમયે ધીરજ મૂકવાથી, ઇચ્છિત કામ સિદ્ધ થતું નથી; અને સામું દુ:ખમાં વધારો થાય છે!!"

"હવે ધીરજ તે ક્યાં સુધી ધરવી? આજ કાલ કરતાં દોઢ વરસ થવા આવ્યું; પણ મ્હારી બ્હેનનો પત્તો લાગ્યો નહીં! જો તેણે આપઘાત નહીં કર્યો હશે તો જરૂર તેને બાદશાહના જનાનામાં મોકલી દેવામાં આવી હશે! અને તેથી જ મ્હારા પવિત્ર કુલને લાગેલા કલંકથી, મને હવે જીવતું સારું લાગતું નથી!" અતિશય સંતાપ પામીને કાશીનાથ બોલ્યો.

અયોધ્યાનાથ બોલ્યો; "ભાઇ! તમે આપઘાત કરવાનું કહો છો, પરંતુ તમે શું જાણુતા નથી કે, આપઘાત એ મહાપાપ છે! સંસારમાં જેટલા પ્રકારનાં પાપો છે, તેમાં આપઘાત સૌ કરતાં મોટું પાપ છે! તે છતાં તમે મ્હારું કહેવું નહીં માનીને આપઘાત કરશો તો, તમને પિતૃહત્યાનું પણ પાપ ચોંટશે! માટે આપઘાતનો ખોટો વિચાર મનમાંથી કહાડી નાંખો!!"

આપઘાત કરવાથી પિતૃહત્યાનું પાપ લાગશે, એ વાત સાંભળી કાશીનાથ થોડીવાર સ્તબ્ધ રહ્યો! પિતાને દુ:ખ થશે એ વિચારે, આવા સમયે કયો માર્ગ સારો છે, તે તપાસવા તેનું ચિત્ત પરોવાયું! પરંતુ થોડીવારમાં જ પાછું તેનું મસ્તક ફરી ગયું! તે બોલ્યો; "વારુ, આ સંસારમાં પાપપુણ્યનો ન્યાય કોણ કરે છે?"

અયોધ્યાનાથે કહ્યું; "પરમેશ્વર!"

કાશીનાથે કહ્યું; "ત્યારે હું આપઘાત કરીને પરમેશ્વર પાસે જઇશ! શું તે નિદ્રામાં પડયો છે? આવો ભયંકર જૂલમ તે જોતો નથી? અયોધ્યાની અસંખ્ય કુલ કામનીઓના આર્તનાદ અને ચીત્કાર, શું ત્હેના કાને સંભળાતા નથી? હું જરૂર અપઘાત કરીને તેની પાસે જઇશ–તેની સાથે લઢીશ!"

કાશીનાથને આમ ભ્રમિતની પેઠે લવતો જોઈ અયોધ્યાનાથ ઘણો ગભરાયો. અંતે નાનાપ્રકારની શાસ્ત્રોની વાતો કરી તે કાશીનાથને સમજાવતાં બોલ્યો; "ભાઈ! એમાં પરમેશ્વર તે શું કરે ? આપણે પોતપોતાનાં પાપનું ફળ ભોગવીએ છીએ ! પરમેશ્વરને વૃથા દોષિત કરવાથી આપણું શું વળશે ? !"

પરંતુ કાશીનાથ કંઈ શાસ્ત્રજ્ઞ નહતો. તે સરળ હૃદયનો પુરુષ હતો. તે હમેશાં હૃદયના વેગે અને તેના ઉચ્છ્વાસે ખેંચાતો હતો, તેથી તે વખતો વખત કામ પ્રસંગે શુભ અશુભ શોધી કહાડવાને અસમર્થ બનતો હતો. તેણે અયોધ્યાનાથને પૂછ્યું: "હવે તમે શું કરશો ?"

અયોધ્યાનાથ દ્રઢ ચિત્તે બોલ્યો; "માનકુમારી મ્હારી પ્રાણપ્રતિમા છે; તે મ્હારી જીવન સર્વસ્વ છે ! જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી હું ત્હેની શોધ કરીશ ! જ્યારે હું નિશ્ચિતરૂપે જાણુવા પામીશ કે, તેણે આપઘાત કર્યો છે, ત્યારે હું સંસાર ત્યાગ કરીશ, અરણ્યમાં જઇને, ઈશ્વર-સેવનમાં રહી, જીવનના બાકીના દહાડા પૂરા કરીશ !!"

આવી વાતો કરતા કરતા તેઓ બન્ને જણા, ગંગાનદીની પાસેના એક રસ્તાપર થઇને, દક્ષિણદિશા તરફ જતા હતા. તેઓ થોડું ચાલ્યા, એટલે નદીનો કાંઠો આવી લાગ્યો. તેઓ જે રસ્તે થઇને જતા હતા, તે રસ્તો નદીના પાણીથી આસરે વીશ બાવીશ હાથ ઉંચો હતો. કાશીનાથને, નદીનો કાંઠો જોઇ, પાછી ભ્રમિત અવસ્થા પ્રાપ્ત થઈ ! આપઘાત કરવાની પ્રબળ વાસના પાછી તેના મનમાં ઉદય થઈ ! તેણે અયોધ્યાનાથનો હાથ છોડવી, ગંગાની તરફ દોડતાં દોડતાં, અયોધ્યાનાથને કહ્યું; "અયોધ્યાનાથ ! હું જાઉં છું ! સદાને માટે જાઉં છું !" એટલું કહીને તે ગંગામાં કુદી પડયો અને પળવારમાં તો અદશ્ય થઈ ગયો !!

ત્યાંની ભેખડ ઉપરથી કાંઠા ઉપર જવાનો રસ્તો પણ નહતો, તેથી અયોધ્યાનાથ વિચારમાં પડયો કે, હવે શું કરવું ? તેની બુદ્ધિ હરાઇ ગઈ ! જનશૂન્ય નદી કાંઠો; પાસે કોઇની વસ્તી નહીં; કોની સાહાયતા માંગવી ? તે ઘણીવાર સ્તબ્ધ બનીને ભેખડ ઉપર બેસી રહ્યો ! તે એમ ધારતો હતો કે, થોડીવાર પછી, કાશીનાથનું શરીર જળ ઉપર તરી આવશે. પરંતુ એક પ્રહર થતાં સુધીમાં તો તેનું શરીર પાણીપર આવ્યું નહીં ! ત્યારે તેણે આશા છોડી. તેની ખાત્રી થઈ કે, કાશીનાથ ડૂબી ગયો !!

અયોધ્યાનાથને દુઃખપર દુઃખ આવ્યું ! કાશીનાથનો શોક ત્હેના હૃદયને પ્રજ્વલિત કરવા લાગ્યો ! તેની પરોપકારવૃત્તિ અને વૈરાગ્યની વાતો સંભારતાં સંભારતાં, અયોધ્યાનાથની આંખમાં આંસુ આવ્યાં !! પરંતુ બાલ્યાવસ્થામાંથી તે સંકટ સમયે ધીરજ ધરવાનું શીખ્યો હતો; વળી તે

શાઅત, ધર્મશીલ અને કર્ત્તવ્યપરાયણ હતો; તેથી વૃદ્ધ સસરાને હવે કેવી રીતે ધીરજ દેવી, તેની બે વિધવા પુત્રીઓનું હવે કેવી રીતે શાંત્વન કરવું, એના વિચારમાં તે પડ્યો ! અંતે ઘણીવાર વિચાર કર્યા પછી, તેણે નક્કી કર્યું કે, હવે પાછું સીતાપુર જવું ને ત્યાં જઇને નારાયણકુમારીને પૂછીને, પછી માનકુમારીની શોધમાં લખનૌ તરફ નીકળવું.

કાશીનાથે આપઘાત કર્યો, તેને સાતમે દિવસે, અયોધ્યાનાથ સીતાપૂર જઈ પહોંચ્યો; અને નારાયણકુમારી તથા ચંદ્રકુમારીને, તેણે બધી વાત કહી સંભળાવી. ભાઇના આપઘાતની વાત સાંભળી, ચંદ્રકુમારી શોકથી અધીર બની ગઇ! પરંતુ નારાયણકુમારીએ ધીરજ ધરી, બ્હેનના મનનું સમાધાન કરવા માંડયું. ગંગાપ્રસાદને તેઓએ કાશીનાથના આપઘાતની વાત કહી નહીં; કારણ કે પુત્રવિયોગથી તે તરત જ પ્રાણ ત્યાગ કરે, એમ હતું.

પછી નારાયણકુમારીની સંમતિ લઇ, અયોધ્યાનાથ માનકુમારીની શોધમાં પાછો લખનૌ તરફ ગયો. ત્રણ ચાર દિવસની અંદર તો તે લખનૌ આવી પહોંચ્યો. લખનૌમાં તે કદી સંન્યાસીને વેશે, કદી જોશીને વેશે, તો કદી ફેરીયાને વેશે, માનકુમારીની શોધ કરતો હતો. તેણે સીતાપુરથી લખનૌ આવતી વખતે ઘણું દ્રવ્ય સાથે લીધું હતું; તેથી બાદશાહના જનાનખાનાના ખોજાઓમાં, તેણે પૈસો વેરવા માંડયો. એમ કરતાં કેટલેક દિવસે, ખોરશેદઅલી નામના એક ખોજાની સાથે તેની ઓળખાણ થઇ. એક દિવસે ખોરશેદઅલીના હાથમાં પચ્ચીશ રૂપિયા મૂકી તેણે પૂછ્યું; "ભાઇ, નવાબના ખાસ મહેલમાં એક નવી બાઈ આવી છે, તેની સાથે શું નવાબના નિકા થઈ ગયા ?"

ખોરશેદઅલીએ કહ્યું; "હા, કુદશાબેગમ મરી ગયા પછી, નવાબે તેની સાથે નિકાહ કર્યા છે."

"કુદશાબેગમ કોણ ?"

ખોજો આશ્ચર્ય પામીને બોલ્યો; "તમે કયાં રહો છો ? શું કુદશાબેગમનું તમે નામ સાંભળ્યું નથી ?"

"નાજી મ્હેં કુદશાબેગમનુ નામ સાંભળ્યું નથી."

ખોજો બોલ્યો; "જહાંપનાહ, પહેલાં દિલ્લીના બાદશાહની છોકરી સાથે પરણ્યા હતા. તે જ પાદશાબેગમ ગણાય છે. ત્યાર પછી તેમણે કુદશાબેગમની સાથે નિકા કીધા હતા. કુદશાબેગમપર જહાંપનાહ ખુબ પ્યાર રાખતા હતા; અને હમેશાં તેની પાસે જ રહેતા હતા. પણ મોટા માણસ છે! એટલે ફરી તેમણે એકની સાથે નિકા કીધા! તેનું નામ નુરમહેલ છે. પછી, નવાબ, અમીરઉદ્દોલાની બ્હેનની સાથે પરણ્યા. તે તાજમહે-

લના નામથી ઓળખાય છે. **તાજમહેલ** પહેલાં બાઇ (નાયકા) હતી; પણ **નુરમહેલ** કે **તાજમહેલ** એ બેમાંથી કોઇ પણ બાદશાહને વશ કરી શકી નહીં, તેથી નિકાને પંદર દિવસ થયા પછી, ફરી બાદશાહ કુદશાબેગમની પાસે જવા લાગ્યા! પણ હાલ ત્રણ મહીના થયા કુદશાબેગમ મરી ગયાં છે. કુદશાબેગમને માટે, નવાબને ઘણું દુ:ખ ઉપજ્યું, તેથી તેના મરણ પછી બીજે મહીને તેમણે એક નવી છોકરીની સાથે નિકા કર્યા છે!"

અયોધ્યાનાથે આતુરતાથી પૂછ્યું; "તે નવી છોકરી હિંદુ છે કે મુસલમાન!"

"હિંદુ છે કે મુસલમાન તે તો કોણ જાણે." ખોજે કહ્યું.

"તે નવી છોકરીને, કયા દેશમાંથી લાવવામાં આવી છે?"

"રાજા દર્શનસિંહ તેને લઇ આવ્યો છે. તે કીયા દેશમાંથી લઇ આવ્યો છે, તેની મને ખબર નથી;" ખોજે જવાબ દીધો.

ખોજાની આવી વાત સાંભળી, અયોધ્યાનાથ સારી પેઠે સમજવા પામ્યો કે, આ નવી બેગમ **માનકુમારી** નથી; કારણ કે **માનકુમારી** પરમ સાધ્વી છે; તે કદી પણ પોતાનો ધર્મ તજીને બાદશાહની બેગમ થશે નહીં!

અયોધ્યાનાથને હવે દૃઢ નિશ્ચય થયો કે, **માનકુમારીએ** નક્કી આપઘાત કીધો છે. તેથી બીજે જ દિવસે તેણે **લખનૌ** છોડયું. તેણે પોતાના મનમાં એવો વિચાર કીધો કે, હવે **સીતાપુર** જઇને, **નારાયણકુમારી**, **ચંદ્રકુમારી** તથા વૃદ્ધ સસરાને લઇને **કાશી** જાઉં; કારણ કે **માનકુમારીની** શોધને માટે માણસથી થઇ શકે તેટલું મેં કર્યું છે. હવે દૈવબળ શિવાય, બીજો એક ઉપાય નથી.

આવા વિચારથી તેણે **સીતાપુરનો** રસ્તો લીધો. પરંતુ **સીતાપુર** પહોંચતાં પહેલાં તો તેણે રસ્તામાં એવું સાંભળ્યું કે, રાણી **નારાયણકુમારી**, **સીતાપુર** છોડીને **નેપાળ** તરફ ન્હાસી ગઇ છે. આ વળી નવું સંકટ! હવે શું કરવું? **સીતાપુર** જવું કે નહી? પરંતુ **સીતાપુર** જઇને **નારાયણકુમારી** વિના મારે એકલાં કરવું શું? આવા ને આવા ઘણીવાર સુધી વિચાર કર્યા પછી, તેણે મન સાથે નક્કી કીધું કે, દરેક કામ દૈવબળ ઉપર આધાર રાખે છે. અત્યાર સુધીની કરેલી મહેનત વ્યર્થ ગઇ! તેથી તેણે દૈવબળ ઉપર આધાર રાખી, સંન્યાસીને વેશે **કાશીનો** રસ્તો લીધો! પરંતુ રસ્તામાં ઠગ લોકોને પકડવા નીકળેલા દારોગાએ, તેને આવી તરૂણ વયમાં સંન્યાસીને વેશે ફરતો જોઇ, આ પણ કોઇ ઠગ હશે, એમ ધારીને, તેને પકડયો અને **ગોરખપુર** મોકલી દીધો! **ગોરખપુરમાં** જે કંઇ બન્યું, તે આગલા અધ્યાયમાં આપણે જોઇ ગયા છીએ.

——:o:——

# પંચવિંશ અધ્યાય.

## આશાની નિરાશા.

શ્રાવણ મહિનો હતો. સૂર્યનો પ્રચંડ તાપ પડતો હતો. સહવારના દશ અગીઆર વાગ્યા પછી કોઇ ન છુટકે જ ઘરની બહાર નીકળતું હતું! આકાશ પણ વાદળાં વિનાનું નિર્મળ જણાતું હતું. શ્રાવણ માસનો પ્રખર સૂર્ય ક્ષણે ક્ષણે વાદળાંઓમાં ઢંકાઇ જતો હતો, તેથી પ્રવાસીઓને દિવસના ભાગમાં ચાલવાનું ઘણું સુગમ પડતું હતું! પરંતુ આજ ત્રણ દિવસ થયાં, વાદળાં કે વૃષ્ટિનાં ચિહ્ન સુદ્ધાં જોવામાં આવતાં નથી. વળી ચોર લુંટારાઓની બ્હીકે રાત્રે કોઇ ઘરની બહાર નીકળતું નથી! ચોતરફ ચોર લુંટારાઓનો જૂલમ જારી હતો! પરંતુ તેમનાં કરતાં તો રાજ્યનાં માણસો લુંટફાટ બંધ કરવાને બ્હાને, પ્રજાપર બમણો જૂલમ કરતાં હતાં! ચોર લુંટારાઓને પકડવા ઘણા દારોગાઓ નીમાયા હતા; તેઓ રાત્રે પ્રવાસ કરતા માણસોને પકડી, તેમને લુંટારા તરીકે ઠોકી બેસાડી, મેજીસ્ટ્રેટ કોર્ટમાં ઘસડતા હતા! ઘણાં માણસો વિના અપરાધે દંડાઇ જતાં હતાં! કેટલાકોનો બે ત્રણ મહીને બંદીખાનામાંથી ન્યાય થયા પછી છુટકો થતો હતો! આવી રીતે ચોર અને લુંટારાઓને બદલે અયોધ્યાની રંક પ્રજાપર રાજ્યનાં માણસો જૂલમ કરતાં હતાં!!

કાનપુરથી થોડે દૂર, રાજ્યમાર્ગપર એક અશોકનું મોટું ઝાડ આવેલું છે. તેની શીતળ છાયા નીચે એક પ્રવાસી બિશ્રાંતિ લેતો બેઠો છે! એ પ્રવાસી તરુણ વયનો જણાય છે. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કરેલાં છે, જે તેના ગૌર વર્ણને લીધે અતિશય શોભા આપે છે! જો કે હાલ તેની મુખમુદ્રાપર શોક છાયા પ્રસરેલી છે, તોપણ તેના મુખપર દયા અને સ્નેહનો ભાવ પ્રગટ રીતે જણાય છે! આ યુવક કોણ છે?

પાણીના કળશ કેડપર લઇને, કેટલીક રમણીઓ ગંગાસ્નાન કરી ભીનાં વસ્ત્ર સાથે આ અશોકનાં ઝાડ આગળથી જતી હતી, તેમની નજર આ નવીન સંન્યાસી ઉપર પડી! એટલે તેમાંથી એક જણી બોલી—"આ માણસ કેવો સુંદર છે! આવી જુવાન વયમાં તે કેમ સંન્યાસી થયો હશે?" બીજી કહેવા લાગી—"હું ધારું છું કે, એના માબાપ મરી ગયાં હશે?" ત્રીજીએ કહ્યું "બાપ હશે પણ મા મરી ગઇ હશે!" ચોથીએ ઉમેર્યું "ના, ના, એની મા મરી ગયા પછી એના બાપે બીજી બૈરી કરી હશે!" પાંચમી બોલી એમ નહીં હોય, બાદશાહનાં માણસોએ એનાં ઘરબાર લૂંટી લીધાં હશે. અયોધ્યાના ઘણા લોકો ઘરબાર તજીને સંન્યાસી થઇ ગયા છે!"

આવી રીતે આ સ્ત્રીઓ આ નવીન સંન્યાસીને માટે પોતાના તર્ક બાંધી, ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ.

આપણો પ્રવાસી થોડીવાર થયાં અશોકના ઝાડ નીચે બેઠો હતો. તેણે પોતાના મનમાં એવું ધાર્યું હતું કે, બપોર નમ્યા પછી, શહેરમાં જઇશ. અશોકની સુશીતલ છાયાથી પ્રવાસીની પથશાંતિ ધીરે ધીરે દૂર થઇ. તે એકાગ્રચિત્તે વિચાર કરતો પોતાના મન સાથે બોલવા લાગ્યો, ‘માણસના ઉપાય, યત્ન અને પરિશ્રમથી કંઇ થતું નથી. દૈવબલ શિવાય આ દુસ્તર ભવસાગર પાર કરવાનો બીજો એકે ઉપાય નથી. દૈવબલ-થી જ અસંભવિત સંભવિત થાય છે ને અસાધ્ય સાધ્યરૂપ બને છે. બાર વરસ થયાં, કૈલાસેશ્વરીના શોકથી મ્હારું હ્રદય દગ્ધ થઇ જતું હતું: આ જન્મે તેની સાથે મળવાની આશા નહતી. પરંતુ પરમેશ્વરની કેવી કૃપા!! તેનો કેવો અપૂર્વ મહિમા! કૈલાસેશ્વરી હજુ જીવતી છે અને તે એક દયાળુ માણસને ઘેર રહી છે. પરમેશ્વરની ઇચ્છા હશે તો આજે તેની સાથે મ્હારો મેલાપ થશે. હે જગન્નિયંતા! કેવળ તમારી ઇચ્છાથી જ સઘળું થઇ શકે છે. દૈવબલ બીજું કંઇ નથી, તે તમારું જ કૌશલ છે!! મ્હારી પ્રાણેશ્વરીને દૈવબલે કોઇ સારા માણસનો આશ્રય મલ્યો હશે, તો તે પણ એક દિવસ મને મલશે. કોણ જાણે તે મ્હારા અદર્શને અને ભાઇ બ્હેનના વિયોગે કેટલું દુ:ખ ભોગવતી હશે!!”

તે યુવક આવી રીતે વિચાર કરતો કરતો સૂર્ય તરફ જોઇને બોલ્યો; “હે સર્વ શાક્ષી દિવાકર! તું સમગ્ર પૃથ્વીના કાર્યકલાપ જુએ છે! તો એકવાર કહે કે, મ્હારી પ્રાણપ્રતિમા ક્યાં છે? મ્હારી હ્રદયવાસિની કયે ઠેકાણે છે? હે દેવ! તમે સર્વત્ર વિચરણ કરી શકો છો, તેથી તમારી જાણ બહાર કોઇ વસ્તુ નથી. તો કહો, કૃપા કરીને કહો, કઇ દિશામાં જતાં મને મ્હારી પ્રિયાનાં દર્શન થશે?” ફરી પ્રચંડ અશોક વૃક્ષ તરફ વળીને તે બોલ્યો; “હે અશોક! તું પથિકની પથશાંતિ દૂર કરે છે, તું જગતનો શોક તાપ હરે છે, તેથી તને લોકો અશોક કહે છે, માટે તું મ્હારા હ્રદયનો શોક દૂર કર.”

આ યુવકને ગોરખપૂર મૂકયાને આ છઠ્ઠો દિવસ હતો. એ છ દિવ-સમાં તેણે થોડાં ઘણાં ફળ ફુલ શિવાય બીજો કોઇ પણ પ્રકારનો આહાર લીધો નહતો. તેથી ક્ષુધા અને તૃષાથી, તેનો જીવ અત્યારે ઘણો વ્યાકુલ બની ગયો હતો. હવે તે આ વૃક્ષ તળે આહાર માટે જોગવાઇ કરવા લાગ્યો. આહાર કર્યા પછી, બપોર નમ્યા, એટલે તેણે કાનપુરનો રસ્તો લીધો. કાનપુરમાં ગયા પછી, તેણે પ્રથમ કાપડની દુકાનો તરફ ચાલવા

માંડ્યું. અમારા વાચકોને આ યુવકનું ઓળખાણ આગળ કરાવવામાં આવ્યું છે. આ યુવક તે બીજો કોઇ નહીં, પણ પંડિત અયોધ્યાનાથ છે.



## ષડ્‌વિંશ અધ્યાય.

### શોધમાં.

કાનપુરમાં કાપડની ઘણી દુકાનો છે. તેમાં મેઘરાજસિંહ, લેખરાજપાંડે, દિગ્ગજશુકલ, બદ્રીલાલ ત્રવાડી, લાલા હનુમાનપ્રસાદ, દુર્જનસિંહ બાંકે અને માન્નાલાલ પાંડે વિગેરે કાપડના કેટલાક મુખ્ય વેપારીઓ હતા.

અયોધ્યાનાથ લેખરાજ પાંડેની દુકાન આગળ ઘણાં માણસોને એકઠાં થયેલાં જોઇ, તેમાંથી એક જણને પોતાની પાસે બોલાવીને પૂછ્યું, "ભાઇ, અહીં જયપાલસિંહની દુકાન કયાં આગળ છે?"

તે માણસે સામા પૂછ્યું; "જયપાલસિંહ કોણ છે? હું તેને નથી ઓળખતો!" એટલામાં એક બીજો માણસ આવ્યો. તે તેની વાત સાંભળીને બોલ્યો; "હા—હા—પહેલાં અહીં જયપાલસિંહની કાપડની દુકાન હતી. પણ ઘણાં વરસ થયાં તે તો અહીંથી દુકાન ઉઠાવીને ચાલ્યા ગયા છે."

અયોધ્યાનાથે પૂછ્યું; "તેઓ કયાં ગયા છે, તે તમે કહી શકો એમ છે?"

"ના, તેઓ કયાં ગયા છે, તે હું જાણતો નથી;" એટલું કહી તે માણસ પોતાને કામે ચાલ્યો ગયો.

અયોધ્યાનાથ ત્યાંથી થોડે દૂર આવેલી બદ્રીનાથ ત્રવાડીની દુકાન પાસે જઇ, ત્યાં એક માણસને જયપાલસિંહ વિષે પૂછ્યું. અહીં ત્રણ ચાર માણસો બેઠાં હતાં. તેમાંથી એક જણ બોલ્યો; "જયપાલસિંહને અહીંથી ગયે લગભગ પચાશ વરસ થયાં હશે." એ સાંભળી બીજો માણસ બોલ્યો; "ના, ના, પચાશ વરસ તો નહીં થયાં હોય; બહુ તો તેને ગયાને ત્રીશેક વરસ થયાં હશે." ત્રીજો માણસ બોલ્યો; "રે ત્રીશ વરસ? અરે સાઠ વરસ થયાં હશે સાઠ. જે વરસે મારાં લગન થયાં તેને બીજે વરસે જયપાલસિંહ અહીંથી ગયા!—"

આ ત્રીજા માણસની વય ત્રીશ વરસ કરતાં વધારે નહતી. વળી એનાં લગ્ન પાંચ છ વરસ પહેલાં થયાં હતાં. તેથી અયોધ્યાનાથ સમજી ગયો કે, આ બધાં બુદ્ધિહીન માણસો છે; અને તેમને વધારે પૂછવાનું હવે કંઇ પ્રયોજન નથી. એટલામાં પોતાની સામે એક સારા માણસને

આવતો જોઈ, અયોધ્યાનાથે પૂછ્યું; "ભાઇ! અહીં જયપાલસિંહની દુકાન ક્યાં છે, તે તમે જાણો છો?"

"જયપાલસિંહ તો અહીંથી ચાલ્યા ગયા છે. હું ધારું છું કે, તેઓ કદાચ મરી પણ ગયા હશે. પણ અહીંથી થોડે છેટે જતાં, જમણા હાથપર તેમનો એક બાગ છે, ત્યાં તેમનાં માણસો રહે છે. માટે તેમને જઇને પૂછશો તો, તમને ખરી ખબર મળશે."

અયોધ્યાનાથ જમણા હાથે, થોડે દૂર ગયા પછી, સામું જ એક બાગ તેના જોવામાં આવ્યો. બાગના દરવાજા આગળ કોઈ પણ માણસ નહીં હોવાથી તે ચાલ્યો ચાલ્યો બાગની અંદર ગયો. બાગની અંદર એક ન્હાનું બે મજલાનું મકાન જોઇને, તે ધીરે ધીરે તેના બારણાં આગળ જઇને ઉભો રહ્યો. બારણાંની વચ્ચે, બાગના માળીની પાસે એક સ્ત્રી રડતાં રડતાં તેને કહેતી હતી; "રાંડ કુલટા તો વળી રામ નામનો જપ કરે, રોજ ગંગાસ્નાન કરવા જાય અને કામ તો આવાં કરે! આટલા માટે જ છોકરીને પાળી પોષીને મોટી કરી. લુચ્ચી રાંડ! તેને બાદશાહના જનાનામાં મૂકવા ગઇ! હત્ રાંડ કુલટા!"

તે સ્ત્રીનાં આ વાક્યો, અયોધ્યાનાથને કાને પડતાંની સાથે જ તેનું હૃદય કંપી ઉઠયું! તે વિચારવા લાગ્યો કે, વળી કોની છોકરીને બાદશાહના જનાનામાં લઇ ગયા હશે! પરંતુ મનોભાવ ગુપ્ત રાખી, તેણે પાસે જઇ, પેલી સ્ત્રીને પૂછયું; "જયપાલસિંહનો બાગ તે આ જ કે? જયપાલસિંહ અહાયાં છે?"

પેલી સ્ત્રી જે અત્યાર સુધી નીચે મ્હોંડે બેસીને રડતી હતી, તે અયોધ્યાનાથનો પ્રશ્ન સાંભળી, સ્હેજ વિરક્ત ભાવે બોલી; "હા, જયપાલસિંહ અહીંયાં છે. તે વળી અહીંયા હોત તો મારી સીતાલક્ષ્મીને, કોણ લઇ જાય એમ હતું?"

તે સ્ત્રીના આવા હાવભાવ જોઇ, અયોધ્યાનાથની શંકા વધવા લાગી. તેણે આતુર થઇને પૂછયું; "જયપાલસિંહ શું મરી ગયા?" તે સ્ત્રીના બોલતાં પહેલાં માળી બોલ્યો; "ના, તેઓ મરી નથી ગયા—માંદા પડવાથી તેઓ અહીંથી ગયા છે. તમે અહીં કોને ખોળો છો?"

અયોધ્યાનાથ બોલ્યા; "જયપાલસિંહે જે છોકરીને પોતાને ત્યાં રાખી હતી, તે છોકરી હાલ ક્યાં છે?"

અયોધ્યાનાથનો છેલ્લો પ્રશ્ન સાંભળી, તે સ્ત્રીએ તેના મ્હોંડા સામું જોયું. અત્યાર સુધી તેણે અયોધ્યાનાથ તરફ નજર સુદ્ધાં કરી નહતી! અયોધ્યાનાથનાં ભગવાં વસ્ત્ર જોઇ તે બોલી; "મહારાજજી! તમને

જોષ જોતાં આવડે છે કે? પરમ દિવસે એક જોશી આવ્યો હતો; તે જોશીએ મને એવું કહ્યું હતું કે, સીતાલક્ષ્મી મારી પાસે પાછી આવશે. તે રાંડથી તેને રાખી શકાશે નહી. મેં તે જોશીને ચાર પૈસા આપ્યા હતા, હું તમને બે આના આપીશ. પણ—"

અયોધ્યાનાથે તેની વાત સાંભળી દીર્ઘ નિશ્વાસ મૂકયો. તેણે પોતાના મનમાં ધાર્યું કે, બધી આશા નિષ્ફળ નીવડી. તેની કૈલાસેશ્વરીને અહીંથી વળી કોઈ લખનૌ લઇ ગયું છે. પરંતુ સંકટ સમયે ધીરજ ધરવાની તેને ટેવ પડી હતી, તેથી તે પોતાનો મનોભાવ ગુપ્ત રાખી બોલ્યો; "સીતાલક્ષ્મી તમારી શું સગી થાય? તેને શું થયું છે?" તે સ્ત્રી બોલી; "સ્વામીજી! ત્યારે સાંભળો, હું બધી વાત તમને માંડીને કહું છું. તમે સારી રીતે જોશ જોઇને મને કહો કે, મારી સીતાલક્ષ્મી મને પાછી કયારે મળશે? તે ફરી મને મળશે કે?"

"તમારી સીતાલક્ષ્મીને માટે શું થયું છે; તે તો પહેલાં કહો!"

"મારી સીતાલક્ષ્મીને, બાદશાહના જનાનામાં મૂકવા અહીંથી તેને લખનૌ લઇ ગયા છે!"

"તેને કોણ લખનૌ લઇ ગયું છે?"

"પેલી રંડા–કુલટા?"

"સીતાલક્ષ્મી તમારી છોકરી થાય?"

"ના, સીતાલક્ષ્મી મારી છોકરી નથી. મારી છોકરી તો ગંગા નામની હતી. ગંગાનો ધણી મરી જવાથી, દર્શનસિંહે તેને બાદશાહના જનાનામાં સીપાઇની જગ્યા આપી છે. મારી ગંગાને હવે હું કયારે જોવા પામીશ? હાય, હાય! દીકરી!!" એમ કહી તે રડી પડી.

"ત્યારે સીતાલક્ષ્મી કોની છોકરી છે?"

"સીતાલક્ષ્મીનાં માબાપ કે સગું વ્હાલું કોઇ નથી. તેનાં માબાપ અને ભાઇ વિગેરેનું ઠગ લોકોએ ખૂન કર્યું હતું. તે પછી દર્શનસિંહનો બાપ, જયપાલસિંહ તેને અહીં લઇ આવ્યો હતો. હું ઘણાં વરસ થયાં, તેમને ત્યાં નોકર છું. દર્શનસિંહની મા મરી ગઇ, તે પહેલાંની હું તેમને ત્યાં રહી છું. મેં જ સીતાલક્ષ્મીને ઉછેરીને મોટી કરી હતી; હવે તો તે મોટી થઇ છે."

તે સ્ત્રીની સઘળી વાતોપરથી, અયોધ્યાનાથે સાર કહાડ્યો કે, તેની બ્હેન કૈલાસેશ્વરીને જ આ સ્ત્રી સીતાલક્ષ્મીને નામે ઓળખે છે. તેથી તેની સઘળી આશા નાશ પામી. તે પોતાના મનમાં બોલ્યો; "હા, પરમેશ્વર! મેં કૈલાસેશ્વરીને મળવાની આશા મૂકી હતી, તે જ આશાને—

મ્હેં મ્હારા હૃદયમાં ફરી સ્થાન આપ્યું. અરેરે ! આ દારુણ સમાચાર મ્હેં ન સાંભળ્યા હોત તો સારુ થાત."

આવી રીતે સંતાપ પામી તેણે તે સ્ત્રીને ફરી પૂછવા માંડ્યું; "દર્શનસિંહે જે છોકરીને ઉછેરી હતી, તેનું નામ જ શું સીતાલક્ષ્મી?"

"હા, તેનું જ નામ સીતાલક્ષ્મી. પણ તેને દર્શનસિંહે ઉછેરી ન હતી, પણ જયપાલસિંહે ઉછેરીને મોટી કરી હતી!"

"ત્યારે જયપાલસિંહે તેને લખનૌ કેમ લઇ જવા દીધી?"

"હાય, હાય! તે જ જ્યારે અહીંયાં હોત, તો મારી સીતાલક્ષ્મીને તે રાંડથી લઇ જવાત જ નહીં."

અયોધ્યાનાથ તેની બધી વાત સમજી શક્યો નહીં, તેથી તેણે ફરી પૂછ્યું; "તમે રાંડનું નામ લ્યો છો, તે કોણ છે?"

"તે રાંડ તમે જોઈ નથી? તે પહેલાં એક નાયકા હતી. દર્શનસિંહની મા મરી ગયા પછી, જયપાલસિંહ તેને અહીં લઈ આવ્યા હતા. પણ જયપાલસિંહ માંદા પડ્યા પછી, ફરી એ રાંડનું તેમણે મ્હોડું જોયું નથી. તે માંદા હતા, ત્યારે તેમની પાસે જ સીતાલક્ષ્મી રાત દિવસ બેસી રહેતી હતી, અને હું પણ તેમની સેવા ચાકરી કરતી હતી."

"હાલ જયપાલસિંહ ક્યાં છે?"

"દર્શનસિંહ તેમને લખનૌ લઇ ગયો છે."

અયોધ્યાનાથ ફરી વિચારમાં પડ્યો કે, આ સ્ત્રી કયા દર્શનસિંહની વાત કરે છે. જયપાલસિંહ તે બાદશાહના સેનાપતિ દર્શનસિંહના પિતા? તેણે પૂછ્યું; "તમે કયા દર્શનસિંહની વાત કરો છો? અયોધ્યાના બાદશાહના દરબારમાં, રાજા દર્શનસિંહ છે તેની?

તે સ્ત્રી ક્રોધથી બોલી, "હા—તે જ મુવો દર્શનસિંહ,* હવે તો તે રાજા થયો છે. મુવો રે એ રાજાનો થતો! લોકોની જુવાન વહુ દીકરીઓને, બાદશાહના જનાનામાં મોકલીને તે રાજા બન્યો છે. ધિક્કાર છે એના જીવતરને! મારી ગંગાને પણ તેણે મારી પાસેથી વિખૂટી કરી લખનૌ મોકલાવી દીધી છે. ગંગા નાત જાતમાંથી ગઇ, હવે તે આવે તો પણ કંઇ મારાથી તેને ઘરમાં રખાય?"

"તમે તમારી ગંગાને કેમ જવા દીધી?"

"મેં જવા દીધી? દર્શનસિંહનાં માણસો તેને સમજાવીને લઇ ગયાં. હું જાણુત તો તેનું માથું નહીં ભાંગી નાંખત?"

---

* કેટલાક અંગ્રેજ લેખકો એને બખ્તાવરસિંહના નામથી ઓળખે છે, પરંતુ એનું ખરું નામ દર્શનસિંહ જ છે.

એટલું બોલી તે સ્ત્રીએ ફરી રડતાં રડતાં કહ્યું; "સ્વામી મહારાજ! તમને હું શું કહું?" કેટલી બધી છોકરીઓને દર્શનસિંહે અહીં પકડી આણી હતી. કોણ જાણે કયા દેશમાંથી તે મુવો આટલી બધી છોકરીઓને પકડી લાવે છે? એ છોકરીઓમાં મારી સીતાલક્ષ્મી જેવી જ, એક સ્વરૂપવાન્ છોકરી હતી. તે સારાં માબાપની છોકરી હતી અને કોઇ મોટાના ઘરની વહુ હતી. તે અહીં આવ્યા પછી ફક્ત મરવાની જ વાત કરે. કેટલાક દિવસ પછી તો તે ગાંડી બની ગઇ. તે જ્યારે ત્યારે બાપા, ભાઈ, બહેન, પ્રાણ અયોધ્યાનાથ વિગેરેનાં નામો લઇ રડતી હતી. એ રાંડ તેની પાસે જાય, તો તે તેને મારવા ઉઠે. પણ મારી સીતાલક્ષ્મી પાસે જાય તો, તેને હેતથી બોલાવીને પાસે બેસાડે. તે વારંવાર મારી સીતાલક્ષ્મીનું મ્હોંડું બે હાથે હેતથી પકડીને કહેતી હતી કે, તું જ મારો અયોધ્યાનાથ, તું જ મારો પ્રાણેશ્વર છે! એક વરસમાં તો તે છોકરી મરવા જેવી થઇ ગઇ. મારી સીતાલક્ષ્મી તેની પાસે બેસીને રડતી અને તેનું જ્યારે ગળું સુકાય, ત્યારે ટીપું ટીપું દૂધ મૂકતી હતી. ત્રણ ચાર મહીના પછી તે સાજી થઇ, એટલે મારી સીતાલક્ષ્મીની સાથે, એ છોકરીને પણ તે રંડા લખનૌ લઇ ગઇ."

તે સ્ત્રીની સઘળી વાતો સાંભળીને, અયોધ્યાનાથ પુનઃ કંપી ઉઠ્યો. હવે તેની ખાત્રી થઇ કે, દર્શનસિંહનાં માણસો માનકુમારીને અહીંયાં જ લઇ આવ્યાં હતાં. તેણે તે સ્ત્રીને વિશેષ આગ્રહથી પૂછવા માંડ્યું; "તે બીજી છોકરીને અહીં કયા દેશથી લઇ આવ્યા હતા?"

"તે તો હું જાણતી નથી."

"તેણે પોતાના પતિનું કે પિતાનું નામ કોઇને કહ્યું નથી કે?"

"ના, તેણે કંઇ કહ્યું નથી. પણ તે કોઇને કહે પણ કેવી રીતે? તે અહીં આવી તેવી જ ગાંડી બની ગઈ; ત્યારપછી તે મરવા પડી અને સાજી થયા પછી તો, તે રાતદિવસ રડી રડીને પોતાનો વખત કહાડતી હતી."

અયોધ્યાનાથ થોડીવાર શાંત રહીને બોલ્યો; "તે છોકરીને શું રાજા દર્શનસિંહ અહીં લાવ્યા હતા?"

તે સ્ત્રી બોલી; "બધાં કારસ્થાન પેલી રાંડ કુલટાનાં છે. મહારાજ! હું તો તમારા આગળ જ આ બધી વાત કરું છું. બાકી એ બધું કોઇની આગળ કહેવાય તેમ નથી. જુઓને એ રંડા પહેલાં વેશ્યા હતી. દર્શનસિંહનો બાપ, તેને ઘણી ચ્હાતા હતા, તેથી તેઓ પોતાના ઘડપણ વખતે એ કુલટાને પોતાની કોટે બાંધી અને સૌને ખરાબ કીધાં! જ્યારે દર્શનસિંહના બાપ, માંદા સાજા ચાલ્યા જતા હતા અને તેની પાસે કોઇક જ

વખતે જતા હતા, ત્યારે દર્શનસિંહ રૂપાળી છોકરીઓને લઇ આવી, તેને આ કુલટાને સોંપે; અને તે રાંડ તેમને નાચવા ગાવાનું શીખવે."

"તમારી સીતાલક્ષ્મી પણ નાચતાં ગાતાં શીખી છે કે?"

"મારી સીતાલક્ષ્મીની નવ વરસની ઉમ્મર થઇ, ત્યાંસુધી તો તે જયપાલસિંહની પાસે જ રહેતી હતી. તેમનો વિચાર કોઇ સારે ઠેકાણે તેનાં લગ્ન કરવાનો હતો. જો તેનાં લગ્ન થાત તો હું પણ તેની સાથે જ જતે; અને આ રંડાની પાસેથી છૂટતે. પણ નશીબ એવાં ફુટેલાં કે, એવામાં જયપાલસિંહ માંદા પડ્યા અને તેથી સીતાલક્ષ્મીનાં લગ્ન થતાં અટકી ગયાં. દર્શનસિંહ પછી પોતાના બાપને બેભાન સ્થિતિમાં, અહીંથી લખનૌ લઇ ગયો, એટલે સીતાલક્ષ્મી અહીંયાં જ રહી. દર્શનસિંહ જતી વખતે પેલી કુલટાને, સીતાલક્ષ્મીને નાચવા ગાવાનું શીખવવા કહેતો ગયો, એટલે તે રાંડ તેને નાચવા ગાવાનું શીખવવા માંડ્યું. પેલી છોકરી તો ગાંડી બની ગઇ હતી, એટલે તેને તો નાચવા ગાવાનું કહેતાં જ તે સામું મારવા દોડતી હતી!!"

"ત્યારે તમારી સીતાલક્ષ્મી, બાદશાહના જનાનામાં જવાને કબુલ થઇ હશે."

"ના રે ના! પોતાની ખુશીથી, બાદશાહના જનાનામાં જાય એવી તે છોકરી નથી ને! તે જ્યારે ન્હાની હતી, ત્યારે તેનામાં સારું માઠું સમજવાની શક્તિ નહતી. પણ જ્યારે તે મોટી થઈ, ત્યારે તેને બધી વાતની સમજણ પડવા લાગી. જુઓને, ઠાકુર! તમને એક વાત કહું; પણ તે તમે દર્શનસિંહને કહેતા નહીં."

"ના, મ્હારે કહેવાની શી જરૂર? તમે તમારી બધી વાતો મને સમજાવીને કહો, તમે કોઈ વાતની ફીકર રાખશો નહીં. હું તમારી સીતાલક્ષ્મી તમને પાછી મળે એવી યુક્તિ કરીશ."

"ઠાકુર! તમે મારી સીતાલક્ષ્મીને લઇ આવશો? ત્યારે તો હું તમને દશ રૂપિયા આપીશ. તમે મારી સાથે ઉપર ચાલો, હું તમને બધી વાત માંડીને કહું. શું તમે લખનૌ જશો? જો જાઓ તો મારી ગંગાને પણ સાથે તેડતા આવજો."

તે સ્ત્રી એટલું કહીને અયોધ્યાનાથને ઉપર લઇ ગઇ. આ સ્ત્રીનું વાચકોને ઓળખાણ આપવાની જરૂર જેવું નથી. વાચકો તેને સ્હેજમાં ઓળખી શકે એમ છે; કારણ કે આગળ ઉપર, બુંદિયાદાસીને નામે વાચકોની સાથે એનું ઓળખાણ થયેલું છે.

બુંદિયા અને અયોધ્યાનાથ ઉપર ગયા. બુંદિયામાં લાંબી પહોંચ નહતી. તે બિચારી અતિશય ભોળી અને નિખાલસ મનની હતી. તે બધાં-

ને જ પોતાનાં માણસ ધારી, તેને પોતાના મનની વાતો કહેતી હતી. પૂર્વના અધ્યાયમાં વર્ણવેલી પેલી ડોશી શિવાય, બુંદિયા આ પૃથ્વીમાં બીજા કોઇ પણ માણસને પોતાનો શત્રુ ધારતી નહતી; પરંતુ તેની છોકરી ગંગા, જ્યારથી લખનૌ ગઈ ત્યારથી, તે દર્શનસિંહને પણ પોતાનો કટ્ટો શત્રુ સમજવા લાગી! એ સિવાય આખી પૃથ્વી તેને મિત્રવત્ ભાસતી હતી!

બુંદિયા પોતાનો ધણી મરી ગયા પછી, કદી પણ ખોટે રસ્તે ચાલી નહતી. ધણી મરી ગયા પછી તે પોતાના જમાઇને ત્યાં રહેતી હતી. પણ જ્યારે જમાઇનો પણ કાળ થયો, ત્યારે તે પોતાની વિધવા પુત્રીને સાથે લઇને, જયપાલસિંહની સ્ત્રીની દાસી તરીકે રહી. ત્રીસ વરસ સુધી બુંદિયા જયપાલસિંહની સ્ત્રીની દાસી તરીકે રહી હતી. ચાર વરસ થયાં દર્શનસિંહનાં માણસો તેની છોકરીને લખનૌ લઇ ગયાં હતાં. હાલ બુંદિયાની ઉમ્મર ઓછામાં ઓછી પચાશ વરસની હશે. પણ બુંદિયાને આટલી ઉમ્મરમાં પણ સંસાર વ્યવહારનું જોઇએ તેવું ભાન નહતું. બુંદિયાને તેથી બધાં મૂર્ખ અને અક્કલહીન સ્ત્રી ધારતાં હતાં. પરંતુ તેના હૃદયમાં સ્વાભાવિક ધર્મભાવ ઘણો પ્રબલ રહેલો હતો. તેને મિથ્યાચાર, કુડકપટ અને દંભ તરફ અતિશય ધિક્કાર હતો. તેથી જ બુંદિયાની સાથે પેલી ડોશીને બનતું નહતું. તે ડોશી જયપાલસિંહનો પૈસો કહડાવવા મથતી હતી, તેમાં બુંદિયા વખતો વખત આડે આવતી હતી. વળી કુમાર્ગે ચાલનારી સ્ત્રીપર, બુંદિયાનો વધારે તિરસ્કાર હતો, એટલે ડોશીની સાથે બુંદિયાને ન બને, એ દેખીતું જ છે.

બુંદિયા અયોધ્યાનાથને ઉપર લઇ જઇને, તેણે માન્ના અને નુનાની ઘણી ઘણી વાતો કહી સંભળાવી. તેની બધી વાતો લખવાની અહીં આવશ્યકતા નથી. માન્ના અને નુનાની એકંદર બધી હકીકત કહ્યા પછી, તે બોલી, “માન્ના અને નુના લખનૌ જતાં પહેલાં તેઓ રાત દહાડો એકઠાં બેસતાં ઉઠતાં અને રાત્રે પણ સાથે જ સુઇ રહેતાં હતાં. નુનાને માટે માન્નાના મનમાં ઘણું લાગતું હતું. એક રાત્રે તેઓ પોતાની ઓરડીમાં બેસી કોઇ છુપી વાતચિત કરતાં હતાં. મને કંઇ વ્હેમ જવાથી હું તેમની ઓરડી આગળ ઉભી રહી ને તેમની વાતચિત સાંભળવા લાગી. પણ મારાથી તેમની બધી વાતો કંઇ સંભળાઇ નહીં. પણ માન્ના અને નુનાએ પોતપોતાના ચોટલામાં એકેક છરી સંતાડી રાખી છે, એ તો મેં બારણાંની ફાંટમાંથી જોયું છે. ચોટલામાં છરી રાખવાનું કારણ એટલું જ છે કે, બાદશાહ અથવા બીજો કોઇ માણસ તેમનું શિયલભંગ કરવા આવે તો, તે જ વખતે પોતાના ગળામાં છરી ભોંકી દઇને પ્રાણ તજવા.

માનાએ નુનાને પોતાના પિતાનું અને પતિનું નામ કહ્યું છે. માનાના પિતાનું નામ ગંગારામ કે ગંગાનાથ એવું છે; પણ તેના પતિનું નામ પંડિત અયોધ્યાનાથ છે, એની તો મને ખરી ખાત્રી છે. તેમણે લખનૌ જવાની આગલી રાત્રે આ વિચારો અરસપરસ જણાવ્યા હતા; અને એક બીજાને ઓળખાણ પણ તે જ રાત્રે તેમણે કરાવી હતી. છેવટે રાત્રી પૂરી થયા પછી, માનાએ નુનાને એવું કહ્યું હતું કે, "નુના, તું નક્કી મારી ન્હાની નણંદ છે. મેં ગૂમાવેલું ધન પાછું મેળવ્યું છે અને એથી અપાર આનંદ થાય છે."

બુંદિયાની એકંદર વાતો સાંભળીને, અયોધ્યાનાથની પૂરેપૂરી ખાત્રી થઈ કે, તેની સ્ત્રી માનકુમારીને દર્શનસિંહ અહીંયાંજ લાવ્યો હતો અને તેથી બ્હેન કૈલાસેશ્વરી, બુંદિયા કહે છે તે જ સીતાલક્ષ્મી છે.

અયોધ્યાનાથ કાનપુરમાં આવ્યો, તેની પાંચ દિવસ પહેલાં, માનકુમારી અને કૈલાસેશ્વરીને લઇને પેલી ડોશી લખનૌ ગઇ હતી. અયોધ્યાનાથે બુંદિયાને સાથે લઇને, લખનૌ જવાનું નક્કી કીધું. બુંદિયાએ પણ લખનૌ આવવાને હા પાડી. પરંતુ આ સંસારમાં માણસ કદી પણ પોતાની ઇચ્છા પ્રમાણે કામ કરી શકતો નથી; કારણ કે તે બધું દૈવના ઉપર આધાર રાખે છે. માણસ તો, કેવલ સંસારના શ્રોતમાં વહ્યો જાય છે અને તેથી આ મ્હેં કર્યું, એવું અભિમાન માણસે કરવું જોઈતું નથી. અયોધ્યાનાથે બુંદિયાની સાથે લખનૌ જવાનું નક્કી કીધું; અને તે રાત્રી તેણે વિચારમાં જ પસાર કરી. પણ બીજે દિવસે તેને એવો સખ્ત તાવ આવ્યો કે, પથારીમાંથી તેનાથી ઉઠાયું સુદ્ધાં નહી; લખનૌ લખનૌને ઠેકાણે રહ્યું અને અયોધ્યાનાથને પથારી વશ થવું પડયું. દયાળુ બુંદિયા તેની ખંત રાખીને સેવા કરવા લાગી. પરંતુ બે વરસના પ્રવાસ દરમ્યાન, અનાહાર અને માનસિક દુ:ખથી તેનું શરીર તદ્દન અવશ થઇ ગયું હતું. તેમાં વળી તેને તાવ લાગુ થયો, એટલે બરાબર ત્રણ મહિના સુધી તેને પથારી વશ રહેવું પડયું. આ સ્થિતિમાં તે લખનૌ કેવી રીતે જઇ શકે? તેણે દૈવપર ભરોંસો રાખી, ધીરજ ધરવા માંડી. તે હમેશાં પ્રભુની પ્રાર્થના કરતો અને પોતાના વિયોગી વ્હાલાઓ માટે તેની દયા માંગતો. તે વારંવાર પોતાના મનને ઉપદેશ આપતો હતો કે, દૈવ દુર્વિપાક, દૈવબલથી જુદો નથી. દૈવ દુર્વિપાક જ, તેની સ્ત્રી અને બ્હેનને એક જ ઠેકાણે લઇ આવ્યો હતો; અને દૈવ દુર્વિપાક વડે જ, તે પોતાની બ્હેન તથા પત્નીની વર્ત્તમાન સ્થિતિ જાણવા પામ્યો હતો; તેથી ભવિષ્યમાં, તે જ તેમનાં રક્ષણનો માર્ગ ખુલ્લો કરશે! આવી રીતે પોતાના મનમાં ધીરજ ધરતો. તે ત્રણ મહિના સુધી કાનપૂરમાં માંદો રહ્યો. ભાદરવો, આશો

અને કારતક એમ ત્રણ મહિના તેણે જયપાલસિંહના બાગમાં ગાળ્યા! તેણે પહેલાં તો પોતાની ખરી ઓળખાણ બુંદિયાને આપી નહીં; પરંતુ જ્યારે તેનો મંદવાડ વધી પડ્યો, ત્યારે તેણે પોતાની ખરી ઓળખાણ બુંદિયાને આપીને કહ્યું, "બુંદિયા! તમે મ્હારી બ્હેનને પાળી પોષીને મોટી કરી છે. જો આ જ ઠેકાણે હું મરી જાઉં, ને મારા મરવા પછી, કદી મ્હારી બ્હેન અને આની સાથે તમારો મેલાપ થાય તો, મ્હારી સઘળી હકીકત તેમને કહેજો અને મ્હારાવતી તેમને ધીરજ દેજો!!"

## સપ્તવિંશ અધ્યાય.

### રેસીડંટ સાહેબ સાઠમારી જોય છે.

શ્રાવણમાસ પૂરો થયો. ભાદ્રમાસની શરુઆતમાં લોર્ડ બેન્ટીક લખનૌ આવ્યો. નગરમાં ધામધૂમો થવા લાગી. દેશ પ્રદેશથી માણસોનો જમાવ થવા લાગ્યો. બાદશાહનો સુચતુર સભાસદ સરફરાજખાં નાના પ્રકારના પશુપક્ષીઓથી પશુશાળા પરિપૂર્ણ કરવા લાગ્યો. પશુપક્ષીઓની સાઠમારી, નાયકાઓના નાચમુજરા, વગેરે અનેક પ્રકારના આમોદ પ્રમોદથી, અયોધ્યાનો બાદશાહ નસિરૂદ્દીન હયદર પોતાના દિવસો ગાળવા લાગ્યો. પરંતુ કોઇ પણ પ્રકારનું સ્થાયી સુખ અને હમેશની શાંતિ, તેના આવા મહામોંઘા આમોદ પ્રમોદથી પણ થવા પામી નહીં.

અહુણાં, અયોધ્યાનો રેસીડંટ બહાદર, ગવર્નર જનરલના આવ્યા પૂર્વે લખનૌ પધાર્યો છે. તેને રંજન કરવાની વરદી અપાઇ ચૂકી છે. ગોમતી નદીની પાસે મુબારક મંજીલ આવેલું છે. એની સામું જ એક ઉંચો અને મ્હોટો વરંડો ગવર્નર જનરલને રેસીડંટ બહાદુરના આમોદ પ્રમોદ માટે હાલ બાંધવામાં આવ્યો છે; કારણ કે ગવર્નર જનરલ, રેસિડેન્ટ અને બાદશાહના સભાસદો, આ વરંડામાં બેશી, સાઠમારી જોનાર છે! સાઠમારીની જગ્યા આ વરંડાની સન્મુખ જ નક્કી કરવામાં આવી છે.

અયોધ્યાના બાદશાહની પશુશાળામાં, આ વખતે દોઢસો હાથી, ચાર સિંહ, ચૌદ વાઘ, દશ ગેંડા, ત્રીશ જંગલી ભેંસો, સાત ઊંટ, દશ રીંછ, અને બીજા ઘણાં પશુપક્ષીઓનો સંગ્રહ હતો. આ સઘળા હિંસક અને વનપશુઓમાં કોનું કેટલું બળ છે, તેમણે પોતાના પ્રતિસ્પર્ધી સાથે કેવી રીતે લડાઇ કરવી, તે સૌ તેમને પહેલાંથી જ શીખવીને, તેમની પરીક્ષા કરવામાં આવી હતી અને તે પરીક્ષામાં ફતેહમંદ ઊતરનારને જ ગવર્નર જનરલની સન્મુખ સાઠમારીમાં રજુ કરવામાં આવનાર છે!

ઊંટ, એ ઘણું આળસુ પ્રાણી છે. તે કદી પણ કોઇની સાઠમારીમાં ઉતરતું નથી. પરંતુ ગવર્નર જનરલની સન્મુખ, ઊંટની જ સાઠમારી કરવી જોઇએ; તેનો જાતિ સ્વભાવ બદલવો જોઇએ. પરંતુ પરમેશ્વર તરફથી પ્રાપ્ત થયેલી પશુની પ્રકૃતિ માણસોથી શું કદાપિ કાળે સ્હેજ પણ બદલાઇ શકાય એમ છે? પરંતુ આશ્ચર્ય જેવું છે કે, સ્વભાવનો વિપર્યાસ, અયોધ્યાના સઘળા જીવજંતુઓમાં પરિલક્ષિત થતો હતો. બાળકો, બાળકીઓનાં વસ્ત્રો પહેરીને, સ્વચ્છંદે નગરમાં ફરતાં હતાં! માતપિતા પોતાની વ્હાલી પુત્રીઓને કુલની લાજ મુકી, બાદશાહની "મુતાહી" સ્ત્રી તરીકે, સામું જનાનામાં મૂકવા જતાં હતાં. સદાચારી ધર્મનિષ્ઠ બ્રાહ્મણો, ઉચ્ચ કુલમાં જન્મ લઇ, ચોર અને લૂંટારાઓની ટોળીઓમાં સામેલ થતા હતા. જે દેશની શાસનપ્રણાલિ, માણસની સ્વભાવ પ્રકૃતિ ફેરવવા સમર્થ થઇ છે, જે દેશના પ્રચલિત ધર્મે, માણસ માત્રને નિર્દય, હિંસક અને પાપી બનાવી મૂકયાં છે, તે દેશમાં ઊંટની પ્રકૃતિ ફેરવાઇ જાય, તો એ કંઈ આશ્ચર્ય જેવું નથી.

દરેક પશુ પક્ષીઓ મત્ત થયા વિના, કદી પણ અરસપરસ લડતાં નથી. મુસલમાનો મત્ત શબ્દનો ઉચ્ચાર કરવાને તદ્દન અસમર્થ બનેલા છે, તેથી લખનૌનો બાદશાહ અને તેના અમીર ઉમરાવો, પશુઓને "મત્ત"ને બદલે "મસ્ત" કરો, એમ કહેતા હતા. ઇંગ્રેજો એમ કહે છે કે, પશુઓને "માર્ષ્ટ" નહીં કરો, કારણ કે "માર્ષ્ટ" કરવાથી તેઓ લડી શકવાના નથી.

હિંદુઓ "મત્ત" શબ્દનો ઉચ્ચાર કરી શકે એમ છે; છતાં નવાબ અને ઇંગ્રેજોનું અનુકરણ કરીને તેમને પણ "મત્ત"ને બદલે, "મસ્ત" અથવા "માર્ષ્ટ" કહેવું પડે છે. અયોધ્યાનો બાદશાહ નસિરૂદ્દીન હુયદર પોતે, ઇંગ્રેજ રેસિડેન્ટ, બાદશાહના ખાસ દરબારના સભાસદો, વજીર મહમદઅલીખાન, રાજા દર્શનસિંહ, નાયબ દીવાન રાજા મયારામસિંહ વગેરે આજે ખાસ બંધાવેલા માંચડા ઉપર બેસી, પશુઓની સાઠમારી જોવાના છે.

આજે રેસીડંટને ખુશ રાખવા સાઠમારીની મૌજ શરુ થઇ. સરફરાજખાંએ, બે ઊંટોને માર્ષ્ટ (મત્ત) કરવાને માટે, પશુરક્ષકોને હુકમ આપ્યો છે. ઊંટને મત્ત કરતાં તેમના મ્હોંડામાંથી ફીણ કહાડવું પડે છે. રંગભૂમિમાં બે ઊંટોને લાવવામાં આવ્યાં. તેઓ મત્ત બનેલા હોવાથી, તેમના મ્હોંડામાંથી ફીણના લોચા બહાર નીકળવા લાગ્યા. ફીણ પડતાંની સાથે બન્ને ઊંટો ઉન્મત્ત થઇને પરસ્પર લડવા લાગ્યાં. થોડીવાર પછી એક ઊંટ હારીને ન્હાસી ગયું; તેની સાથે જ ઊંટની સાઠમારી પૂરી થઇ!

ઊંટની સાઠમારી પૂરી થયા પછી, ગેંડાની સાઠમારી શરુ થઇ. ગેંડા, એ સ્હેજમાં શાંત પ્રકૃતિ મેળવે છે. બિશપ હીબ્બાએ, ગાઝીઉદ્દિન હૈયદરના રાજ્ય અમલમાં ગેંડાની પીઠપર જીન માંડીને, ઘણાં માણસોને ઉભા રહેતાં જોયાં હતાં. પરંતુ ગેંડાની તે શાંત પ્રકૃતિ હાલ જણાતી નથી; કારણ કે તેઓ હવે સાઠમારી કરતાં શીખ્યા છે. એક બીજાને જોતાં જ હિંસાથી વિવશ થઇ તેઓ એકબીજાને મારવા દોડે છે.

ગેંડાની સાઠમારી પૂરી થયા પછી, વાઘની સાઠમારી શરુ થઇ. સાઠમારીને માટે પસંદ કરેલા બે વાઘને ચારો પાણી આપ્યા વિના કેટલાક દિવસ સુધી ભૂખ્યા રાખવામાં આવ્યા હતા, કે જેથી તેઓ સાઠમારી બરાબર કરી શકે! થોડીવાર પછી વાઘના રખેવાળોએ બે લોઢાના પાંજરામાં પૂરેલા વાઘને સાઠમારીના મેદાનમાં મૂકી દીધા. આ વખતે ચોતરફ એટલી બધી શાંતિ પથરાઇ ગઇ હતી કે, સોય પણ પડે તો તેનો અવાજ પણ સંભળાયા વિના રહે નહીં! સૌ કોઇ આ બન્ને વાઘોને ટગરટગર જોતા પોતાના મનમાં વિચાર કરતા હતા, કે હવે આ બેમાંથી કોણ હારે છે?

બાદશાહની પશુશાળામાં એક મોટો બળવાન્ વાઘ હતો, જેણે લખનૌમાં આવી અનેક લડાઇઓ જિતી હતી. આ વાઘનું નામ "કુગરા" હતું. તેનો દેખાવ ઘણો જ ભયંકર હતો, પરંતુ તેની ચીકણી અને ચમકદાર ખાલ ઉપર રહેલા કાળા અને પીળા રંગના ચટાપટા એવા સુંદર હતા કે, જ્યારે તે પ્રસન્નતાથી ચાલતો હતો, ત્યારે તેની લાંબી પીઠ ઘણી જ શોભાયમાન લાગતી હતી. આ વાઘના રખેવાળો એમ માનતા હતા કે, જગતમાં એની જોડ મળવી દુર્લભ છે! પરંતુ એકવાર લખનૌમાં તેમને એવી ખબર મળી કે, "કુગરા" ના જેવો જ એક બીજો બળવાન્ વાઘ હિમાલયની નીચે અને અયોધ્યા તથા નેપાળની વચ્ચે આવેલા જંગલમાં કેટલાંક માણસોએ પકડ્યો છે. જ્યારે એ સંબંધી નસિરૂદ્દીનને કહેવામાં આવ્યું, ત્યારે તેણે પેલાં માણસો પાસેથી એ વાઘને વેચાતો લીધો અને ત્યારથી તેને પશુશાળામાં સંભાળથી રાખવામાં આવ્યો. આજે "કુગરા"ની સાથે આ જ વાઘ સાઠમારીમાં ઉતરનાર હતો.

આ નવા વાઘનું નામ "તરાઈવાલા" હતું. પ્રથમ રખેવાળોએ બંને વાઘના પિંજરાં એકબીજાની સામે મૂકયાં, કે જેથી તેઓને જણાય કે અહીં એકબીજો વાઘ પણ છે; કારણ કે વાઘ ઘણો હિંસક અને બળવાન્ પ્રાણી હોય છે, તોપણ તે સ્વભાવતઃ ભીરુ હોય છે. કદી અચાનક તેના મનમાં કોઇ વાતનો ભય પેશી જાય તો, તે બ્હીકથી ન્હાસી જાય છે અને પછી તે કોઇની સાથે લડતો નથી.

ઉપર જણાવવામાં આવ્યું છે કે, સાઠમારીને માટે તેમને કેટલાક દિવસ સુધી ભૂખ્યા રાખવામાં આવ્યા હતા. પરંતુ જ્યારે તેમને અહીં લાવવામાં આવ્યા ત્યારે પોતાના જેવા જ એક બળવાન્ હરીફને જોઇને, તેઓ પોતપોતાના પિંજરામાંથી ન્હાસી જવાની ચેષ્ટા કરવા લાગ્યા. પરંતુ પિંજરામાંથી નીકળાય તેમ નહીં હોવાથી અંતે તેઓ પૂછડું દબાવીને, એક ખૂણામાં ચંપાઇ બેઠા અને એકબીજાને જોવા લાગ્યા.

ઘણીવાર સુધી આવી રીતે એક બીજાને જોયા પછી તેઓ પોતપોતાના પિંજરામાં ફરવા લાગ્યા. પિંજરામાં ફરતાં ફરતાં જ્યારે એક બીજાની નજર એક થતી હતી, ત્યારે તેઓ મેઘગર્જના જેવી બૂમો પાડીને, એક બીજાપર દાંત કચકચાવતા હતા.

કમાંડર–ઇન–ચીફ આ બન્ને વાઘને એકી નજરે જોઈ રહ્યો હતો, એટલામાં નસિરૂદ્દીને તેમને કહ્યું, "કહિયે સાહબ, આપ કીસપર બાજી બદતે હૈં?"

વાચકો નસિરૂદ્દીનના કહેવાનો ભાવાર્થ કદાચ સમજ્યા નહીં હોય. તે કમાંડર–ઇન–ચીફને આ વાઘની સાઠમારીમાં કોણ હારે છે અને કોણ જિતે છે, તે ઉપર શરત મૂકવાનું કહેતો હતો. પરંતુ નસિરૂદ્દીનના રાજ્યમાં અંધાધુંધી અને અનુશાસનનો પ્રબંધ જોઇએ તેવો નહીં હોવાથી, કંપની સરકાર તેના ઉપર ગુસ્સે હતી એથી, કમાંડર સાહેબ તેની સાથે બાજી મૂકતાં બ્હીતા હતા. તેઓ બોલ્યા, "હજુર, મુઝે માફ કરે!"

ત્યાર પછી નસિરૂદ્દીને રેસીડેન્ટ તરફ જોઇને કહ્યું, "રેસીડેન્ટ સાહબ, કગરાપર સૌ અશરફિયા!"

"અચ્છા હજુર, મુઝે કબુલ હૈ! મેરી સમઝમેં તો તીરાઇવાલા હી જિતેગા!" રેસીડેન્ટે કહ્યું.

આવું સાંભળીને નસિરૂદ્દીનને ઘણો આનંદ ઉપજ્યો, કારણ કે તેને હવે બાજી મૂકવામાં કંઇક આનંદ થતો હતો. ફરી તેણે નવાબ વજીર તરફ જોઇને પૂછ્યું; "કહો નવાબ, તુમ તરાઇવાલેપર બાજી લગાતે હો?"

"જહાંપનાહ! રેસીડેન્ટ સાહેબકી બુઝ, સદા ઠીક હોતી હૈ. મૈં ઉસપર હી બાજી બદુંગા!"

"અચ્છા તો કગરાપર સૌ અશરફિયાં હુઈ!" નસિરૂદ્દીને કહ્યું.

"હા, હજુર કબુલ હૈ;" નવાબ–વજીરે શરત કબુલ કરી.

આવી રીતે શરત કબુલ થયા પછી, વાઘના રખેવાળોને તેમના પિંજરાનાં બારણાં ખોલી મૂકવાનો હુકમ થયો. પિંજરાનું બારણું ઉઘડતાં જ "તરાઇવાળો" વાઘ એક છલંગની સાથે પિંજરામાંથી બહાર નીકળ્યો

અને પોતાનું મ્હોડું ફેરવી કંઇક ઉદ્વેગથી આમ તેમ પુછડું હલાવવા લાગ્યો.! પરંતુ "કગરો" તો જરા ક્રોધથી બહાર નીકળ્યો અને પોતાની ચાલ ઢાલમાં સ્હેજ પણ તફાવત કર્યાં વિના, અભિમાનથી પુછડું હલાવતો હલાવતો આગળ વધ્યો. આ વખતે તેમની વચ્ચે ૫૦ ફીટ જેટલું અંતર હતું.

અંતે "કુગરો" એ ચાર પગલાં આગળ વધી, પોતાનો વિપક્ષી જે તરફ ઉભો હતો, તે તરફ પોતાના આગલા પગ લંબાવીને બેસી ગયો. પરંતુ તેનો વિપક્ષી તેના તરફ ઘુરકી ઘુરકીને જોતો હતો અને ધીર ધીરે તેની સન્મુખ વધતો જતો હતો. આવું જોઇને ધીરે રહીને "કુગરો" ઉઠ્યો અને એકદમ શત્રુની સન્મુખ જવાને બદલે, તે આડો અવળો ગોળ ચક્કર દેતો આગળ વધવા લાગ્યો. હમણાં તેઓ એક બીજાપર ટૂટી પડશે, હમણાં તેઓ હાથોહાથ થઈ જશે, એવી આશામાંને આશામાં જોનારાઓ એકીનજરે તેમની હાલચાલ જોતા બેઠા હતા. આ બન્ને વાઘ ઘણા મોટા, એક બીજાથી અધિક સુંદર બળવાન્ અને પુષ્ટ હતા. "તરાઈવાળા"નો રંગ, "કુગરા"થી કંઇક હલકો હતો, તોપણ તેના શરીરપર કાળા રંગની ધારીયોની વચ્ચે જે પીળી ધારીયો હતી, તેથી તે કંઇક વધારે સુંદર લાગતો હતો.

"કુગરો" અને "તરાઈવાળો*" ધીરે ધીરે એક બીજાની સન્મુખ વધતા જતા હતા, એટલામાં "કગરા" એ એકાએક તડપ મારી! "કુગરો" આવી સાઠમારીઓ ઘણી જિત્યો હતો, તેથી તેને પોતાના બળપર પૂરેપૂરો ભરોસો હતો. તેની આ તડપ એવી અચાનક અને પ્રચંડ હતી, કે બીજા જોનારાઓને તો એમ જ લાગ્યું કે, તે કોઇ અન્ય બળથી અથવા વિદ્યુત શક્તિથી હવામાં ઉછળ્યો છે. આ વખતે "તરાઈવાળો" પણ અસાવધ નહતો. તેથી જેવા વેગથી 'કુગરો' હવામાં ઉછળ્યો તેવા જ વેગથી તે પણ ઉછળીને પાછો હઠ્યો. "કુગરા"નો આ દાવ ખાલી ગયો અને તેથી તે જમીનપર પડ્યો. તે હજુ પોતાના પગ જમીનપર ટેકવે છે, એટલામાં "તરાઈવાળો" તેનાપર ટૂટી પડયો. "તરાઈવાળાના" પંજા "કુગરા"ની ગરદનપર જઇને પડ્યા અને તેનું ભયાનક જડબુ તેના ગળાને વીંટળાઈ વળ્યું. પોતાને શત્રુને હાથે સપડાયેલો જોઇને, "કુગરા"એ ફરી એક છલંગ મારી. તેની છલંગ એવી જબરી હતી કે, તે છલંગની સાથે

---

* તિરાઇ, એ નેપાળ ભૂમિમાં અરણ્ય છે. એ અરણ્યમાં ઘણા વાઘો છે. તે વનમાંથી પકડેલો આણેલો માટે 'તરાઇ'નો અથવા 'તરાઇવાળો' એવું વાઘનું નામ આપ્યું હતું.

"તરાઈવાળો" પણ ઘસડાતો ચાલ્યો અને તે તેનાથી સંપૂર્ણ રીતે છૂટો પડી ગયો. તેનાથી છૂટો થયા પછી "કુગરા"એ મોટી ક્રૂરતાથી અને પ્રચંડ વેગથી એક ભયંકર બૂમ પાડીને પોતાના શત્રુપર બીજીવાર હુમલો કીધો!

આ જોઇને નસિરૂદ્દીન બોલ્યો, "સાબાશ! કુગરા સાબાશ!" ફરી તેણે નવાબ–વજીર તરફ જોઇને કહ્યું, "અબ મૈં ઇસિપર દોસૌં મોહર લગાતા હું." નવાબ–વજીર હસતાં હસતાં બોલ્યો, "જહાંપનાહકી યહી ખુશી હય તો યહી સહી!"

આ વખતે "તરાઈવાળો" વાઘ ઘણો પાસે હોવાથી તે "કુગરા"ના દાવથી બચી શકયો નહીં. બન્ને જણાઓ એક બીજાને વળગી પડ્યા અને પોતાના તીક્ષ્ણ પંજાવડે તેઓ અરસપરસ લડવા લાગ્યા. આવી રીતે પંજાથી અને મ્હોંડાથી એક બીજાને ડાંફા ભરતા, તેઓ મલ્લયુદ્ધ કરતા હતા. તેઓ એક બીજાના ગળાપર પોતાના મ્હોંડાં રાખીને તથા પંજાવડે એક બીજાની ગરદન પકડીને, પાછલા પગપર ઉભા રહીને લડતા હતા, કદી બૂમ બરાડા પાડીને તેઓ એક બીજાને પંજા મારતા હતા, કદી મ્હોંથી ડાંફા ભરતા હતા અને કદી પોતાના શત્રુને જમીનપર પછાડવા ઉદ્યોગ કરતા હતા. આવી રીતે એક બીજાને વળગીને તેઓ છ ફુટથી પણ વધારે ઉંચા થઇને પોતાના પાછલા પગવડે પ્રાણઘાતક યુદ્ધ કરતા હતા. તેમનાં ગોળ અને મોટાં માથાં તથા ભયંકર અને ચમકતી આંખો, તેમના સ્તંભ જેવા શરીરપર અત્યંત શોભાયમાન લાગતી હતી. તેમની દ્રઢતા, વીરતા અને શત્રુને પરાજિત કરવાની રીતિ એવી વિલક્ષણ હતી કે, સૌ કોઇ તેથી આશ્ચર્ય પામતુ હતું. તેઓ હવે મરવા જીવવાની અણીપર આવીને મલ્લયુદ્ધ કરતા હતા, જો કે તેમના શરીરમાંથી લોહી વહેતું હતું. તેમની હારજિત તેમના શારીરીક બળ ને શત્રુને પકડવાની રીતિ ઉપર અવલંબી રહેલી હોવાથી, તેઓ મરતા ઝથડતા પણ એક બીજાને વળગીને લડતા હતા!!

તેમના મલ્લયુદ્ધનું વર્ણન કરતાં જેટલીવાર અમને લાગે છે, તેટલીવાર તેમને યુદ્ધમાં લાગતી નહતી. કારણ કે તેમને પોતાના પંજાથી અને મ્હોંડાથી કામ લેવાનું છે, અમારે ખડીયો, કલમ અને કાગળની સાથે મગજની પાસેથી કામ લેવાનું છે, એટલે તેનાથી અમે પાછળ પડી જઇએ તો કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી! જે વખતે આ બન્ને વાઘ અખાડામાં પહેલવાનની પેઠે લડતા હતા, તે વખતે સૌ કોઇ શાંત થઇને તેમની તરફ જોઇ રહ્યા હતા. પરંતુ આ કૌતુક ઘણીવાર ચાલું રહ્યું નહી, કારણ કે "કુગરો" પોતાના શત્રુથી અધિક ઉગ્ર, દક્ષ અને બળવાન્ હોવાથી તેણે તેને જમીનપર પછાડયો અને તેની છાતીપર ચડી બેઠો.

"કુગરા"ની આવી ચપળતા જોઇને, બાદશાહે બૂમ પાડીને કહ્યું; "સાબાશ કુગરા ! સાબાશ !"

પરંતુ "કુગરા"નો આ દાવ ક્ષણમાત્રનો હતો; કારણ કે "કુગરા"ના પાછલા પગના પંજા "તરાઇવાળા"ના પેટ તરફ વળતા હતા, એટલામાં "તરાઇવાળા"એ "કુગરાના મ્હોંડાપર એક જોરથી પંજો માર્યો. તેનો આ છેલ્લો પંજો "કુગરા"ની આંખમાં લાગ્યો અને તેથી તેની એક આંખ નીકળી પડી! આંખની પીડાથી વ્યાકુલ થઇને, "કુગરા"એ એક ભયંકર ચીસ પાડી; ને તત્ક્ષણે પોતાના શત્રુને છોડી દીધો અને પોતે ન્હાસવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ "તરાઇવાળો" તેને હવે જવા દે તેમ નહતું. તેણે દ્રઢતાની સાથે તેનું ગળું પકડ્યું હતું. "કુગરો" ન્હાસી જવાનો વ્યર્થ યત્ન કરતો, "તરાઇવાળા"ને ધસડતો ઘણે દૂર લઇ ગયો. જો કે શત્રુના હાથથી છૂટવા તેણે ઘણું પરાક્રમ દાખવ્યું હતુ; પરંતુ તે "તરાઇવાળા"ના બળ આગળ સૌ નિષ્ફળ થયું. "કુગરા"ની આવી સ્થિતિ જોઇને "તરાઇ-વાળા" એ જમીનપર પડ્યાં પડ્યાં એક તડપે તેને ઉથલાવી નાંખ્યો અને તેની ઉપર ચ્હડી બેઠો ! !

થયું; સાઠમારી પૂરી થઇ ! "કુગરો" પોતાના શત્રુની નીચે પડ્યો હતો; તેના શરીરમાંથી ઠેકાણે ઠેકાણે લોહીની ધારાઓ વ્હેતી હતી. હવે તે ફરી પોતાના શત્રુની સાથે લડે, એવી તેની સ્થિતિ રહેવા પામી નહતી. વળી "તરાઇવાળાએ" પોતાનો એક પંજો તેના જડબાંપર મૂકીને તેના મ્હોંડાને ફેરવી નાંખ્યું હતું અને તેની ઉપર પોતાના દાંત સજ્જડ બેસાડી દીધા હતા. હવે "કુગરો" વિવશ થઇને આમતેમ પંજા મારતો તરફડીયાં ખાતો હતો. પરંતુ તે સ્પષ્ટ રીતે પોતાના શત્રુના દાવ નીચે આવી ગયો હતો.

"કુગરા"ની આવી સ્થિતિ નીહાળી, સાઠમારીના માંચડા ઉપરથી હિન્દી અને અંગ્રેજી ભાષામાં લોકો કહેવા લાગ્યા, "કુગરો હાર્યો !" "કુગરો હાર્યો !"

નસિરૂદ્દીને પણ કબુલ કીધું કે, "હાં, કુગરા હાર ગયા !" તે જ વખતે "કુગરા"નું પિંજરૂં રખેવાળોએ ખોલી દીધું અને "તરાઇવાળા"ને ત્યાંથી હઠાવવા તે લોકોએ પ્રયત્ન કરવા માંડ્યો.

ત્યાર પછી તરત જ અગ્નિપર તપાવેલા લોઢાના સળીયા "તરાઇ-વાળા"ને ચાંપવામાં આવ્યા, કે જેથી તે "કુગરા"ને છોડી દે ! આખી સાઠમારીમાં આ જ કામ જો કે નિર્દય હતું. તોપણ "તરાઇવાળા"ને તેના હાથમાંથી છોડવવાનો એ વિના બીજો એકે ઉપાય નહતો.

અંતે "તરાઇવાળા"એ સળીયાથી દાઝીને "કુગરા"ને મૂકી દીધો; એટલે "કુગરો" ઝટપટ પોતાના પિંજરામાં ભરાઈ ગયો. આ વખતે પરાજયનાં ચિહ્ન તેની ચાલ ઉપરથી સ્પષ્ટ માલમ પડતાં હતાં. તે જે વખતે પુછડું દબાવીને પોતાના પિંજરા તરફ જતો હતો, તે વખતે તેના શરીરમાંથી લોહી વહેતું હતું. જો કે તે ન્હાસતો ન્હાસતો પોતાના પિંજરા તરફ જતો હતો, તોપણ તે ઘોડાના જેવા વેગથી ન્હાસતો ન હતો, પરંતુ બીલાડીની પેઠે પગલાં મૂકતો અને પોતાનું શરીર સંકોચતો ન્હાસતો હતો. "તરાઇવાળો" પણ પોતાના પરાજિત શત્રુને ઘુરકી ઘુરકીને જોતો હતો. જ્યારે "કુગરો" પોતાના પિંજરામાં ભરાઇ ગયો, ત્યારે "તરાઇવાળો" અભિમાનથી ઉઠીને પોતાના પિંજરા તરફ ગયો. તે પણ ઘાયલ થયો હતો, કારણ કે તેના શરીરમાંથી પણ લોહી વહેતું હતું; અને તેથી તેને આ વિજય સ્હેજે પ્રાપ્ત થયો ન હતો; પરંતુ ઘણી કઠીનતાથી પ્રાપ્ત થયો હતો, એમ સ્પષ્ટ જણાતું હતું.

વાઘ પછી હાથીની સાઠમારી થઇ. "માલિયાર" નામનો બાદશાહનો એક પ્રચંડ હાથી, બાદશાહના હાથીખાનામાં હતો. તે નહીં નહીં તો એવી સો સવાસો સાઠમારીમાં ઊતર્યો હતો; અને તેમાં તેણે મોટે ભાગે જિત મેળવી હતી. અગાઉ એક સાઠમારીમાં "માલિયાર"નો આગલો એકદાંત ભાંગી ગયો હતો. આજે તેના જેવા જ એક બીજા પ્રચંડ હાથીની સાથે "માલિયાર"ને સાઠમારીમાં ઊતરવાનું હતું. બન્ને હાથીઓના માવતો, પોતપોતાના હાથીઓને આમ તેમ ફેરવવા લાગ્યા. માવતો પણ શૂરપર ચઢ્યા હતા; કારણ કે જેનો હાથી જિતે, તેને ઇનામ મળનાર હતું. આમ તેમ ફર્યા પછી, બન્ને હાથીઓ એક બીજાનાં માથાં લડાવવા લાગ્યા. જોસભેર એક બીજાના માથામાં ટક્કર મારતા હાથીઓ, આ વખતે ખરેખરા મદોન્મત્ત બન્યા હતા. થોડી વારમાં જ, બીજો હાથી, "માલિયાર"ના મારથી હારી જઇને ન્હાસવા લાગ્યો! "માલિયાર" ખરા વીરની પેઠે, ન્હાસતા શત્રુ પ્રતિ દયા દેખાડી, તેની પાછળ દોડતાં અટક્યો. પરંતુ માંચડા ઉપરથી બાદશાહે એવો હુકમ આપ્યો કે, "માલિયારને ફરી મસ્ત કરો." અંગ્રેજ સભાસદો તે ઉપરથી બોલી ઉઠ્યા, "માલિયારને જરૂર મસ્ત કરવો જોઇએ; કારણ કે તે વિના ખરી મજાહ આવવાની નથી." હાથીનો માવત, ઇનામ લેવાની લાલચે, "માલિયાર"ને ફરી દોડાવવા પ્રયત્ન કરવા લાગ્યો. તેની સાથે જ "માલિયારે" ક્રોધ કરી, પોતાની સુંઢવડે માવતને નીચે પટકી પાડ્યો. માવતના તે જ વેળા પ્રાણ નીકળી ગયા. "માલિયાર" વધુ ક્રૂર થઈ, મૃત માવતનો એકએક હાથ, પોતાની સુંઢવડે જોરથી જૂદો કરી, તેને અંતરિક્ષમાં ઉરાડવા લાગ્યો.

મૃત માવતની સ્ત્રી, પોતાના એક બાળકને કેડપર બેસાડી, બાજુ-પર ઉભી રહી હતી, તે પોતાના પતિનું મૃત્યુ જોઇ, બાળકને પીઠપર લઇ માલિયારની તરફ દોડી. માંચડા ઉપરથી માવતની સ્ત્રીને હાથીની પાસે દોડતી જોઇને, રેસિડેન્ટ સાહેબે માણસોને અટકાવવાનો હુકમ આપ્યો કે, "માવતની સ્ત્રીને બચાવો!" પણ સીપાઇઓ હથિયાર બાંધે અને તેને અટકાવે તે પહેલાં તો, માવતની સ્ત્રી, હાથીની પાસે જઇને કહેવા લાગી; "નિર્દય માલિયાર! ક્રૂર માલિયાર! તેં મારા પતિના પ્રાણ લીધા? મારું છત્ર હરી લીધું? હવે મને જીવતી રાખીને શું કરે છે? મને પણ મારી નાંખ!"

રેસિડેન્ટ અને બીજાં માણસો ધારવા લાગ્યાં કે, હાથી ગાંડો બન્યો છે, તેથી માવતની સ્ત્રીને જરૂર મારી નાંખશે. પરંતુ કેવું આશ્ચર્ય! માવતની સ્ત્રીને રડતી જોઇ, હાથી દુઃખી થયો હોય એમ જણાયું; અને થોડીવારમાં તો તેની આંખોમાં આંસુ આવ્યાં. તે સાથે તરત જ તેણે માવતના મૃતદેહના ઉપરથી પોતાનો પગ ખસેડી લીધો; એટલે સ્વાર લોકો લોઢાની મજબૂત સાંકળથી તેને પકડવા આવ્યા. પણ હાથી તેમની સામું દોડ્યો. સ્વાર લોકોનો જીવ તાળવે ટીંગાયો. તે લોકો જીવ લઇને આમતેમ ન્હાસવા લાગ્યા. પણ હાથીની ઝડપ આગળ તેઓ ન્હાસીને કેટલે દૂર ન્હાસે? બાદશાહે જોયું કે, હાથી બે ચાર માણસોની હાની કરી નાંખશે, માટે તેણે માવતની સ્ત્રીને એકદમ હાથીને લઇ જવા હુકમ કીધો. માવતની સ્ત્રીના એક ઇસારાની સાથે જ, હાથી, સ્વાર લોકોની પાછળ દોડતાં અટકયો અને તેની પાસે આવ્યો. માવતના બાળકો માલિયારની સુંઢ પકડી રમવા લાગ્યા. મૃત માવત પોતાના કુટું-બની સાથે આ હાથીનું પણ પ્રતિપાલન કરતો હતો અને હંમેશ તેના બાળકો સાથે રમતો હતો. તે કદાપિ પોતાના પાળકને આવી રીતે મારતે નહીં; પણ પ્રતિસ્પર્ધી ઉપર મેળવેલી જિતથી, અને અતિશય શ્રમથી, તે ઉન્મત બનેલો હતો; તેમ જ, તેને હાથે માવતનું મૃત્યુ નિર્માણ થયેલું હતું, તેથી આવો અનિષ્ટ પ્રકાર બનવા પામ્યો!

બાદશાહે હાથીને લઇ જવાનો હુકમ કીધો કે, તરત માવતની સ્ત્રીએ હાથીને જમીનપર સુવા કહ્યું. તેની સાથે જ હાથી જમીનપર સુઇ ગયો. એટલે માવતની સ્ત્રી પોતાના બાળકો સાથે હાથીપર બેસી, ત્યાંથી ચાલી ગઇ; અને આવી રીતે પશુઓની સાઠમારી પૂરી થઇ.

બીજે દિવસે પક્ષીઓની સાઠમારી થઇ. કુકડાની સાથે કુકડોં, કબુ-તરની સાથે કબુતર; એમ એક બીજાની સાથે સાઠમારી થઇ. ત્યાર પછી

કેટલાક દિવસે હરણુની સાઠમારી થઇ. એક જ જાતની રમત ગમતથી, નસિરૂદ્દીનનું મન પ્રફુલ્લિત થતું નહતું, તેથી દરરોજ નવી નવી રમત ગમતોની તૈયારીઓ થતી હતી અને તેને માટે, ખાસ દરબારના સભાસદોને હમેશ મંડ્યા રહેવું પડતું હતું.

## અષ્ટાવિંશ અધ્યાય.

### અસારે કેવળ અશાન્તિ!

પછી મારા હાથે જે જે કાર્યો કર્યાં હતાં અને કરવાને માટે મેં જે મહેનત ઉઠાવી હતી તે સર્વપર,મેં મારી નજર ફેરવી; અને જુઓ કે, તે સર્વ માયાવી અને પ્રકૃતિઓની ઉપાધિઓ હતી, અને જગતમાં કંઇ લાભ હતો.*

**ઇકલીસીયાસ્ટસ**, પ્રકરણ ૨–૨.

પશુ અને પક્ષીઓની સાઠમારી જોઇ, **નસિરૂદ્દીન** ઘણો ખુશી થયો હતો; અને એ કામ **સરફરાજખાં**ને સોંપવામાં આવ્યું હતું; તે તેણે ઉત્તમ રીતે પાર પાડેલું જોઇ, **નસિરૂદ્દીન**ને વધારે આનંદ થયો હતો. એ આનંદના આવેશમાં તેણે એક ખાસ દરબાર ભરી, તેમાં **સરફરાજખાં**નાં વખાણ કીધાં. પણ તેથી **દર્શનસિંહ** અંતરમાંને અંતરમાં ઈર્ષાથી બળવા લાગ્યો. વળી **દર્શનસિંહ**ને જે કામ સોંપવામાં આવ્યું હતું, તે તેણે હજુ સુધી પૂરું કીધું નહતું. **માના** અને **નુના** **લખનૌ** આવ્યા પછી, **માના** એકાએક માંદી પડી અને એ મંદવાડમાં તેની હાલવા ચાલવાની શક્તિ પણ હરાઇ ગઇ. ફરિદબખ્શ રાજભુવનથી દોઢ ગાઉ દૂર, ગોમતી નદીના કાંઠા ઉપરના એક બાગમાં, **માના**, **નુના** અને પેલી ડોશી રહેતાં હતાં. **દર્શનસિંહ**નાં માણસો હમેશ ત્યાં પડ્યાં ને પાથર્યાં રહેતાં હતાં અને તેમની ચોકી કરતાં હતાં.

**માના** માંદી પડવાથી, **દર્શનસિંહ** મોટી ચિંતામાં પડ્યો! કારણ કે **કાસ્મીરી** નાયકા લાવવા માટે તેણે બાદશાહ પાસેથી એક લાખ રૂપિયા લીધા હતા. કાસ્મીરી નાયકાને બદલે તે **માના** અને **નુના**ને

* Then I looked on all the works that my hands had wrought, and on the labour that I had laboured to do: and, behold, all was vanity and vexation of spirits, and there was no profit under the sun—

*Eclesiastes chapter II—2.*

અહીં લઇ આવ્યો હતો. પરંતુ એ બન્ને જણીઓને પણ તે બાદશાહની સન્મુખ હજુ સુધી રજુ કરી શક્યો નહતો. જો માના માંદી પડી ન હત તો, તેમ થઈ શકત; અને બાદશાહને ઉંધું ચત્તું સમજાવીને પોતાનું કામ કહાડી લેત. પરંતુ માનાના મંદવાડે તેને મોટી ચિંતામાં ઘેર્યો. વખતે વાત બહાર પડે અને કોઇ શત્રુ બાદશાહને જઇને કહે કે, દર્શનસિંહ જે સ્ત્રીઓને લઇ આવ્યો છે, તે કાસ્મીરી નાયકા નથી; પરંતુ કોઇ અજાણી અને જબરજસ્તીથી પકડી આણેલી પરાયી સ્ત્રીઓ છે, ત્યારે તો તે નિશ્ચય પદચ્યુત થાય, એમાં સંદેહ જ નહીં ! પંદર દિવસ અગાઉ તેણે પોતાના મનમાં એવું ધારી મૂક્યું હતું કે, કાસ્મીરી નાયકાને બદલે માના અને નુનાને બાદશાહની પાસે મોકલવાથી, તે વધારે પ્રીતિપાત્ર થઇ પડ્યા વિના રહેશે નહીં. આવો નીચ હેતુ પૂર્ણ થવાથી હકીમ મહમદ અલીખાંને બદલે તે અયોધ્યાનો વજીર બનવા પામશે ! પરંતુ દર્શનસિંહની આશા, મનમાંની મનમાં રહી અને અયોધ્યાનો અમાત્ય થવાને બદલે, તેને હાલના અધિકારપરથી ઘેર બેસવાનો વખત આવ્યો ! પદપ્રભુત્વનો લાલસા રાખનારો અને તે લાલસામાં પડી, ગમે તેવા અધર્મ આદરનારો દર્શનસિંહ, એમ ધારતો હતો કે, હકીમ મહમદ અલીખાં, અયોધ્યાનો વજીર હોવા છતાં પણ, તે બાદશાહની ખાસ દરબારનો સભાસદ નથી. તેથી માન્ના અને નુનાને લીધે, બાદશાહની પ્રીતિ સંપાદન થાય તો, પ્રધાનમંત્રીનું પદ મને મળે. તેણે તો પોતાના મનમાં નિશ્ચય કરી મૂક્યો હતો કે, પ્રધાનમંત્રીનું પદ મળ્યા પછી, બન્ને વિભાગનું કામ કરીશ—વજીર બનીને અયોધ્યાનું રાજ્ય શાસન ચલાવીશ અને બાદશાહના ખાસ દરબારનું પ્રધાનપદ, જે સરફરાજખાં પાસે છે, તે પણ યુક્તિ પ્રયુક્તિથી બાદશાહને સમજાવી, લઈ લેઇશ, અને તેનો કારભાર પણ હું ચલાવીશ. સરફરાજખાં ખાસ દરબારનું પ્રધાનપદ મેળવ્યા પછી, તેણે બાદશાહની હજામત કરવાનું કામ મૂકી દીધું હતું અને તેને બદલે તે ફક્ત બાદશાહના વાળ જ સમારી આપતો હતો; એટલે દર્શનસિંહને, સરફરાજખાંનું પદ મેળવવાનો વધારે આગ્રહ જન્મ્યો. તેણે વિચાર કીધો કે, સરફરાજખાંને અહીંથી કહડાવ્યા પછી, બીજો કોઇ હજામ રાખી લઈશું; અને તેને હાથે બાદશાહની હજામત અને વાળ ઓળવાનું કામ સારી રીતે થાય, એવી ગોઠવણ કરીશું. પરંતુ દર્શનસિંહની એ સઘળી આશા, માનાએ ધૂળ કરી નાંખી ! તે સાંજ સવાર માન્ના અને નુનાને ઉતારે જતો. અને પેલી કુટણી ડોશી સાથે, હવે શું કરવું તેના વિચારો કરતો હતો. માનાને સારું થાય અને તે જલદી બાદશાહના દરબારમાં પહોંચી જાય, એ માટે ડોશી આખો દિવસ હરિ નામનો જપ કરતી હતી; અને બ્રાહ્મણોને પુણ્યદાન આપતી હતી.

પશુપક્ષીઓની સાઠમારી પૂરી થયા પછી, નસિરૂદ્દીનને નવા આમોદ પ્રમોદની કાંઇ પણ જરૂર રહી નહીં, તેથી તેણે દર્શનસિંહને કાસ્મીરી નાયકા લાવવા હુકમ કીધો. દર્શનસિંહ બાદશાહનો હુકમ સાંભળીને ગભરાયો. પણ હીંમત રાખીને તે અતિ નમ્રતાથી બોલ્યો; "જહાંપનાહ ! પંજાબથી માન્ના અને નુના નામની બે નાયકાઓ અહીં આવી પહોંચી છે, પરંતુ ગ્રીષ્મ ઋતુના સખ્ત તાપને લીધે, માન્ના નામની એક નાયકા હાલમાં માંદી છે; તેથી બે ચાર દિવસની અંદર તેમને દરબારમાં લવાય તેમ નથી."

બાદશાહની સાથે આવી વાતચિત કરી, બપોરે તે ડોશીને મળવા બાગમાં આવ્યો. હવે કેમ કરવું ? આ સંકટમાંથી કેમ બચવું અને બાદશાહની પ્રીતિ કેમ સંપાદન કરવી, એ માટે તે ડોશી સાથે વિચાર કરવા લાગ્યો. ડોશીએ કહ્યું; "માન્નાની માંદગી દિવસે દિવસે વધતી જાય છે; અને તે બચે એવી હવે આશા નથી; તો એકલી નુનાને તું બાદશાહની પાસે મોકલ."

દર્શનસિંહ બોલ્યો; "બાદશાહની "મુતાહી" તરીકે, એને આપણે જનાનામાં દાખલ કરીશું તો, તેથી કંઇ આપણને મોટો ફાયદો થનાર નથી; કારણ કે બાદશાહને એવી ત્રણસો "મુતાહી" સ્ત્રીઓ છે ને તેઓ જુદા જુદા મહેલોમાં પોતાના દિવસો ગુજારે છે. એમાંની કેટલીક "મુતાહી" સ્ત્રીઓને તો હજુ બાદશાહનાં દર્શન પણ થયાં નથી."

વાચકો "મુતાહી" સ્ત્રીનું નામ સાંભળી વિચારમાં પડશે કે, "મુતાહી" તે વળી શું? પણ "મુતાહી" સ્ત્રીનો ખરો અર્થ જાણવાને માટે, બાદશાહના જનાનાનું બંધારણ અને તેના કેટલાક મુખ્ય નિયમો વાચકોને જણાવવા પડશે; કારણ કે તે વિના એનો ખરો અર્થ વાચકોના ધ્યાનમાં ઊતરે એમ નથી.

દીલ્લીના બાદશાહની પુત્રી, નસિરૂદ્દીનની મુખ્ય બેગમ હતી. તેનું નામ શું છે તે અમે જાણતા નથી; પરંતુ તે સર્વ ઠેકાણે "પાદશાબેગમ"ને નામે ઓળખાય છે. "પાદશાબેગમ" એક સ્વતંત્ર મહેલમાં રહેતી હતી. તેના મહેલમાં હજારો દાસ દાસીઓ અને ગુલામો ઉપરાંત બીજી પચાશ "સ્ત્રી સીપાઈ" રહેતી હતી. "પાદશાબેગમ"પર નસિરૂદ્દીન કદાપિ અનુરક્ત ન હોય, તોપણ તે તેને માન આપે છે; અને તેથી તેની પદ મર્યાદા સર્વ કોઇને સ્વીકારવી પડે છે. એટલું જ નહીં, પણ તે સર્વ કરતાં શ્રેષ્ઠ બેગમ છે, એમ નહીં સ્વીકારવાની કોઇ પણ શક્તિ ધરાવતું નથી. બીજી કોઇ બેગમપર નસિરૂદ્દીન વધારે અનુરક્ત થાય તોપણ તે "પાદશાબેગમ"ની સાથે એક આસને અથવા સમાન આસ ને

બેસવાની સત્તા ધરાવી શકે નહીં. આવા નિયમથી નસિરૂદ્દીનની બીજી દરેક બેગમો "પાદશાબેગમ"ને માન આપતી હતી. પરંતુ નસિરૂદ્દીનની "પાદશા-બેગમ," સર્વ તરફથી પૂજાતી હોવા છતાં, તે સ્વામીસંસર્ગથી વંચિત હતી. નસિરૂદ્દિન તેને મહેલે જવા આવવાનો પ્રસંગ ઘણો જ થોડો રાખતો હતો.

"પાદશાબેગમ" સ્વામીસંસર્ગથી અને પતિપ્રેમથી વિમુખ થયા છતાં પણ, તેનું ઉચ્ચપદ, તેનો ઉચ્ચવંશ, તેનું અભિમાન અને આત્મગૌરવ, તેને હંમેશાં સત્યકાર્યે અને સન્માર્ગે લઇ જતાં હતાં. વિદેશીઓ અને તેમાં મુખ્ય કરીને અંગ્રેજ લેખકો એમ ધારે કે, સ્વામીસ્નેહથી વિમુખ થયેલી બેગમો કદી કદી અનીતિના માર્ગે જાય છે, પરંતુ ભારતવર્ષની હિન્દુ અને મુસલમાન રમણીઓનાં ચરિત્રો, તેવાં અધમ હોઈ શકતાં નથી. અયોધ્યાની કોઈપણ "પાદશાબેગમે" પોતાની પદ મર્યાદા તજી, સ્ત્રી ધર્મને ડૂબાવ્યો છે, એમ કોઇ પણ કહી શકે એમ નથી.

નસિરૂદ્દીને ઘણી નીચ કુલની સ્ત્રીઓને, બેગમનું પદ આપ્યાથી, તેમનાં ચરિત્ર સંબંધી ઘણાં કલંકો બહાર આવ્યાં છે; નસિરૂદ્દીનની "મુતાહી" સ્ત્રીઓને માટે લોકોમાં ગમે તેવું બોલાતું હતું. પરંતુ "પાદશા-બેગમ" પરમ સાધ્વી છે, એમ સૌ કોઇ કહેતું હતું.

નસિરૂદ્દીનની બીજી બેગમનું નામ નવાબ કુદશાબેગમ હતું. પરંતુ લગ્ન થયા પછી થોડા જ દિવસમાં તેનું મરણ નીપજ્યું હતું. તેની ત્રીજી બેગમનું નામ નવાબ આકતારમહેલ, ચોથી બેગમનું નામ નવાબ તાજ-મહેલ, પાંચમીનું નવાબ નુર મહેલ અને છઠ્ઠી બેગમનું નામ નવાબ આયેસમહેલ હતું. આ બેગમો પહેલાં કોઇ કોઇ ઉપપત્ની તરીકે અને કોઇ "મુતાહી" તરીકે હતી. બાદશાહની દરેક મુતાહી સ્ત્રીઓને, કેટ-લાક અંગ્રેજ લેખકોએ પોતાના પુસ્તકમાં ઉપપત્ની તરીક ગણી છે. પરંતુ ઉપપત્ની અને "મુતાહી" સ્ત્રીમાં ઘણો ફેર છે. કોઇ પણ મુસલ-માનની રૂપવાન્ કન્યાપ્રતિ બાદશાહની શુભ દૃષ્ટિ પડે તો, તેને "મુતાહી" સ્ત્રી તરીકે પ્રથમ જનાનામાં દાખલ કરવામાં આવે છે. કદી બાદશા-હના સમાગમથી તેમને સંતાન થાય, ત્યારે તેમને એક જુદું મકાન અને કેટલાંક દાસ દાસીઓ રાખવા જેટલો બાદશાહ તરફથી પગાર મળે છે. એથી ઘણા મુસલમાનો પોતાની પુત્રીઓને, બ્હેનોને અને કુટુંબમાંની બીજી રૂપવાન્ લલનાઓને, બાદશાહના જનાનામાં "મુતાહી" તરીકે દાખલ કરવા મહેનત કરતા. નસિરૂદ્દીન તેમનાપર કૃપા કરી તેમની પુત્રીઓને, બ્હેનોને અને બીજી કુટુંબિનીઓને "મુતાહી" તરીકે ગ્રહણ કરતો હતો; પરંતુ ઘણી ખરી લલનાઓને બાદશાહનાં દર્શન પણ થતાં

નહતાં ! તેઓ આશામાં ને આશામાં દહાડા કહાડતી; અને જે મળે તે ખાય; એટલે તેઓ પગારદાર નોકરોના જેવી જ ગણાતી હતી. આ "મુતાહી" સ્ત્રીઓનાં રહેવાનાં મકાનો કલકત્તાની ઘોડા વેચનારી પેઢીની અશ્વશાળા જેવાં કે ભાયખાલાના ઘોડાના તબેલા જેવા હતાં. એક લાંબી અને પહોળી ચાલીમાં, નાની નાની ઘણી ઓરડીઓ કરેલી હતી. તેવી એક એક ઓરડીમાં એક એક "મુતાહી" સ્ત્રી રહેતી હતી.

"મુતાહી" સ્ત્રી શિવાય, નાયકા કે બીજી કોઇ ઉપપત્ની ઉપર બાદશાહ અનુરક્ત થાય છે, ત્યારે તેની સાથે લગ્ન કરી, બાદશાહ તેને બેગમનું પદ આપે છે. તાજમહેલ ઉપપત્નીમાંથી બેગમ થઇ હતી; અને આકતારમહાલે "મુતાહી" સ્ત્રીમાંથી બેગમનું પદ મેળવ્યું હતું; એમ બાદશાહના જનાનામાં ઉચ્ચપદ મેળવવાના બે માર્ગ હતા; પરંતુ દર્શનસિંહે માના અને નુનાને માટે "મુતાહી" સ્ત્રીનું પદ ઠીક ધાર્યું નહીં. પહેલાં તેઓ બાદશાહની ઉપપત્ની થાય અને પછી તેઓ બેગમનુ પદ પામે, એવી તેની ઇચ્છા હતી; કારણ કે દર્શનસિંહ સારી પેઠે જાણતો હતો કે, "મુતાહી" કરતાં ઉપપત્નીને બેગમ થવાનો વારો ઘણો વહેલો આવે છે. બાદશાહે કોઇ કોઇ "મુતાહી" સ્ત્રીને સ્પર્શ કરવો તો બાજુએ રહ્યો, પણ હજુ સુધી તેનાં દર્શન પણ કીધાં ન હતાં, તેથી માના અને નુના, દર્શનસિંહના ધારવા પ્રમાણે, ઉપપત્ની થાય તો, ભાગ્યબળે વહેલે મોડે, બેગમ થઇ શકે ખરી,

રાજા દર્શનસિંહે આવો વિચાર કરી, માન્ના અને નુનાને હજુ સુધી બાદશાહની પાસે મોકલી ન હતી. પરંતુ બાદશાહની તેઓ માટે તાકીદ થવાથી, હવે શું કરવું, તે માટે તે મોટી ગભરામણમાં પડ્યો. તેણે ચાર દિવસ પછી કાસ્મીરી નાયકા દરબારમાં હાજર કરવાનું, બાદશાહ પાસે કબુલ કર્યું હતું. ચાર દિવસમાંથી ત્રણ દિવસ તો વિચારમાંને વિચારમાં ચાલ્યા ગયા; તેથી દર્શનસિંહને અતિશય ચિંતા થતી હતી.

પરંતુ સંસારમાં કોઇ કોઇ વખતે એવા બનાવો બની જાય છે કે, તે બનાવો, જીવનની ગતિમાં આશ્ચર્યકારક ફેરફાર કરી મૂકે છે. આજે જો લખનૌમાં એક બનાવ નહીં બન્યો હોત તો, દર્શનસિંહને જરૂર નસિરૂદ્દીનના કોપાનળમાં ભસ્મીભૂત થવું પડત.

થોડા વખત પહેલાં મરણ પામેલી કુદશાબેગમ, કે જેની વિનવણીથી મનાજાન નામના એક બાળકને નસિરૂદ્દીને પોતાના પુત્ર તરીકે કબુલ કીધો હતો, પરંતુ કુદશાબેગમ મરણ પામ્યા પછી, નસિરૂદ્દીન તે બાળકને પુત્ર તરીકે કબુલવા ના પાડતો હતો. તેમાં વળી આ વખતે જ લોર્ડ

વીલીયમ બેન્ટીક લખનૌમાં આવ્યો હતો; અને કદાચ તેના આગળ મના-જાનને પોતાના પુત્ર તરીકે કોઈ ઉભો કરી દે, તો જરૂર પોતાના મરણ પછી, તેને અયોધ્યાની ગાદી મળે એવા વિચારથી, નસિરૂદ્દીન, મના-જાનને અયોધ્યામાંથી, બીજે ઠેકાણે કહાડવા અથવા તેમ નહીં બને તો તેનો પ્રાણુસંહાર કરવા પેરવી રચતો હતો.

મનાજાન આ વખતે, ગાઝીયુદ્દીન હુયદરની વડી બેગમ જનાબે આલિયાના રક્ષણ નીચે રહેતો હતો. તેથી નસિરૂદ્દીનને મનાજાનને હાથમાં લેવાને માટે ઘણી મુસ્કેલી નડી; કારણ કે જનાબે આલિયા, નસિરૂદ્દીનની દુષ્ટ બુદ્ધિ અગાઉથી સમજવા પામી હતી. જ્યારે પ્રપંચથી મનાજાન નસિરૂદ્દીનના હાથમાં આવ્યો નહીં, ત્યારે તેણે જનાબે આલિયાને મના-જાનને સોંપી દેવા ખુલ્લો સંદેશો મોકલ્યો. પણ જનાબે આલિયાએ હીંમતથી ચોખ્ખે ચોખ્ખું જણાવ્યું કે, તે મનાજાનને કદી પણ તના સ્વાધીનમાં આપશે નહિ. આથી વાત વધી. નસિરૂદ્દીન અકૃતજ્ઞ થયો અને તેણે જનાબે આલિયા સામું સખ્ત પગલાં ભરવાનો ઠરાવ કીધો. જ્યારે નસિરૂદ્દીનનો પિતા ગાઝીયુદ્દીન હુયદર, અયોધ્યાની ગાદીપર હતો, ત્યારે તેણે નસિરૂદ્દીનની નીચ વર્ત્તણુંકથી તેને મારવાનો ઠરાવ કીધો હતો; પરંતુ તે વખતે તે જનાબે આલિયાના પ્રયત્નથી જ બચવા પામ્યો હતો. તે જ નસિરૂદ્દીન આજ પોતાની પ્રાણુદાતા જનનીને લખનૌમાંથી હાંકી કહાડવા તૈયાર થયો છે ! ! રાજમદમાં અંધ બનેલાં માણુસોને સારાસારનો વિચાર હોતો નથી. તેઓ વખતોવખત એવાં નીચ કર્મો કરે છે કે, તેની કલ્પના પણુ આપણાથી થઇ શકતી નથી.

ઇંગ્રેજી લશ્કર અથવા દર્શનસિંહના આધીનના સીપાઇઓ જનાબે આલિયાના મહેલમાં પ્રવેશ કરે તો, મોટું કલંક લાગે. તેથી નસિરૂદ્દીને, પોતાની જુદી જુદી બેગમો પાસે જે સઘળી સ્ત્રી સીપાઇઓ હતી તેમને એકઠી કરી; અને તેની મદદથી જનાબે આલિયાના મહેલપર હલ્લો કરવાને નસિરૂદ્દીને ઠરાવ કીધો. સ્ત્રીસૈન્યનું નામ સાંભળી અમારા વાચકો કદાચ આશ્ચર્ય પામશે; પરંતુ મુસલમાન બાદશાહોના જનાનામાં સ્ત્રી સીપાઇઓ રાખવાનો રીવાજ ઘણો જુનો છે. આ બધી સ્ત્રી સીપાઇઓ કાફ્રિ જાતની સ્ત્રીઓ હતી અને હાલ દર્શનસિંહને પણ નીચલા વર્ગની સ્ત્રીઓને સૈન્યમાં દાખલ કરવાનો નસિરૂદ્દીને હુકમ આપ્યો હતો, પુરુષ-સૈન્યની પેઠે સ્ત્રીસૈન્યમાં પણ કપ્તાન, લેફ્ટેનંટ, ઘોડેસ્વાર અને પાયદલ હોય છે, તેઓનાં વસ્ત્રો પણ સીપાઇઓનાં જેવાં જ રાખવામાં આવે છે. આ સ્ત્રીસીપાઇઓ પોતાના માથાના વાળ સાધારણ સ્ત્રીઓના જેવા વાળતી નથી, પણ શ્રીકૃષ્ણુના ચોટલાની પેઠે, તેઓ તાળવા પર માથાનો

અંબોડા વાળે છે. પણ તેઓ પુરુષના પોષાક ધારણ કરતી હોવાથી, માથાપર પાઘડી આવે એટલે વાળ ઢંકાઈ જતા! તેમની પાસે હથિયારમાં એક બંદુક અને તરવાર હમેશાં રહેતી હતી. તેમના આવા પોષાકથી તેઓ સ્ત્રીઓ છે, એમ પહેલ વહેલાં તો કોઇ પણ જોનારને લાગે નહીં; કારણ કે તેઓના શરીરપર પણ અંગ્રેજી ફેશનનો કોટ ચુસ્ત રીતે પહેરાવવામાં આવતો હતો.

નસિરૂદ્દીનની "પાદશાબેગમ"ના મહેલમાં ઓછામાં ઓછી આવી પચાશ સ્ત્રીસીપાઇઓ હતી. એ શિવાય બીજી બેગમોના મહેલપર તેમની પદવી પ્રમાણે ત્રીશ ત્રીશ, બત્રીશ બત્રીશ સ્ત્રીસીપાઇઓ રહેતી હતી. આ બધી સ્ત્રીસીપાઇઓને એકઠી કરી, ગાજીયુદ્દિન હુયદરની વડી બેગમ જનાબે આલિયાના મહેલપર નસિરૂદ્દીને હલ્લો કીધો, પરંતુ જનાબે આલિયાના મહેલપર પણ બીજી દોઢસો સ્ત્રીસીપાઇઓ હતી, તે કંઈ ગાંજી જાય એવી ન હતી. પૂર્વના અધ્યાયમાં જણાવેલી બુંદિયાની છોકરી ગંગા, જનાબે આલિયાના સ્ત્રીસૈન્યમાં કપ્તાનનો ઓદ્ધો ભોગવતી હતી.

નસિરૂદ્દીને મોકલેલું સ્ત્રીસૈન્ય જેવું જનાબે આલિયાના મહેલપર ધસી આવ્યું, કે તરત જ જનાબે આલિયાનું સ્ત્રીસૈન્ય અસ્ત્ર શસ્ત્ર સાથે જોતજોતામાં તૈયાર થઇ ગયું. બન્ને સૈન્ય બંદુક અને તરવાર ધારણ કરી રણસંગ્રામમાં ઉતર્યું. અરસપરસ બંદુકોની ગોળીઓ, અવિશ્રાંત રીતે છૂટવા લાગી. જનાબે આલિયાના સ્ત્રીસૈન્યમાં ત્રણ સ્ત્રીઓ ઘાયલ થઇ; જ્યારે નસિરૂદ્દીનના સ્ત્રીસૈન્યમાંથી દશ બાર સ્ત્રીઓએ એક સાથે પ્રાણ છોડ્યા. જનાબે આલિયાના મહેલ આગળ એથી ઘણો કોલાહલ થવા લાગ્યો. થોડીવાર પછી આ રણસંગ્રામની ખબર વજીર મહમદ અલીખાંને પડી. તેણે તરત જ આ રણસંગ્રામની ખબર રેસિડેન્ટને પહોંચાડી. થોડીવારમાં તો રેસિડેન્ટ મારતે ઘોડે રણસંગ્રામ આગળ આવી ઉભો રહ્યો! તેણે નસિરૂદ્દીનને સમજાવ્યો અને ગૃહકલેશથી દૂર રહેવા ઘણી શિખામણ દીધી; એટલે બન્ને પક્ષનું સ્ત્રીસૈન્ય લડાઈ કરતાં અટક્યું! થયું; નસિરૂદ્દીનની ધારણા પાર પડ્યા વિના આવી રીતે નિષ્ફળ નીવડી.

આ બનાવને લીધે જ દર્શનસિંહ બચી ગયો. જે દિવસે માના અને નુનાને દરબારમાં હાજર કરવાનો ઠરાવ હતો, તે જ દિવસે બપોરે આ લડાઇ જાગી હતી! લડાઇની ગડબડમાં નસિરૂદ્દીન કાશ્મીરી નાયકાની વાત ભૂલી ગયો; અને એ ભૂલે દર્શનસિંહને બચાવી લીધો!

આ બનાવ બન્યા પછી નસિરૂદ્દીન કેટલાક દિવસ સુધી ઘણો ગુસ્સામાંને ગુસ્સામાં રહ્યો. રાજ્યકાર્યને માટે અથવા જનાનાને લગતા કોઇપણ અગત્યના કાર્ય માટે, જ્યારે કોઇપણ અધિકારી તેની સલાહ લેવા

આવતો, ત્યારે તે ગુસ્સે થઇને કહે તો કે, “બસ જાઓ, મને કંઇ પૂછશો નહીં. મને કંઇ સારું લાગતું નથી!!” તેના સભાસદો, ઘણી મહેનત કરવા છતાં પણ તેના મનને કોઇપણ રીતે પ્રફુલ્લિત કરી શક્યા નહીં! એક દિવસે તેના માનીતા સભાસદ સરફરાજખાંએ સાઠમારીની તૈયારી કરવા તેની અનુમતિ માંગી. પણ નસિરૂદ્દીને “મને સાઠમારી જોવાની ઇચ્છા નથી,” એવું કહીને સરફરાજખાંને સાઠમારીની તૈયારી કરતાં અટકાવ્યો!

નસિરૂદ્દીનના સભાસદો એથી મોટાં વિચારમાં પડ્યા. હવે તેનું મન કેવી રીતે પ્રફુલ્લિત કરવું, એ માટે તેઓએ એક કમિટી નીમી. અંતે કમિટીએ એવો ઠરાવ કીધો કે, લખનૌથી થોડે દૂર બાદશાહને શિકારે લઈ જવા. આ ઠરાવ પ્રમાણે સભાસદોએ નસિરૂદ્દીનને શિકારે આવવા આગ્રહ કીધો. તેમના સદ્‌ભાગ્યે નસિરૂદ્દીને શિકારે આવવા કબુલ કીધું. લખનૌથી દશ કોશ દૂર આવેલા “દીલકુશા” નામના એક ઘાડા જંગલમાં તંબુઓ ઠોકવાનો હુકમ થયો. બાદશાહનાં માણસો તંબુઓ ઠોકવા માટે, જગ્યા સાફસુફ કરવા લાગ્યા; અને આ બાદશાહી શિકાર માટે, મોટા પાયાપર ગોઠવણો થવા લાગી. કારણ કે આ શિકારને માટે વીશ હજાર રૂપિયાની રકમ મુકરર કરવામાં આવી હતી. શીકારની સઘળી ગોઠવણ થયા પછી, ખાસ દરબારના સઘળા સભાસદો, હકીમ મહમદ અલીખાં, રાજા રામપ[illegible]સિંહ, એ ત્રણ [illegible] વીશ પચ્ચીશ “મુતાહી” સ્ત્રીઓ અને સવાસો દાસી સાથે, અયોધ્યાનો બાદશાહ નસિરૂદ્દીન હયદર શિકારે નીકળ્યો.

રાજા દર્શનસિંહને પણ સૈન્ય સાથે શિકારે આવવા નસિરૂદ્દીને હુકમ કીધો હતો. આથી દર્શનસિંહને વધારે હીંમત આવી; કારણ કે આઠ દશ દિવસ શિવાય બાદશાહ શિકારેથી પાછો ફરે એમ નહતું અને એટલા દિવસમાં તો માના માંદગીમાંથી ઉઠે, એવી તેને આશા હતી.



## એકોનત્રિંશદ્ અધ્યાય.

### શાહી શિકાર!

બીજે દિવસે બાદશાહના હુકમ પ્રમાણે, સઘળું લાવલશ્કર “દીલકુશા”માં શિકારને માટે પહોંચી ગયું. બાદશાહના બીજા સભાસદો, જેઓ “શાહીશિકાર”ની રીતિ જાણતા હતા, તેઓએ તો કપડાંલત્તાં ઇત્યાદિ પ્રવાસને લગતી આવશ્યકીય વસ્તુઓ પોતાની સાથે લઈ ગયા હતા; પરંતુ બાદશાહના અંગ્રેજ સભાસદો, એમ ધારતા હતા કે, બાદશાહ શિકારેથી સાંજે જ પાછા લખનૌ ફરશે, એટલે તેઓએ કપડાંલત્તા સાથે લેવાનું યોગ્ય ધાર્યું નહતું. બાદશાહના અંગ્રેજ સભાસદો આવી ધારણામાં પોતાના

તંબુમાં બેઠા બેઠા હુકમની રાહ જોતા હતા; પરંતુ સવારની સાંજ પડી અને શિકારનો સમય વીતિ ગયો, તે છતાં શિકાર સંબંધી બાદશાહે કંઇ પણ હુકમ મોકલ્યો નહીં, એટલે તે લોકોને "બીઝીક" ઇત્યાદિ રમતવડે પોતાનો કાળ કહાડવો પડ્યો.

રાત્રે નવવાગતે ભોજનને સમયે, અંગ્રેજ સભાસદોને બાદશાહે બોલાવ્યા. જોયું તો બાદશાહ ભોજન લેવાને બેઠા હતા. અંગ્રેજ સભાસદો પોતપોતાના અધિકાર પ્રમાણે આસનપર ગોઠવાઇ, ભોજનમાં સામેલ થઇ ગયા. પરંતુ શિકાર સંબંધી બાદશાહને પૂછી જોવાનું કોઇને પણ સાહસ થયું નહીં. બાદશાહે પણ શિકાર સંબંધી વાત કહાડી નહીં. ખાવા-પીવામાં અને નાચરંગમાં રાત્રી વીતી ગઈ; છેક મધ્યરાત્રીને સમયે, બાદશાહ સલામત મદ્યપાનમાં મત્ત થયો તે જેમ તેમ લવવા લાગ્યો, એટલે અંગ્રેજ સભાસદોએ ધાર્યું કે, હવે તેમને અંતઃપુરમાં લઈ જવામાં આવશે અને અહીંથી આપણે છૂટવા પામીશું; પરંતુ અચાનક બાદશાહ ખૂબ જોરથી હસી પડ્યો! અંગ્રેજ સભાસદો ચકિત થઇને એક બીજાના મ્હોંડા સામું જોઇ રહ્યા. કારણ કે આ વખતે બાદશાહને હસવું આવે, એવું કંઇ પણ બન્યું નહતું. સભાસદોને આમ ચકિત બનેલા જોઈ, નસિરૂદ્દીન હસતાં હસતાં બોલ્યો; "ભાઈ યહ ઠીક નહીં હૈ જી, તુમલોગ હમેં યહાં અકેલા છોડકર ચલ દો. યહ બડી બીહડ જગા હૈ!" ફરી તેણે રાજનાપિત સરફરાજખાં અને એક અંગ્રેજ સભાસદ તરફ જોઇને કહ્યું; "તુમ લોગોંકી બીબીયાં હૈ, તુમલોગ અપને અપને ઘરચલે જાઓ. તુમ્હેં રાતભર અપની બીબીયોંસે અલગ રખના મૈં નહીં ચાહતા. બાકી સબ લોગ યહીં રહેં!"

જ્યારે લખનૌની બહાર બાદશાહની સાથે અંગ્રેજ સભાસદોને જવું પડતું ત્યારે, તેઓ પોતાના નોકર ચાકર અને કપડાંલત્તાં ઇત્યાદિ સાથે લઇ જતા હતા; કારણ કે તેઓ દરરોજ કપડાં બદલતા હતાઃ તેમ બાદશાહનો પણ એવો જ હુકમ હતો; પરંતુ આ વખતે તેઓએ શિકારેથી સાંજે પાછા ફરીશું, એમ ધારીને પોતાની સાથે કંઇ લીધું નહતું! અંતઃપુરમાં જતાં જતાં બાદશાહે કાલે શિકારે જવાને માટે હુકમ કીધો, એટલે સરફરાજખાં અને એક બીજો સભાસદ, બાદશાહના હુકમ પ્રમાણે, તે જ વખતે લખનૌ જવાને તૈયાર થયા; અને બાકીના બીજા અંગ્રેજ સભાસદો, નાયકાઓના નાચમુજરા સાંભળવામાં અને મદ્યપાન કરવામાં નિમગ્ન થઇ, બાદશાહના ખાસ તંબુમાં બેસી રહ્યા.

આ વખતે બાદશાહના ખાસ તંબુમાં, નાનાપ્રકારની હાંડીઓ, ઝુમ્મરો અને કંદીલો ઝગઝગાટ બળી રહ્યા હતા. નાયકાઓ સુમધુર સંગીતથી અને હાવભાવથી, અંગ્રેજ સભાસદોનાં મન રીઝવતી હતી.

આવી રીતે કેટલોક સમય વીત્યા પછી તે લોકો નાયકાઓને રજા આપી, તંબુમાં આમતેમ ફરવા લાગ્યા. અંગ્રેજ સભાસદોને બાદશાહની સાથે બેસીને પેટપૂરતું ખાવાનું અને યથેચ્છ પીવાનું મળતું હતું, એટલે તેમને કોઇ પણ પ્રકારનું દુઃખ તો હતું જ નહીં. અત્યારે પણ ટેબલોપર ફળફળાદિ અને સુકા મેવાના ઢગલા પડ્યા હતા. નાના પ્રકારના મદ્યના શીશાઓ પણ હાજર હતા; પરંતુ નાયકાઓના ગયા પછી, તેમને બાદશાહનો આવા વૈભવવાળો તંબુ પણ કરડવા લાગ્યો. અંતે તે લોકોએ તંબુની બહાર આમતેમ ફરવા માંડ્યું. મધરાત્રિ વીતિ ગઇ હતી, જ્યાં ત્યાં શાંતિ પથરાઇ ગઇ હતી, શૂન્યકાર થઇ ગયું હતું, બાદશાહના સુવાના તંબુ આગળ, હબ્જારો બાંદીઓ, ખાંધપર બંદુક મૂકીને સીપાઇઓની પેઠે પહેરો ભરી રહી હતી, એક તરફ નોકર ચાકર પોતપોતાની ચાદરમાં લપેટાઇ બેશુદ્ધ થઇને પડ્યા હતા. પરંતુ બાદશાહના આ માનીતા અને મદ્યપાનથી માતેલા અંગ્રેજ સભાસદોને હજીસુધી સુવાનું મળ્યું નહતું!

રાત્રિના બેથી અઢી વાગ્યા સુધી તેમની આવી અવસ્થા રહી. હજુ સુધી તેમના નોકર ચાકરો સુવાના "બીસ્તરા" લઇને આવ્યા નહતા, એટલે તેઓ ખુરશી અને કોચોપર જઇને પડ્યા; અને મચ્છર તથા ડાંસની કૃપાપર પોતાની વિશાળ દેહ મુકી સુઇ ગયા.

બીજો દિવસ પણ આવી જ રીતે વ્યતીત થયો. પહેલા દિવસની પેઠે રાત્રે ભોજન વખતે બાદશાહે પોતાના અંગ્રેજ સભાસદોને આવતી કાલે શિકારે જવાનું કહ્યું! આથી સભાસદોએ પોતાના અનુચરોને લખનૌ મોકલી, કપડાંલત્તાં ઇત્યાદિ આવશ્યકીય વસ્તુઓ મંગાવી લીધી. ત્રીજો દિવસ થયો, પરંતુ શિકાર સંબંધી બાદશાહની કંઇ પણ અનુમતિ મળી નહીં. આ ઉપરથી બાદશાહના ચતુર સભાસદોએ જનાનાના ખોજા અને બાંદીઓને ગુપ્ત રીતે પૂછ્યું તો જણાયું કે, બાદશાહ સલામત પોતાની એક નવી બેગમની સાથે હાલ વિલાસમાં મગ્ન થયેલા છે. આ બેગમ તરુણ અને અત્યંત સ્વરૂપવાન્ હતી, અને "દીલકુશા" આવતાં પહેલાં ત્રણ ચાર દિવસ આગમજ જ બાદશાહે તેની સાથે "નિકાહ" કીધા હતા. આ એક નવું ખીલેલું ફુલ હતું, પરંતુ તે જલદીથી કરમાઇ જાય તેમ હતું, કારણ કે કોઇ પણ નવીન રમકડાને જોઇને, જેમ બાળક આનંદથી થોડો વખત તેની સાથે રમે છે અને પાછળથી તેને ફેંકી દઇને, બીજા નવીન રમકડાંની સાથે રમવામાં આનંદ માને છે, તેમ બાદશાહના સંબંધમાં હતું.

એક બે દિવસ કરતાં એક અઠવાડિયું વીતિ ગયું, પરંતુ હજુ સુધી બાદશાહે શિકારને માટે કંઇ પણ અનુમતિ આપી નહીં. રહી રહીને અગીયારમે દિવસે શિકારને માટે આજ્ઞા થઇ. પ્રથમ એક સરોવર ઉપર,

જેને તે તરફ "ઝીલ" કહેવામાં આવે છે, તે તરફ બાદશાહની સ્વારી પોતાના લશ્કર સહિત ગઈ. "ઝીલ" ઉપર પ્રથમથી "શાહીશિકાર"ની ગોઠવણુ કરવામાં આવી હતી. તે ગોઠવણુ એટલી બધી વૈભવવાળી અને વિસ્તારમાં હતી કે, તે જોઇને બાદશાહના અંગ્રેજ સભાસદો ચકિત થઇ ગયા.

આ વખતે સરોવરની શોભા ઘણી મનમોહક હતી. પવનની લ્હેરોથી તેનું પાણી તરંગિત થઈ રહ્યું હતું અને અસ્ત થતા સૂર્યનાં કિરણોથી તેણે સુવર્ણમય શોભા ધારણ કરી હતી. આ સરોવર બે માઇલ લાંબું અને એક માઇલ પોહોળું હતું, અને તેની ચારે તરફ મોટું જંગલ આવેલું હતું. સરોવરના એક કીનારા ઉપર અનેક તંબુઓ અને રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. જેની વચ્ચોવચ્ચ બાદશાહનો તંબુ હતો, જે તદ્દન કીનખાબનો હતો અને તેનાપર રંગબેરંગી અનેક વાવટાઓ ઉડી રહ્યા હતા. બાદશાહના તંબુ પાછળ બેગમો, લોંડીઓ અને નાયકાઓના તંબુઓ હતા. આ શિકારમાં રેસીડેન્ટ સાહેબ પણ આવવાના હોવાથી બાદશાહના તંબુની ડાબી બાજુએ, તેમને માટે એક તંબુ ઉભો કરવામાં આવ્યો હતો, અને તેની પાસે બાદશાહના અંગ્રેજ સભાસદોને માટે ગોઠવણુ કરવામાં આવી હતી. આ સિવાય, નવાબ, વજીર, દિવાન, કરનલ અને જનરલના તંબુઓ જુદા જુદા હતા; તેમ નોકર ચાકરોની રાવટીઓ પણ જુદી જુદી હતી. તંબુઓ અને રાવટીઓથી વસેલા આ ન્હાના સરખા નગરમાં, હાથી, ઘોડા, ઊંટ ઇત્યાદિ પશુઓનાં ઝૂંડનાં ઝૂંડ બાંધવામાં આવ્યાં હતાં, તેમ પાલખી, મ્યાના અને તાનજીનોથી આ જગ્યા ભરપૂર વૈભવવાળી દેખાતી હતી.

નસિરૂદ્દીનની એવી ઇચ્છા હતી કે, પોતાના વૈભવ અને ઐશ્વર્યથી અંગ્રેજ સભાસદોને ચકિત કરવા. વાસ્તવમાં થયું પણ તેમ જ! આવો અપૂર્વ આડમ્બર, અને કેવલ શિકારને માટે આટલો મોટો ખર્ચ જોઇને, તેઓ જડભરત જેવા જ થઇ ગયા હતા! નસિરૂદ્દીનને એથી અપૂર્વ આનન્દ થતો હતો. ખરેખર, આવું ઐશ્વર્ય નજરોનજર જોવાનું તો દૂર રહ્યું, પણ તેનું અનુમાન નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદોથી થઇ શકે એમ નહતું. આ શિકારસ્થાન લખનૌથી એટલું બધું પાસે હતું કે, જો દિવસ ઉગતાં બાદશાહ અહીં આવે તો, સાયંકાળે શિકાર રમીને તે આનંદથી લખનૌ પહોંચી શકે; અને જ્યારે એમ હતું ત્યારે આવા મોટા આડંબરની શી જરૂર હતી? નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદો પણ આ જ વિચાર કરતા હતા, પરંતુ તે માટે તેઓ હિંમત ધરીને નસિરૂદ્દીનને પૂછી શકતા નહતા. નસિરૂદ્દીનને એવી રીતે પૂછી જોવાની એક તો તેમનામાં હિંમત નહતી, તેમ એવું પૂછવું એ તેમના ધર્મની બહાર પણ હતું. તેમનો ધર્મ પોતાના

સ્વામીને સુધારવાનો નહતો, પણ તેના વૈભવમાં, તેના ઐશ્વર્યમાં અને તેના ભોગવિલાસોમાં ભાગ લેવાનો હતો, પારકે પૈસે મૌજ ભોગવાનો હતો, તેના પૈસા હરણ કરવાનો હતો.

બાદશાહની સાથે અને સાધારણ મનુષ્યની સાથે શિકાર રમવામાં મોટો ભેદ સમાયેલો છે. કારણ કે સાત દિવસ સુધી એકલા બાદશાહ જ શિકાર રમવાના હતા; તે દરમ્યાન કોઇને પણ બંદુક પકડવાનો હુકમ નહતો. બાદશાહના શિકારને માટે સરોવરના કીનારા ઉપર એક કનાત બાંધવામાં આવી હતી, અને તેમાં ઉભા રહીને બાદશાહ શિકાર રમવાના હતા. આમ કરવાનું કારણ એ હતું કે, પક્ષીઓ બાદશાહને જોઇ ન શકે, અને તેમને ભૂલાવામાં નાંખીને બાદશાહ સ્હેલાઇથી તેમનો શિકાર કરે! પ્રથમ પક્ષીઓ ભેગાં કરવાને માટે, કનાતની આગળ દાણા નાંખવામાં આવ્યા, જે ખાવાને પક્ષીઓ ભેગાં થયાં. એટલે બાદશાહ સલામત ધીરે ધીરે કનાતની પાસે આવીને, કનાતમાં પાડેલાં બાકાંઓમાં બંદુકની નળી ઘાલી શિકાર કરવા લાગ્યા. આ તરફ પક્ષીઓ દાણા ખાવામાં, અરસપરસ લડવામાં અને આનંદથી કલ્લોલ કરવામાં મત્ત બન્યાં હતાં. તેમને ખબર ન હતી કે, કનાતની અંદર બાદશાહ સલામત, તેમના પ્રાણ હરવાને બંદુક લઇને ઉભા છે! જેવી બાદશાહ સલામતની બંદુક ફૂટી અને તેનો 'ધમ્મ' દઇને અવાજ થયો કે, પક્ષીઓનું ઝૂંડ ચાંઉ ચાંઉ કરતું જ્યાં ત્યાં ઉડી ગયું! નસિરૂદ્દીન, જોઇએ તેવો લક્ષવેધી નહતો, પરંતુ તે પોતાને ઉત્તમ શિકારી તરીકે ગણતો હતો. તે લક્ષવેધી હો કે ન હો, પણ તેને કોઇ પ્રકારે પ્રસન્ન રાખવો જ જોઇએ. બંદુકના અવાજથી પક્ષીઓ ઉડી ગયા પછી, વનના રખેવાળો સરોવરમાં કુદી પડ્યા અને ઘાયલ થયેલાં પક્ષીઓનો એક મોટો ઢગલો તેમણે નસિરૂદ્દીનના મ્હોંડા આગળ કરી દીધો! બાદશાહની બંદુકથી જેટલાં પક્ષીઓ ઘાયલ થતાં હતાં, તેનાથી ચાર ગણાં વધારે પક્ષીઓ, વનના રખેવાળો બાદશાહ સલામતની પાસે લાવીને બતાવતા હતા! વાંચકો આશ્ચર્ય પામશે કે, તે લોકો એટલાં બધાં ઘાયલ થયેલાં પક્ષીઓ ક્યાંથી લાવતા હશે? પરંતુ તે લોકો પ્રથમથી પક્ષીઓને મારી લાવીને સરોવરના કીનારા ઉપર સંતાડી રાખતા હતા અને પછી આવી રીતે ક્હાડી લાવીને તેઓ બાદશાહને પ્રસન્ન કરતા હતા!!

લગભગ ત્રણ ચાર દિવસ સુધી નસિરૂદ્દીને આવો શિકાર કીધો. પાંચમે દિવસે રેસીડેન્ટ સાહેબ, પોતાના સ્ટાફ સાથે ત્યાં આવી પહોંચ્યા, એટલે નસિરૂદ્દીને સહુને શિકાર કરવાની આજ્ઞા આપી. રેસીડેન્ટ અને અંગ્રેજ સભાસદોને માટે શિકારની જુદી ગોઠવણ કરવામાં આવી હતી. તેમને

માટે પ્રથમ સરોવરમાં ન્હાની ન્હાની નાવડીઓ મૂકવામાં આવી, જેમાં બેશી તે લોકો, શિકાર કરવા લાગ્યા. ત્યારપછી પાળેલા શિકારી બાજપક્ષીઓ લાવવામાં આવ્યાં. સાધારણ બાજપક્ષીઓ કરતાં, આ પાળેલાં બાજપક્ષીઓની શિકાર કરવાની રીત ઘણા જુદા પ્રકારની હતી. પ્રથમ સરોવરના કીનારા ઉપર દાણા નાંખીને હજારો પક્ષીઓને ભેગા કરવામાં આવ્યાં, અને ત્યારપછી ચાર પાંચ બાજપક્ષીઓને શિકારી લોકોએ છોડી દીધાં. આણી તરફ અંગ્રેજ શિકારીઓ કોઈ નાવડીઓમાં, કોઈ મેદાનમાં અને કોઈ વનની ઘાડી ઘટામાં હાથમાં બંદુક લઈ ઉભા રહ્યા! જેવાં પક્ષીઓ ઉડ્યાં કે, બાજપક્ષીએ તેમને ઘેરી લીધાં અને તેમની આજુબાજુ ચક્કર ફરવા લાગ્યાં! ગભરાયેલાં પક્ષીઓથી આગળ પણ વધાતું નહતું, તેમ તેમનાથી પાછળ પણ હઠાતું નહતું! આકાશમાં પક્ષીઓનું ઝુંડ, બાજથી ઘેરાઈ જ્યાં ત્યાં ફરવા લાગ્યું! એટલામાં અંગ્રેજ શિકારીઓએ બંદુકના ઘોડા દાબ્યા અને જોતજોતામાં હજારો નિર્દોષ પક્ષીઓ, તેમની બંદુકથી વીંધાઈ ટપોટપ પૃથ્વીપર પડવા લાગ્યાં!!

આ દેખાવ અંગ્રેજ શીકારીઓને કદાપિ મનોરમ લાગતો હશે, તેમની હિંસકવૃત્તિ આથી ઉત્તેજિત થઈને આનંદ પામતી હશે; પરંતુ વાસ્તવિક રીતે આ દર્શન ઘણું ભયંકર અને હૃદયવિદારક હતું! વાચક! તમે ચક્ષુ બંધ કરીને આ દૃશ્ય વિષે વિચાર કરશો તો એની ખાત્રી થશે! જુઓ, હજારો પક્ષીઓ પોતાના પ્રાણ બચાવવાને માટે, આમતેમ આકાશમાં ઉડે છે; તેમનાપર બાજપક્ષીઓ આક્રમણ કરીને, ચાંચો અને પાંખોવડે પ્રચંડ પ્રહાર કરે છે; ઘેરાયેલા પક્ષીઓ ન્હાસી છૂટવાને માટે, અંદર અંદર અકડાય છે, ગભરાય છે અને ચીસો પાડે છે! આકાશમાં નિર્દોષ પક્ષીઓનો કાળ, બાજરૂપે તેમની પાછળ પાછળ ફરે છે; જ્યારે પૃથ્વીપર દયા રહિત અંગ્રેજ શિકારીઓની બંદુકો તેમના પ્રાણ લેવાને તલપી રહી છે! કેવો હૃદયવિદારક દૃશ્ય!

આવી રીતે દરરોજ નવી નવી રીતે શિકારો કરવામાં આવતા હતા, તે છતાં નસિરૂદ્દીનનું ચિત્ત કદી કદી ઉદાસ રહેતું હતું; કારણ કે, તે જોઈએ તેવો લક્ષવેધી નહતો અને તેથી તેને શિકારમાં આનંદ પડતો નહતો. તેની અસન્તુષ્ટતાથી તેના સભાસદવર્ગને, હમેશ તેની પાસે જ રહેવું પડતું હતું અને અનેક પ્રકારે તેને પ્રસન્ન રાખવાને માટે તે લોકોને પ્રયત્ન કરવો પડતો હતો; પરંતુ જ્યારે કોઈ પણ પ્રકારે નસિરૂદ્દીનનું ચિત્ત પ્રસન્ન થયું નહીં, ત્યારે તે લોકોએ હરણ અને વાઘના શિકારને માટે તેને પ્રેર્યો! પરંતુ વિલાસપ્રિય અંગ્રેજ સભાસદોને આ સ્થાન છોડવું ગમતું નહતું. જુદી જુદી વનશ્રેણિથી, સરોવરની સુંદર શોભાથી અને

બાદશાહના અતિ વિસ્તારિત વૈભવવાળા શિકારી ઠાઠથી, આ સ્થાને અપૂર્વ સુંદરતા ધારણ કરી હતી! સરોવરના તરંગિત જળ ઉપર ક્રીડા કરતી કરતી, ન્હાની ન્હાની નાવડીઓમાં બેસીને થતો પક્ષીઓનો શિકાર, સરોવરની આજુબાજુ જુદી જુદી વનશ્રેણિથી, ત્યાંનો મનોરંજક દેખાવ, સારસ, હંસ આદિ પક્ષીઓના જોડાંઓનો સરોવર ઉપર વિહાર, સાયંકાળે સરોવરના કિનારા ઉપર મુસલમાનોનો "નમાજ," તેમના "નમાજ"ની વખતનો "સિજદો"–મસ્તક નમાવવું, કદી ઉભા થઇ જવું અને તેમના પ્રતિબિંબોનું સરોવરના જળમાં પ્રતિબિંબિત થવું અત્યંત મનોહારી હતું! કદી મયૂરોનો લલકાર, મર્કટોનો ચીત્કાર, પપૈયાનો પીહુ પીહુ પોકાર અને હાથી, ઘોડા, ઊંટ ઇત્યાદિ પશુઓનો હણહણાટ, મનને અપૂર્વ આનંદ આપતો હતો! આવું સુખદાયક સ્થાન કોને છોડવા ગમે?

પરંતુ જ્યાં બાદશાહની આજ્ઞા થઇ, ત્યાં કોઇનો ઉપાય નહતો. કુચનો હુકમ થતાની સાથે જ ડેરા તંબુઓ ઉપડવા લાગ્યા અને સઘળું લાવલશ્કર ઉત્તર દિશા તરફ કુચ કરવા લાગ્યું. બાદશાહની સાથે શિકારનો એટલો બધો આડમ્બર હતો કે, કોઇ પણ રીતે જલદી કુચ થાય તેમ નહતું. આ શિકાર વખતે શીખવેલા બાર સિંહો, પચાસ સાઠ બાજપક્ષીઓ અને લોઢાના પાંજરામાં પૂરેલા અનેક શિકારી ચિત્તાઓ, જુદી જુદી ગાડીઓમાં લદાઇને જતા હતા! બાદશાહની બેગમો, ઉપપત્નીઓ, નાયકાઓ, લૌંડીઓ, બાંદીઓ અને ખ્રીસીપાઇઓની ફોજની ફોજ, પડદાવાળી ગાડીઓમાં જતી હતી. બૉડીગાર્ડનો રસાલો, ડેરા તંબુ અને બીજા સરસામાનથી લડાયેલાં હાથી અને ઊંટોનો રસાલો, પાલખી, મ્યાના અને બીજા વાહનોનો રસાલો તથા ખાધખોરાકીના સંખ્યાબંધ ગાડાઓની પાછળ અંગ્રેજ સભાસદો અને બાદશાહના અમીર ઉમરાવોનો રસાલો જતો હતો. વાચક! જરા વિચાર તો કર કે, આટલા મોટા લાવ લશ્કરની કુચ, તે શિકારની કુચ હતી કે, કોઇ નગર સર કરવાની કુચ હતી? વાસ્તવમાં નસિરૂદ્દીનનાં આવા આડમ્બરવાળા શિકારી ઠાઠથી એમ જણાતું હતું કે, કોઇ સમર્થ રાજા, પોતાની સેના સાથે શત્રુના નગરપર આક્રમણ કરવા જાય છે!

નસિરૂદ્દીનનું આ લશ્કર જે જે ગામપર થઇને જતું હતું, તે તે ગામના ખેડુતો, ભય અને ત્રાસથી કંપી ઉઠતા હતા! કારણ કે તે પ્રાંતોમાં નસિરૂદ્દીન કે તેનો અનુચરવર્ગ પ્રથમ કદી પણ ગયો નહતો. વળી બાદશાહી લશ્કરનો પડાવ, પ્રજાને માટે મોટો કષ્ટદાયક હોય છે, કારણ કે લશ્કરી લોકો એમ સમજે છે કે, તેમને પ્રજાપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવાનો ખોદાએ આપેલો પરવાનો છે! પ્રજાજનો પાસે મજુરી કરાવવી,

તેમનામાં લુંટફાટ કરવી, કે તેમને ગાળો કિંવા લાતોથી અપમાન પહોંચાડવું, એ જાણે તેમનો ધર્મ જ છે! આવા જુલમથી પ્રજાને ઘણું દુઃખ ભોગવવું પડતું હતું. એ શિવાય માર્ગમાં કંઇ કામકાજ પડે, અથવા જ્યાં સડક કે સીધો માર્ગ ન હોય, ત્યાં બાદશાહી લશ્કરને માટે સડક બનાવવી પડે, ત્યારે લશ્કરી માણુસો, પ્રજાજનોમાંથી સ્ત્રી પુરુષ બાળક વૃદ્ધ કે પછી જે હાથે ચડે તેને પકડી લાવે અને તેની પાસે બેગારીનું કામ કરાવે. કદાચ, તે લોકોથી કંઇ કસુર થાય, કામ મોડું વહેલું કે બગડી જાય તો, તેમને લાત મુક્કી અને ધોલ થપ્પડ ખાવી પડે અને આખા દિવસની મહેનતના બદલામાં, યોગ્ય દામ મળ્યા વિના, ભૂખે પેટે, અથડાતાં કુટાતાં ઘેર જવું પડે. નસિરૂદ્દીનના રાજ્ય અમલની આ વાત કલ્પનાથી જોડી કહાડેલી નથી, કારણુ કે બ્રિટિશ રાજ્ય અમલમાં પણુ લશ્કરી પડાવ વખતે ન્હાના ન્હાના ગામડાઓમાંથી પ્રજાજનોને બેગારી તરીકે વેઠે પકડવામાં આવે છે, અને તેમના પ્રત્યે જે વર્તન, નવાબી અમલ વખતે ચલાવવામાં આવતું હતું, તેવુંજ વર્તન હાલ પણુ ચલાવવામાં આવે છે.

બાદશાહની સ્વારી અંતે ધારેલા શિકાર સ્થાનપર આવી પહોંચી. આ શિકારસ્થાન પણુ સરોવર જ હતું. તે લખનૌ પાસેના સરોવરથી લગભગ ૪૦ થી ૫૦ માઇલને અન્તરે હતું. આ સરોવર આગલા સરોવર કરતાં ઘણું મોટું હતું અને તેની ચારે તરફ જંગલ આવેલું હતું. અહીંની જમીન પહાડી હતી; પરંતુ ઘણે ઠેકાણે ખેતી પણુ થતી હતી. આ પ્રાંતમાં સડક જેવું કંઇ ન હતું; પરંતુ બાદશાહી લશ્કરને માટે, નવાબ–વજીરની આજ્ઞાથી પહેલાંથી સડકો તૈયાર કરવામાં આવી હતી. નવી તૈયાર કરેલી આ સડકો હર્યાભર્યાં ધાન્યના ખેતરોમાંથી કહાડવામાં આવી હતી; કારણુ કે બાદશાહના આરામ માટે જ લક્ષ અપાતું હતું; ગરીબ પ્રજાને ગમે તેવું નુકશાન થાય તે પ્રત્યે ઝાંખીને જોવાનું નસિરૂદ્દીનના અમલદારો શીખ્યા ન હતા અથવા તેમ કરવામાં તેઓ પોતાનો ધર્મ સમજતા ન હતા.

આ સરોવરથી થોડે છેટે, લશ્કરને માટે તમ્બુઓ અને કનાતો ઉભી કરવામાં આવી હતી. લખનૌ પાસેના સરોવર ઉપર જેવા તમ્બુઓ ઉભા કરવામાં આવ્યા હતા, તેવા જ અહીં પણુ ઉભા કરવામાં આવ્યા હતા. અહીં કેવલ રેસીડેન્ટ સાહેબનો તમ્બુ ન હતો, કારણુ કે તેઓ અહીં આવ્યા ન હતા. નસિરૂદ્દીને કનાતમાં ઉભા રહી, ચાર પાંચ દિવસ પક્ષીઓનો શિકાર કીધો. ત્યાર પછી બાજ પક્ષીદ્વારા શિકાર કરવાની વારી આવી. લગભગ આઠ દિવસ સુધી બાજ પક્ષીઓએ ન્હાના ન્હાના અસંખ્ય વનપક્ષીઓનો સંહાર કર્યા બાદ, પાળેલા વાઘ અને સિંહદ્વારા હરણનો

શિકાર કરવાની બાદશાહે આજ્ઞા કરી. આજ્ઞા પ્રમાણે નસિરૂદ્દીનનો અંગ્રેજ સભાસદવર્ગ અને બીજા સરદારો ઘોડાપર સ્વાર થયા અને સરોવરથી થોડે દૂર આવેલા એક જંગલમાં પહોંચી ગયા. ત્યાર પછી બાદશાહની સ્વારી પણ કેટલાક અંગરક્ષકોની સાથે ત્યાં આવી પહોંચી. આ જંગલમાં હિંસક વનપશુઓ ઘણાં હતાં, અને હરણોથી તો આ જંગલ ભરેલું હતું, એટલે બાદશાહે પોતાના સરદારોને આ જ ઠેકાણે, વનની ઘાડી ઘટામાં સંતાઇ રહેવા આજ્ઞા કરી. થોડીવાર પછી શિકારી માણસો જંગલમાં પેઠાં અને હરણના એક મોટા ઝૂંડને હાંકીને, જ્યાં બાદશાહ અને તેનો સરદાર વર્ગ, શિકારને માટે વનની ઝાડીમાં સંતાઇને બેઠો હતો, ત્યાં લઇ આવ્યા! હરણનું ઝૂંડ જેવું ત્યાં આગળ આવ્યું કે, તરત જ પાળેલા બાર સિંહો છોડી મૂકવામાં આવ્યા અને તેની સાથે બાદશાહ વિગેરે સભાસદો પણ શિકાર કરવાને માટે ઘોડાપર સ્વાર થઇને બહાર નીકળ્યા!

પ્રથમ હરણના ઝૂંડને ઘેરી લઇને, પાળેલા સિંહો તેનાપર તૂટી પડ્યા. જોતજોતામાં અસંખ્ય નિર્દોષ પશુઓનો તેમણે સંહાર વાળી નાંખ્યો. ઘાયલ થયેલા હરણોની, આ વખતની સ્થિતિ ઘણી કરુણાજનક હતી. તેમની પૂર્વની શક્તિ, કુદાકુદ અને સ્ફુર્તિ હવે નામમાત્રની પણ શેષ રહી નહતી! શત્રુથી ઘાયલ થયેલાં અને મૃત્યુના મુખમાં પડેલાં હરણો, પોતાની વિશાળ કાળી આંખોથી આમતેમ જોતા હતા. જાણે શિકારીઓની નિર્દયતા અને કાયરતા ઉપર તેઓ શોક કરતા હોય, એમ તેમની સ્થિતિ ઉપરથી જણાતું હતું. વાસ્તવમાં આ ધર્મયુદ્ધ નહતું; તેમ યથાર્થ રીતિએ તેમને પરાસ્ત કરવામાં આવ્યા નહતા; પરંતુ અન્યાય અને કુટિલ નીતિથી તેમને ઘાયલ કરવામાં આવ્યા હતા!

બીજે દિવસે શિકારમાં પાળેલા ચિત્તાઓ લાવવામાં આવ્યા. ચિત્તાના રખેવાળો તેમની ગરદનમાં લોઢાની મજબૂત સાંકળો ઘાલી, કુતરાની પેઠે તેમને આગળ લઇને ચાલતા હતા. થોડીવાર તો આ ચિત્તાઓ સીધી રીતે ચાલ્યા. પણ જ્યાં તેમનું ધ્યાન બીજી તરફ ગયું, અથવા જંગલમાંનો કોઇ શબ્દ તેમના કાનમાં ગયો, કે કોઇપણ પ્રકારની ગંધ તેમને આવી કે તેઓ ચમકીને આજુબાજુ જોવા લાગ્યા એટલે તેમને આગળ લઈ જવાનું કઠીન થઇ પડયું! પરંતુ તેમના ચતુર સંરક્ષકોએ તે જ વખતે પોતાના ડાબા હાથપર બાંધેલું નાળિયેર, કે જેનાપર મીઠાનું પાણી છાંટેલું હોય છે, તે ચિત્તાઓના નાક આગળ ધરી દીધું એટલે તે નાળિયેર તેઓ ચાટવા લાગ્યા અને મીઠાના પ્રભાવથી જે ગંધ તેમના મસ્તકમાં ભરાઇ ગઇ હતી તે નીકળી ગઇ! ધારેલા સ્થાનપર લઇ જતાં પહેલાં જ્યારે ચિત્તાઓ આવી ગંધથી અટકીને ઉભા રહે છે, ત્યારે તેના રખે-

વાળો આ યુક્તિ વાપરે છે, એટલે પાછા તેઓ પુંછડી દબાવી તેમને આધીન થઇ જાય છે!

ચિત્તાઓના રખેવાળો, ચિત્તાઓને લઇને સંતાતા છુપાતા અને શિકારની દૃષ્ટિથી ચિત્તાઓને બચાવતા, જ્યારે હરણોના ઝૂંડની પાસે આવી પહોંચ્યા કે તરત જ તેમણે ચિત્તાઓને છોડી દીધા. તે વખતની તેમની દોડધામ જોવા જેવી હતી. હરણો પણ પોતાના પ્રાણ લઇને, ફલંગો મારતાં મારતાં દોડતાં હતાં તે વખતે આજુબાજુ તે કંઇ જોતાં નહતાં. ઉંચું નીચું, ખાઇ ખડક ઓળંગીને તે પોતાના પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરતાં હતાં. આણી તરફ ચિત્તાઓનું લોહી શિકારને દોડતો જોઈ ઉછળી આવતું હતું; અને તેઓ પણ તેની પાછળ તેવી જ ચપળતાથી દોડતા ચાલ્યા જતા હતા. કદી બિલાડીની પેઠે, ઝાડીઓમાં પેસીને, નાળાઓ ઓળંગીને, શિકારપર લક્ષ રાખીને તે એવા દોડતા હતા કે, આ દૃશ્ય જો એકજવાર કોઇ માણસ જુએ તો તે કદી પણ ભુલી શકે નહીં. ચિત્તાની અને હરણની દોડ એટલી બધી હતી કે, બાદશાહ અને સભાસદવર્ગોના ઘોડા વારંવાર પાછળ પડી જવા લાગ્યા—જો કે શિકારને માટે આ માર્ગને સારી રીતે સુધારવામાં આવ્યો હતો, તો પણ વચ્ચે વચ્ચે ઉંચી નીચી જમીનથી, જંગલી ઝાડ અને કાંટાઓથી, ઘોડાઓ પોતાના સ્વારને લઇને જોઇએ તેવા દોડી શકતા નહતા. આવી સ્થિતિમાં ઘોડાપર આસન જમાવીને બેસવું તે કંઇ સાધારણ વાત નથી. બાદશાહ અને તેના સભાસદ વર્ગોના ઘોડા ઘણા ચપળ અને ઉત્તમ હતા અને તેઓ સ્વારની પેઠે, શિકારપર દૃષ્ટિ રાખી વેગભર દોડ્યા જતા હતા, તથાપિ રેતાળભૂમિથી અને ઝાડીઓથી, શિકારપર લક્ષ રાખીને તેમનાથી દોડાતું નહતું. સારાંશ કે, બાદશાહ અને બીજા શિકારીઓ ઘણી કઠીનતાથી શિકારની પાછળ પોતાના ઘોડા દોડાવતા જતા હતા. આવી કઠીનતામાં પણ ચિત્તો પવનની પેઠે શિકારની પાછળ દોડ્યો જતો હતો. જતાં જતાં આ સઘળું લશ્કર એક ખુલ્લા મેદાનમાં આવી લાગ્યું. ત્યાં ત્રણથી ચાર ફુટ ઉંચી ન્હાની ન્હાની ઝાડીઓનું જંગલ હતું. આ મેદાનમાં આવ્યા પછી હરણ દોડતાં દોડતાં થાકી ગયાં. જો તે જરાક આગળ ગયું હોત તો, જંગલની ઝાડીમાં પેસીને પોતાના પ્રાણ બચાવી શકતે; પરંતુ દુર્ભાગ્યે તે ત્યાં પહોંચતાં પહેલાં જ થાકી ગયું. આટલી વાર સુધી દોડી દોડીને તે એટલું બધું થાકી ગયું હતું કે, હવે તેનાથી છલંગ સુદ્ધાં મરાતી નહતી, એટલે તે પોતાના પ્રાણ બચાવવાને એક ઝાડીમાં પેઠું; પરંતુ વેલા અને ઝાડોની મોટી મોટી ડાળીઓમાં અટવાઈ પડીને તે નિર્દોષ પશુ, પોતાના શત્રુઓથી પ્રાણ બચાવવાને માટે આગળ વધતા પહેલાં ત્યાં જ બેસી ગયું. ચિત્તો તો તેનાપર

લક્ષ રાખીને દોડ્યો જ જતો હતો, તેણે પોતાના શિકારની આવી સ્થિતિ જોઈને, તરત જ તેનાપર તરાપ મારી અને તેના પ્રાણ હરી લીધા!

આ વખતે નસિરૂદ્દીન ઘણા આનંદમાં હતો; કારણ કે તે બરાબર ચિત્તાને શિકારપર છાપ મારતી વખતે ત્યાં આવી પહોંચ્યો હતો. બાદશાહી શિકારમાં, શિકારને નજરોનજર પ્રાણ છોડતાં જોવામાં એક પ્રકારનો સૌભાગ્ય મનાય છે! નસિરૂદ્દીને એક નિર્દોષ પશુને તરફડીયાં મારતું અને શત્રુના સખ્ત હુમલાથી ઘાયલ થઈને પ્રાણ છોડતું જોઈને અતિશય આનંદ માન્યો. આ આનંદ તેણે કોઈ બળવાન્ રાજ્યપર વિજય કર્યો હોય તેવો ગણ્યો અને તેના આવેશમાં એક ખુશાલીનો પોકાર પાડીને તેણે મરેલા હરણની પૂચ્છડી કાપી, પોતાની શિકારી ટોપીમાં ખોસી દીધી!!

## ત્રિંશદ્ અધ્યાય.

### શિકારીઓનો શિકાર!

ગયા શિકારે શેરને, શિકારના કરનાર;
ત્યાં સામો શેરે કર્યો, શિકારીનો શિકાર!

ક. દ. ડા.

વળી પાછા ડેરા તંબુ ઉપડયા! 'શાહી શિકાર'ને માટે નસિરૂદ્દિનનું લાવલશ્કર વળી બીજા નવીન સ્થાને શિકાર કરવાને ઉપડ્યું! પ્રજાજનોને રંજાડતું, તેમને અપરિમિત દુઃખ દેતું, નસિરૂદ્દીનનું લશ્કર, મિસરિખ ગામથી થોડે છેટે ગોમતીના ઉત્તર કિનારે, લગભગ આઠ દિવસની કુચ કરીને આવી પહોંચ્યું. લશ્કરને માટે ડેરા તંબુઓ ઠોકાયા પછી, બે દિવસની વિશ્રાંતિ લઈ નસિરૂદ્દીન, પોતાના અંગ્રેજ સભાસદો સાથે શિકારે નીકળ્યો. પહેલે જ દિવસે શિકારની શોધમાં આ 'શાહી શિકારીઓ,' એક જળાશયને કિનારે આવી પહોંચ્યા. આ જળાશયનો તટ કેવળ ઝીણી સફેદ રેતીથી પથરાયલો હતો. આ રેતી જોવામાં જો કે સફેદ હતી, તોપણ તેનો સ્વાદ તીક્ષ્ણ લાવણ્યમય હતો. હિંદુસ્થાનના ભૂપરીક્ષકો એના સંબંધમાં ઘણું જાણવા યોગ્ય વિવેચન કરે છે. આ લેખક ભૂગર્ભ વિદ્યાવિશારદ નથી, પણ એક સામાન્ય લેખક છે; તેથી એના સંબંધમાં તે કંઈ પણ વિવેચન કરી શકે તેમ નથી. પરંતુ આ ઝીણી અને સફેદ રેતીએ, નસિરૂદ્દીન તથા તેના ઇંગ્રેજ સભાસદોને જે વીતાડયું છે, તેનું જ વિવેચન કરીને તે વાંચકોના મનનું સમાધાન કરશે!

નસિરૂદ્દીન અને તેના ઇંગ્રેજ સભાસદો જાણે દિગ્વિજય કરવા નીકળ્યા હોય તેમ, આ રેતાળ પ્રદેશમ પહેલાં તો ચોગમેર પોતાના

ઘોડા દોડાવી ગયા. પરંતુ સ્હવારથી બપોર સુધી દોડી દોડીને ઘોડાઓ પણ થાકી ગયેલા હોવાથી, તેઓ અંત ભાગમાં ધીરે ધીરે ચાલવા લાગ્યા; અને જેમ જેમ તેઓ આગળ ચાલવા લાગ્યા, તેમ તેમ તેમની ટાંપોથી રેતી પવનમાં ઉડીને સ્વારોની આસપાસ છવાવા લાગી! એટલું સારું હતું કે, આ વખતે પવનનો વેગ વધારે નહતો, નહીં તો આ શાહીશિકારીઓ, પશુપક્ષીઓને બદલે પોતાની આંખોનો જ શિકાર કરીને પાછા ફરતે ! પરંતુ પવનના સંયોગે ઉડી રહેલી રેતીએ, શિકારીઓને અને તેમના ઘોડાને છેક જ કોરા જવા દીધા નહીં ! કારણ કે તેઓ સહેજ આગળ નહીં વધ્યા હશે એટલામાં તો પવનનો વેગ વધ્યો અને તેથી રેતી ઉડી ઉડીને શિકારીઓનાં આંખ, નાક અને કાનમાં ભરાવા લાગી ! રેતીના ઝીણા ઝીણા અને તીક્ષ્ણ ચળકતાં કણો, મરચાંની ભુકી પ્રમાણે તેમને વેદના આપવા લાગ્યા. આંખો ચોળતા, નાક મસળતા અને કાન ખંખેરતા, શિકારીઓ હજુ આગળ વધતા જ હતા. તેમના ઘોડાઓ પણ, સ્વારની ઇચ્છાને આધીન થઈ, હણહણાટ કરતા અને ફુફાંડા મારતા બિચારા દોડતા હતા. સ્વારના જેવી જ તેમના ઘોડાઓની પણ અવસ્થા હતી. પણ તે અવાચક પ્રાણી કહે તે કોને? ભુખ અને તરસ વેઠીને, સવારથી બપોર સુધી વેગભેર દોડીને, તેઓ થાકી ગયા હતા, તેમાં રેતીના કણોથી તેમના દુઃખની સીમા નહતી! ઘોડાઓ પાણી પીવાને માટે, જળાશય તરફ ધસ્યા જતા હતા, પરંતુ તેમના દુર્ભાગ્યે તેનું પાણી એવું ખારું હતું કે, તેમાં તેમનાથી મ્હોંડુ પણ બોળી શકાય તેમ નહતું !

આ કષ્ટદાયક યાત્રાથી શાહી શીકારની સમાપ્તિનું બીજ રોપાયું ! કારણ કે બીજા શીકારીઓની પેઠે, નસિરૂદ્દીનની આંખ, નાક અને કાનમાં રેતીએ નીવાસ કરીને તેને એવો ખીજવી મુક્યો કે, તે હિંદુસ્થાનીમાં અને કદી કદી ઇંગ્રેજીમાં એવી ગાળો બોલવા લાગ્યો કે, જેના મ્હોંડામાંથી અન્ય અવસરે એવી ગાળો નીકળવાનો કદાપી સંભવ નહતો ! આ શાહી શીકારીઓમાં વળી એક વૈજ્ઞાનિક સાહેબ હતા. તેઓ આંખ અને નાક ચોળતા, પોતાના વૈજ્ઞાનિક જ્ઞાનનો પરિચય આપતા સૌને કહેવા લાગ્યા કે, અમારા ધન્યભાગ્ય છે કે અમે આજે અચાનક, પૃથ્વીના એક એવા ભાગપર આવી ચડ્યા છીએ કે જેને માટે ભૂગર્ભ-વિદ્યાના પંડિતો અને યૂરોપવાસીઓ લાંબી લાંબી મુસાફરી કરી દુઃખ સહન કરે છે ! તે વૈજ્ઞાનિકનું કહેવું જો કે ખરું હતું, પરંતુ આ વખત તેમને માટે એવો હતો કે, સૌ કોઇ તેના વૈજ્ઞાનિકપણાપર ચીડાઇને તેને મનમાં ને મનમાં હજારો ગાળો દેવા લાગ્યા ! આ વખતે જો કે દરેક શીકા-રીઓએ પોતપોતાની આંખો મીંચી દીધી હતી; તોપણ રેતીના કણો

એવા ઝીણા હતા કે, તે જરા જરામાં આંખોમાં પેસી જતાં હતાં અને તેમને અસહ્ય વેદના કરાવતાં હતાં. અહીં શીકારીઓ કરતાં તેમના ઘોડાઓની અવસ્થા વળી જુદી જ હતી! તેમનાથી કંઈ પોતાની આંખો મીંચાય તેમ નહતું, કારણ કે સ્વાર અને તેનો ઘોડો જો બન્ને આંખ મીચીને જ ચાલે તો પછી મોતને બોલાવવા જવાનું જ પડે નહીં! પરંતુ આવી જ સ્થિતિ જો વધારે વખત રહેશે, તો ઘોડાઓ આંધળા બનશે અને આપણે પણ આંખો ચોળતા આ રેતાળ પ્રદેશમાં જ સ્વધામ પહોંચીશું, એવી આ શાહી શીકારીઓને બ્હીક લાગવા માંડી!!

વાચકોમાંથી કોઈ કદાચ પ્રશ્ન કરશે કે, આવા કષ્ટદાયક રેતાળ પ્રદેશમાં ફસાતા તેઓ પાછા કેમ ન ફર્યા અને જાણી જોઈને એમને એમ તેઓ આગળ કેમ વધ્યા ગયા? પરંતુ તેમના ઉપલા વૃત્તાંતથી વાચકો સમજી શકશે કે, તેમને આવા રેતાળ પ્રદેશમાં જવાનું કંઈ પ્રયોજન નહતું. તેમને વૈજ્ઞાનિક સંશોધન કરવાનું નહતું; તેમ શરીરપર લોહી લગાડીને તેમને શૂરવીર પણ બનવું નહતું. શીકારની શોધ માટે, અને નિર્દોષ પ્રાણીઓનો વિનાકારણ સંહાર કરવાને અર્થે, તેમની નિર્દયવૃત્તિએ તેમને ઉત્તેજીત કર્યા હતા. અને તે નિર્દય, ઉત્તેજીત વૃત્તિએજ તેમને આવી રીતે મોતના મ્હોડાંમાં લાવી મુકયા હતા! હવે તેઓ શું કહે? એજ કે, મુંગે મ્હોડે સૌ સહન કરવું! તે લોકો પણ આ સંકટમાંથી મુકિત મેળવવા પ્રયત્ન કરતા હતા. પરંતુ સ્હેજમાં તેમને મુકિત મળે તેમ ન હતું! તેઓ અચાનક એવી જગ્યામાં આવી ફસ્યા હતા કે, આ કષ્ટદાયક રેતાળ પ્રદેશનો કયાંથી આરંભ થયો અને હવે તેની સમાપ્તિ કયાં થશે, તેની પણ તેમને ખબર ન હતી! તેઓ તો આંખો ચોળતાં ચોળતાં આ રેતાળ પ્રદેશના મધ્યભાગમાં આવી પહોંચ્યા હતા, એટલે તેઓ પાછા જાય પણ કયાં? આવી સ્થિતિમાં તેઓએ પાછા ફરવા કરતાં. આગળ વધવામાંજ ઉચીત જાણ્યું!!

નસિરૂદ્દીન અને તેના ઇંગ્રેજ સભાસદો, તેમની ઘાતકીવૃત્તિને લીધે જો કે દયાને પાત્ર નહતા; પરંતુ પોતાની પીઠપર તેમનો શરીરને ઘાતુક ભાર વહન કરનારા ઘોડા જેવા નિર્દોષ અને અવાચક પ્રાણીઓ, આ વખતે પરમેશ્વરની દયાને વિશેષ પાત્ર હતા! અંતે આ પ્રાણીઓને પરમેશ્વરે ખરો માર્ગ બતાવ્યો અને તેથીજ છેક સાયંકાળે, આ શાહી શીકારીઓ, છાવણીમાં આવી પહોંચ્યા. રાત્રે ભોજનને સમયે સૌ એકઠાં થયા. હજુ સુધી નસિરૂદ્દીનપર, તે તીક્ષ્ણ ચળકતી રેતીએ પોતાનો પ્રભાવ કાયમ રાખ્યો હતો. તે વારંવાર આંખ અને નાક ચોળતો હતો અને તેથી તે અતિશય વ્યાકુલ અને રૂષ્ટ થઇને ભોજનના ટેબલપર બેઠો હોય

તેમ જણાતું હતું! આ વખતે તેને કંઈ રૂચતું નહતું. રાજનાપિતની મશ્કરી, અનુચરોની વાતચીત, અથવા નાયકાઓના નાચમુજરાથી તેનું ચિત્ત પ્રસન્ન થાય તેમ નહતું. તેને પોતાના સભાસદો ઉપર કોપ વ્યાપ્યો હતો અને તેને આવા સ્થાનપર લઇ જવા માટે તેમનાપર ધિક્કાર છુટયો હતો! આવા દુઃખદ સ્થાનની સૂચના પહેલે કેમ ન આપવામાં આવી એ માટે તેને ક્રોધ ઉપજ્યો હતો. પરંતુ તેના સભાસદો કંઇ ત્રિકાળજ્ઞાની નહતા, કે તેને પ્રથમથી સૂચના આપી શકે! જેમ તેમ ભોજન આટોપી નસિરૂદ્દીન અંતઃપુરમાં ગયો અને તેથી તેના સભાસદો પણ પોતપોતાના તંબુએ જવાને ઉઠયા. આવી અવસ્થામાં અતઃપૂરમાંની સ્ત્રીઓનો રક્ષક ઇશ્વરજ છે! જો કદાચ તેમનાથી જોરથી છીંકાઇ જવાય, અથવા તેમના મ્હોંડામાંથી એવો કોઇ શબ્દ નીકળે, કે જેથી સ્વતંત્ર અને અલબેલા અયોધ્યાપતિનો ક્રોધ વધી જાય તો તરતજ તેમને દેહાંતદંડની શિક્ષા મળે!!

અત્યાર સુધી 'શાહી શીકાર'ને માટે ઋતુ અનુકુલ રહી, પરંતુ જે દિવસે નસિરૂદ્દીન અને તેના સભાસદો ધૂળ ફાકીને પાછા ફર્યાં, તેજ રાત્રે મુશળધાર વરસાદ પડ્યો! ભયંકર મેઘ ગર્જનાની સાથે રહી રહીને વીજળીના ચમકારા થવા લાગ્યા! અને તેના પ્રભાવથી આખી છાવણીમાં કોળાહળ મચી રહ્યો! સૌ કરતાં નસિરૂદ્દીનના ઇંગ્રેજ સભાસદોને, ઋતુના ફેરફારે ભયથી વિશેષ વિહ્વળ કરી મુકયા! મધ્યરાત્રે મેઘગર્જના ઓછી થઇ તો વાયુનો વેગ વધ્યો અને તેની સાથે તેમના તંબુઓ હિચકા ખાવા લાગ્યા. વાયુના વેગથી તંબુ સાથે મારેલા ખૂંટા પણ હાલી ઉઠયા! તંબુમાં પવન ભરાયાથી તે પણ પોતાના સ્થાનથી ઉડી હવામાં જવાની તૈયારી કરવા લાગ્યો! નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદો આવા તોફાનથી ગભરાઇને તંબુની અંદર આમ તેમ આંટા મારતા હતા, પરંતુ તેમના નોકરોએ આ તોફાનની શરૂઆતથી જ તંબુ સાથે બીજા દોરડાં બાંધીને તેને મજબૂત કર્યાં હતા, એટલે તેમના તંબુઓ હવામાં ઉડ્યા છતાં પણ પોતાની જગ્યાપર સહી સલામત રહેવા પામ્યા. આ વરસાદ અને પવનથી આખા લશ્કરમાં મોટી ગડબડ મચી રહી. થોડીવાર પછી આ તોફાન શમ્યું અને વરસાદ પણ પડતો બંધ રહ્યો, ત્યારે ઘોડાઓનો હણહણાટ, હાથીઓની કાન ફાડી નાંખે એવી ભયંકર ચીસો અને માણસોનો મોટો કોળાહળ સંભળાવા લાગ્યો!

આ કોળાહળથી અંગ્રેજ સભાસદોએ ધાર્યું કે, જાનવરો છૂટી ગયાં હશે. પરંતુ ધીરે ધીરે આ કોળાહળ જ્યારે ઘટવાને બદલે વધવા લાગ્યો, ત્યારે તેઓ અંદર અંદર કહેવા લાગ્યા કે, "ઘણા જાનવરો છૂટી

ગયા છે, તેથી જો એકાદ મસ્ત હાથી આ તરફ આવ્યો તો આપણા તંબુઓની અને તે સાથે આપણી પણ આવી બની સમજવી!"

## એકત્રિંશદ્ અધ્યાય.

### લૂટ એ લૂટ.

નિર્દોષ વન પશુઓની નિર્દયપણે કતલ કરનારા અને તેમાં જ પોતાની બળ-બુદ્ધિની સાર્થકતા સમજનારા આ દેખાતા બળવાન પણ ભીરૂ હૃદયના અંગ્રેજ સભાસદો, આવી રીતે ભયની આકાંક્ષા કરીને છેલ્લે ઇશ્વિરની પ્રાર્થના કરવા બેઠા! પ્રાર્થના કરી રહ્યા પછી તેઓ પોતાના નોકરોને સાવધાન રહેવાનું કહીને પાછા સુતા. પરંતુ તેઓ ઘડી બે ઘડી ન સુતા એટલામાં પાછો કોળાહળ થયો. હવે તેમની હિમ્મત ભાંગી પડી અને છેલ્લે આ કોળાહળનું કારણ શોધવા તેમણે પોતાના માણસોને દોડાવ્યા!

તેમના માણસો અર્ધે રસ્તે પહોંચ્યા નહીં હોય એટલામાં તંબુ બ્હાર એક માણસ તેમના નોકરોને બોલાવતો હોય એમ સંભળાયું. થોડીવારમાં એક નોકરે તંબુમાં આવીને, ભયથી વિહ્વલ થયેલા સાહેબોને સંદેશો કહ્યો કે, "જહાંપનાહકા પેગામ લેકર ચોબદાર આયા હૈ!"

'જહાંપનાહનો પેગામ' એ હતો કે, કપ્તાન સાહેબને બાદશાહ સલામત તાકીદે બોલાવે છે. અંગ્રેજ સભાસદો આ સંદેશો સાંભળીને વિચારમાં પડ્યા કે, એવી કઈ આફત આવી પડી કે આવી અંધારી રાત્રે, વરસાદના તોફાનમાં કપ્તાન સાહેબને બોલાવવાની જરૂર પડી! ચોપદારને પુછતાં તેણે કહ્યું; "મુઝે માલૂમ નહીં કિ કયા કામ હૈ. હાં, ઇતના જાનતા હું કિ, શાહી ડેરે મેં હુલ્લડ મચ રહા હૈ ઔર એક ડેરા હવાસે ગીર ગયા હૈ." ચોબદારના આટલા શબ્દોથી અંગ્રેજ સભાસદો અરસપરસ નાનાપ્રકારના તરંગો ઉઠાવવા લાગ્યા. એક જણે કહ્યું, કે "કોણ જાણે એવું પણ થયું હોય કે, નવાબવજીરપર યોગ્ય બંદોબસ્ત નહીં રાખ્યા બદલ બાદશાહ સલામત ગુસ્સે થયા હોય, અને તેથી તેને ગરદન મારવાને કપ્તાન સાહેબને બોલાવવામાં આવ્યા હોય!" બીજાએ કહ્યું, "નહીં નહીં, તેમ નહીં હોય, પણ "શાહી-હરમ"માં કંઇ ગડબડ થઇ હશે!" ત્રીજો બોલ્યો; "ના ના, બાદશાહ સલામતની એકાએક તબીયત બગડી હશે, તેથી અહીંથી કુચ કરવા કપ્તાન સાહેબને બોલાવ્યા છે."

તે લોકોને આમ વિવાદ કરતા મુકી, કપ્તાન સાહેબ તો ચોપદારની સાથે ચાલી નિકળ્યા. થોડીવાર પછી કોળાહળનું કારણ જાણવા મોકલેલાં તેમનાં માણસો આવી પહોંચ્યાં. તે લોકોએ કહ્યું કે, બાદશાહ સલામતના

તંબુઓ ઉપાડવાની તૈયારીઓ થઇ રહી છે: પરંતુ શા કારણથી આમ એકાએક કુચ કરવાનો હુકમ થયો છે, તેનું કારણ તેમનાથી શોધી કહડાયું નથી; કારણ કે એક જમાદારને એ સંબંધી પુછવા જતાં, બે ચાર માણસોને તેણે લાત મુકકીથી અધમુવા કરી મુકયા હતા! અંગ્રેજ સભાસદોને એથી સંતોષ ન વળ્યો. પરંતુ તેમનાથી પણ બહાર નીકળીને એની તપાસ થાય તેમ નહતું; કારણ કે હજુ ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો અને તે સાથે બહાર એવું અંધારૂ છવાઇ ગયુ હતું કે મ્હોંડે મ્હોંડું સુજતું ન હતું! આવી રીતે નિરૂપાય થઇને અંગ્રેજ સભાસદો પાછા માથે હાથ દઇને વિચાર કરતા બેઠા. એટલામાં કપ્તાન સાહેબ આવી પહોંચ્યા, તેમણે કહ્યું; "ભાઇઓ, હું જાઉં છું. તમે તમારી હોંશીયારીમાં રહેજો."

કપ્તાન સાહેબના આ સબ્દો સાંભળીને, અંગ્રેજ સભાસદો એક સાથે બોલી ઉઠયા; "અરે ભાઈ, કયાં જાઓ છો? કોણ કોણ જાય છે?"

કપ્તાન બોલ્યો; "જહાંપનાહની સ્વારી, અર્ધા કલાકમાં લખનૌ તરફ કુચ કરશે. તેમની સાથે તેમની ફોજ અને બેગમો પણ જાય છે. કોણ જાણે શા કારણથી બાદશાહ સલામત ગુસ્સે થયા છે, અને અહીંથી અર્ધા કલાકમાં કુચ કરવાનો તેમણે હુકમ કીધો છે? જુઓ; હું ફરી કહું છું કે, તમે ખૂબ હોંશીયાર રહેજો. નહીં તો લુંટાઇ જશો."

આટલું કહી તેઓ પોતાનો સરસામાન બંધાવવા લાગ્યા. જે સાથે લેવા જેવું હતું તે લઇને બાકીનું પોતાના નોકરોને લાવવાનું કહી તેઓ જવાને તૈયાર થઈ ગયા.

લૂંટાઇ જવાની વાત સાંભળીને, અંગ્રેજ સભાસદો ભયભીત બની ગયા. એક સભાસદે પુછ્યું, "શું ખરેખર લૂંટારા લોકો અમને લુંટી લેશે?"

"જો હોંશીયારીમાં રહેશો તો નહીં લુંટી જાય; પણ જો ગફલતીમાં રહ્યા તો તમારા શરીરપરનાં લુગડાં પણ તેઓ ઉતારી જશે. જ્યારે તે લોકોના જાણવામાં આવશે કે, બાદશાહ અને તેનું સઘળું લશ્કર અહીંથી કુચ કરી ગયું છે, ત્યારે તમારા તંબુઓ ઉપર છાપો માર્યા વિના તેઓ કેમ રહેશે?" કપ્તાને કહ્યું.

હવે શું કરવું? તેમનાથી બાદશાહની સ્વારી સાથે પણ જવાય તેમ નહતું; કારણ કે તેમની સાથે જોઇએ તેટલા ભોઇઓ નહતા. વળી બાદશાહનો હુકમ પણ એવો હતો કે તેમણે નવાબ–વજીરની સાથે આવવું. પચાશ માઇલની મુસાફરી, અને તે પણ ઉજડ માર્ગે કરવાની, તેથી પગે ચાલતાં પણ જવાય તેમ નહતું. જો કે તેમની સાથે એકેક હાથી અને બબ્બે ઘોડા હતા, પરંતુ તેનાપર બેસીને આખો દિવસ સૂર્યનો તાપ

સહન કરવાની તેમનામાં શક્તિ નહતી. મ્યાના અને પાલખીઓ પણ તેમની સાથે હતી, પરંતુ ભોઇઓ વિના તેને ઉંચકે કોણ? તેમનો બાપ? વળી તેઓ છડી સ્વારીએ ઉપડી જાય તો તેમના સરસામાનની સલામતી શી? કદાચ લૂંટારાઓ તે ન લૂંટે તો નવાબ-વજીરનાં માણસો તેને કયાં છોડે તેવાં હતાં?

હવે બીજો કંઈ ઉપાય નહતો, તેથી અંગ્રેજ સભાસદોએ વિચાર કીધો કે, સવાર થતાં સુધી અહીંયાજ પડ્યા રહેવું. વળી તેઓને એવી આશા હતી કે નવાબ-વજીર સવારે આપણને પુરતાં માણસો આપશે એટલે આપણે નિર્વિઘ્ને લખનૌ પહોંચી જઇશું.

થોડીવાર પછી બાદશાહ સલામતની સ્વારી નીકળી. અંગ્રેજ સભાસદો તંબુમાં બેઠા બેઠા ઘોડાઓનો હણહણાટ, ભોઇઓનો "દાયાં બાયાં" "હું હાં" તથા હાથીઓના ગળે બાંધેલા ઘંટનો અવાજ સાંભળવા લાગ્યા. બાદશાહની સ્વારી ઘણી ઉતાવળે જતી હતી, એટલે તે જેમ જેમ દુર જતી ગઇ, તેમ તેમ તેનો કોળાહળ ઓછો થતો ગયો અને અંતે પાછું સુમસામ થઈ ગયું. બાદશાહનો હુકમ પણ "નાદીરશાહી હુકમ" જેવો હતો. આ તરફ તેમના મ્હોંડામાંથી વાત નીકળી કે, બીજી તરફ તે કામ થઇ જવું જ જોઇએ! આ વખતે તેમણે કુચનો હુકમ પણ એવી જ રીતે આપ્યો હતો. તેમણે હુકમ કર્યો કે, તે જ પળે કુચનો ડંકો વાગ્યો, જોત જોતામાં લાવ લસ્કર તૈયાર થઈ ગયું; અને સ્વારી ધામધુમની સાથે નીકળી પડી!

હજુ પણ ઝરમર ઝરમર વરસાદ હતો. બ્હાર પથરાયેલી શૂન્યતા અને અંધારી રાતના યોગે માણસના મનમાં ભયનો સંચાર થતો હતો. અંગ્રેજ સભાસદોના તંબુમાં આ વખતે એક ટેબલપર મોટો લેમ્પ બળતો હતો. તેઓ લૂંટારાના ભયથી તંબુના દરવાજા ઉપર છુટા છુટા સુતા હતા. તેમની પાલખી અને મ્યાના, લૂંટારાઓ અંદર આવી ન શકે તેટલા માટે તંબુના દરવાજામાં મૂકવામાં આવ્યા હતા. કેવળ એક વધારાની પાલખી, બ્હાર જગ્યા નહીં હોવાથી તેમણે તંબુની અંદર મુકી હતી. વળી કપ્તાને કહેલી વાત હજુ તેઓ ભુલ્યા નહતા, તેથી તેઓ એવા ઠરાવપર આવ્યા કે, આપણામાંથી એકેક જણાએ વારા ફરતી બબ્બે કલાક ચોકી ભરવી! એ ઉપરાંત વખતપર કામ આવે એ માટે તેમણે બે પિસ્તોલ ભરીને ટેબલપર મુકી અને એકેક તરવાર પોતાની પાસે રાખી. આવી રીતે ગોઠવણ કરીને તેઓ સુતા. પહેલી વારી એક સાહેબની આવી, જેઓ અગાઉ આસ્ટ્રીયાના લશ્કરમાં કપ્તાનનો ઓધ્ધો ભોગવી ચુકયા હતા. જો કે તંબુની અંદર બીજા પાંચ પંદર નોકરો સુતા હતા, પરંતુ તેમનાપર ભરોસો મુકાય તેમ નહતું; કારણ કે તેઓ પણ લૂંટારાઓથી બહુ બ્હીતા હતા.

પેલા આસ્ટ્રીયન કપ્તાન સાહેબ તંબુની અંદર એવી જગ્યાપર ચોકી કરવા બેઠા હતા કે, જેથી બન્ને દરવાજાપર તેમની નજર રહી શકે. તેઓ આરામ ખુરસીપર તકીયો મુકીને બેઠા હતા અને પોતાના બન્ને પગ ટેબલની નીચે નાંખ્યા હતા. વળી પાટલુનના ગજવામાં પોતાના બન્ને હાથ ઘાલીને અક્કડપણે "મેનીલા" ચીરૂટ મ્હોંડામાં દબાવીને ફક ફક ધૂમાડો ઉડાવતા હતા. તેમના આવા કાબેલીયતપણાપર નિર્ભય થઇને, બીજા અંગ્રેજ સભાસદો સુતા. પરંતુ નસિરૂદ્દીનનો એક અંગ્રેજ લાયબ્રેરીયન, જે આ ટોળામાં હતો તેને કોઈ કારણથી નિદ્રા આવી નહીં. તંબુના દરવાજાની બાજુપર તે એક કોચપર સુતો હતો, એટલે પેલા પહેરો ભરનાર સાહેબની તેના તરફ પીઠ હતી. આવી સ્થિતિમાં અર્ધો કલાક નહીં વીત્યો હશે, એટલામાં તે લાયબ્રેરીયનને કંઈ ગડબડ માલૂમ પડી. પેલા ચોકી ભરનાર સાહેબ તો ચીરૂટ પીવામાં મસગુલ થઈ ગયા હતા, એટલે તેના જાણવામાં આ ગડબડ જરાપણ આવી નહીં; પરંતુ લાયબ્રેરીયન ચતુર હતો તેથી તે તરત ચેતી ગયો. તે બ્હીકથી હાલ્યો તો નહીં, પણ પોતાની આંખો ઉઘાડીને આ ગડબડ શું છે તે જોવા લાગ્યો. આમ તેમ નજર ફેરવીને જોતાં તેને જણાયું કે, એક કાળો હાથ જમીનપર ફરે છે અને કોચ પાસે મુકેલી એક ટીનની પેટી ઉપરની લુગડાંની પોટલી, કે જેમાં તેનાં ધોવડાવેલાં કપડાં હતાં તે ધીરે રહીને ઉઠાવે છે. તે જાણુતો હતો કે આ પોટલીમાં પોતાના કીંમતી લુગડાં છે. હવે જો તે એકદમ ઉઠીને તેને પકડતો નથી તો પોટલીને જરીવારમાં પગ થાય છે! લાયબ્રેરીયનના મનમાં લૂંટારાઓની બ્હીક તો ઘણી હતી, પણ લૂગડાંથી ભરેલી પોટલીનો લોભ તેનાથી જતો કરાયો નહીં. આથી તે ઉઠયો અને જેવો તે પોટલી સહીત લૂંટારાનો હાથ પકડવા જાય છે, એટલામાં લૂંટારો અને પોટલી બન્ને ગેબ! લૂંટારો કયે રસ્તે આવ્યો અને કયે રસ્તે ગયો તે પણ તેનાથી કળાયું નહી. ઉઠતા ઉઠતામાં તે લૂગડાંની પોટલી સાથે આંખમાં ધૂળ નાંખીને કયાં અલોપ થઈ ગયો એ શોધી કહાડવાની લાયબ્રેરીયનની જીજ્ઞાસા વધી! પરંતુ તે બીચારાની જીજ્ઞાસાએ તેને ખેરખરો સપડાવ્યો! થયું એમકે લૂંટારાની અને લાયબ્રેરીયનની આવી ગડબડથી પેલા ચોકી કરનારા કપ્તાન સાહેબ જે ચીરૂટ પીતા પીતા જરા ઝોખૂં ખાઇ ગયા હતા તે એકદમ ખોંખારો ખાઇને ઉભા થયા અને ટેબલપરથી ભરેલી—તૈયાર પિસ્તોલ લઇને તેમણે લાયબ્રેરીયનપર તાકી! અધુરામાં પુરૂં દીવામાં તેલ થઇ રેહેવાથી તે પણ મંદમંદ બળતો હતો એટલે કપ્તાન સાહેબ લાયબ્રેરીયનને ચોર સમજ્યા અને લાયબ્રેરીયને કપ્તાનને ચોર ઠોકી બેસાડયો! કપ્તાનના હાથમાં

પિસ્તોલ જોઇને લાયબ્રેરીયને પણ પોતાની તરવાર લીધી અને બન્ને જણાઓ એક બીજાની વચ્ચે હાથોહાથ આવી પડયા ! બન્નેમાંથી એકના અથવા એક સાથે બન્નેના પ્રાણ જવામાં ફક્ત એકજ પળની વાર હતી. એટલામાં લાયબ્રેરીયને કપ્તાનને ચોર સમજી પહેલા લુગડાંની પોટલી સંબંધી સવાલ કીધો એટલે ભરમ ફુટયો અને બન્નેની આંખો ઉઘડી. તરતજ તેઓ એક બીજાનો હાથ પકડી, દીવા પાસે ગયા અને તેને સતેજ કરીને ફરી ચોરની તપાસ કરવા લાગ્યા. પરંતુ આટલીવાર સુધી ચોર તેમની પકડવાની વાટ જોતો તંબુમાં બેસી રહે, એવો તે કાચો નહતો. તે તો આ બન્ને જણા પીસ્તોલ અને તરવાર લઇ એક બીજાને મારવાની ધાલમેલ કરતા હતા, તે જ વખતે એક કોચની નીચથી નીકળી પેલા ચોકી કરનારા કપ્તાન સાહેબવાળા દરવાજાથી છલંગ મારીને કયારનો પસાર થઇ ગયો હતો !!

આ ગડબડથી બીજા સુતેલા અંગ્રેજ સભાસદો જાગી ઉઠયા. સાથે સાથે નોકર ચાકરો પણ ઉઠયા એટલે પછી પુછવું શું ? તેમણે "પકડો–પકડો–ભાગને ન પાવે"ની બૂમોથી સૌ ગજાવી મૂકયું. પરંતુ જેમ કમાનમાંથી એક વખત તીર છૂટયા પછી તે પાછું હાથમાં આવતું નથી, તેમ આ લૂંટારા ભાઇ પણ તેમના હાથમાંથી એક વખત છુટયા પછી પાછા હાથમાં આવે એમ ન હતા. પરંતુ આપણે આવા બુદ્ધિમાન અને સાહસીક છતાં, એક લૂંટારો આપણી આંખમાં ધૂળ નાંખીને આપણો માલ લઇને પસાર થઈ જાય અને આપણે તેને પકડી શકીયે નહીં, ત્યારે આપણે મર્દ બચ્ચાં શાના ? એ વિચારે અંગ્રેજ સભાસદો પાછા ચોર પકડવાની ગડબડ કરવા લાગ્યા. ચોર તો હાથમાં આવે એમ હતું જ નહી, ઉલટા તેઓ ચોર પકડવાની લાહ્યમાં બીજી વખત મૂર્ખ બન્યા. ચોર જે વખતે તંબુમાં હતો તે વખતે તે તંબુના અંદર અને દરવાજા આગળ જે પાલખી મુકી હતી તેમાંથી; બહાર નીકલ્યો હતો, પરંતુ અંધારાને લીધે પાલખી આગળ સુતેલા એક નોકરપર તેનો પગ પડવાથી, તે જાગી ઉઠયો અને તે જ વખતે "પકડો–પકડો"ની બૂમ પડી, એટલે નોકર ચેત્યો કે આજ ચોર છે, તેથી તેણે ચોરને પકડી રાખ્યો ! પરંતુ ચોરે સમયસૂચકતા વાપરીને લૂગડાની પોટલી નાંખી દીધી અને તેના હાથમાંથી છટકવાનો પહેલો પ્રયત્ન કર્યો. તે નોકર બળવાન હોવાથી તેના હાથમાંથી ચોરથી છટકી શકાયું નહીં, એટલે બન્ને જણા વરસાદથી થયેલા કીચડમાં મલ્લયુદ્ધ કરવા લાગ્યા.

આ મલયુદ્ધમાં ચોર મ્હાત્ થયો અને તેની છાતીપર નોકર ચ્હડી બેઠો ! ચોરે ધાર્યું કે હવે આપણું આવી બન્યું. જો એ હમણાં બૂમ પાડશે તો આટલા બધા માણસોથી આપણો મોત વિના છૂટકો થનાર

નથી. એથી તેણે છેલ્લી યુક્તિ અજમાવી. આ વખતે તેના બન્ને હાથ તો છુટા જ હતા, એટલે તેણે સુતાં સુતાં બન્ને હાથે કીચડ લીધો અને જેવો તે નોકર બૂમ પાડવા જાય છે તેવો જ તેણે નોકરની આંખમાં અને મ્હોંડામાં કીચડ ભરી દીધો. આંખમાં કીચડ જવાથી, નોકર ગભરાયો એટલે તેને છોડી દઇને તે બન્ને હાથે પોતાની આંખો ચોળવા લાગ્યો! ચોરને તો એજ જોઇતું હતું. તરત જ તેણે પોતાની છાતીપર ચ્હડી બેઠેલા નોકરને બન્ને હાથે જોરથી હડસેલો માર્યો. નોકર બિચારો નીચે ગબડી ગયો. આવી રીતે તેના હાથમાંથી છૂટતાંજ ચોર છલંગ મારીને ઉભો થયો અને મુઠ્ઠીઓવાળીને ન્હાસી ગયો. તેને ન્હાસતો જોઇને પેલો નોકર આંખો ચોળતો ચોળતો "પકડો–પકડો"ની બૂમો પાડવા લાગ્યો. તેની બૂમો સાંભળીને પેલા આસ્ટ્રીયન કપ્તાન સાહેબ, ચોર પકડવાને ત્યાં દોડતા દોડતા આવ્યા. આંખમાં કાદવ ગયાથી નોકર તો હજુ સુતો આંખો જ ચોળતો હતો ને તેની વેદનામાં તેને પોતાની દેહનું ભાન ન હતું; પરંતુ નોકરની આવી સ્થિતિ જોઇને પેલા કપ્તાન સાહેબ કે જેણે તેની "પકડો–પકડો"ની બૂમ સાંભળી પિસ્તોલ છોડી હતી, ને એવું સમજ્યા કે મ્હારી પિસ્તોલની ગોલીથી ચોર ઘાયલ થઇને હજુ અહીંયાજ પડયો છે! હવે બાકી શું રહ્યું? આટલી મહેનતે પણ ચોર પકડાયો એવા મનના માની લીધેલા આનંદે, કપ્તાન સાહેબ પેલા નોકરને જ વળગી પડયા! નોકરે વિચાર્યું કે ફરી પાછો ચોર આવ્યો કે શું? એટલે તેણે પણ આંખો ઉઘાડયા શિવાય, ને આજુ બાજુ જોયા શિવાય ફરી જોરથી 'પકડો–પકડો'ની બૂમો પાડી; અને કપ્તાન સાહેબની સાથે મલ્લયુદ્ધ કરવા માંડયું. એક બે વખત નોકર નીચે તો ત્રણ ચાર વખત કપ્તાન સાહેબ નીચે, એમ અરસપરસ બન્ને કીચડમાં ખૂબ રગદોળાયા! એટલું જ નહીં, પણ મુસલમાનોની મહોરમમાં જેમ તાજીયાની આગળ માનતા ચહડાવવા આવેલા માણસો ગબડે છે, તેમ તેઓ એક બીજાને વળગીને ગબડતા ગબડતા ઘણે દુર નીકળી ગયા. નોકર મ્હોંડામાંથી બોલતો નથી કે હું નોકર છું, તેમ કપ્તાન સાહેબ પણ બોલતા નથી કે હું કપ્તાન છું. આણી તરફ કપ્તાન સાહેબને ઘણીવાર થયાથી તંબુમાંના બીજા અંગ્રેજ સભાસદોને ફીકર થવા લાગી. તેઓ માણસોના હાથમાં બળતી મસાલો પકડાવી તેની શોધમાં નીકલ્યા. શોધતાં શોધતાં ઘણે દુર નીકળી ગયા પછી તે લોકોને આ બન્ને જણા એક બીજાને વળગીને આળોટતાં મલ્યા! તે બન્નેના મ્હોંડાં કાદવથી એવાં લપેડાઇ ગયાં હતાં કે આ બેમાં કપ્તાન કોણ અને ચોર કોણ, તે તેમનાથી એકદમ પારખી શકાયું નહીં. અંતે તેમણે નોકરોદ્વારા આ

બન્ને જણાને છૂટા પડાવ્યા. જીવના જોખમે, આટલી હિમત ખેંચીને પણ કપ્તાન સાહેબ ચોરને વળગી રહ્યા, એ જોઇને બીજા અંગ્રેજ સભાસદો તેની બળબુદ્ધિના અંદર અંદર બહુ વખાણ કરવા લાગ્યા! ત્યાર પછી બધા પેલા ચોર તરફ વળ્યા! આટલા આટલા માણસોને હંફાવનાર એ ચોર કેવો હશે, એ જોવાની કેટલાકને ઇચ્છા થઇ, કેટલાકને તેને બંધીવાન અવસ્થામાં નીરખી ધોળધપ્પો કરવાની ઇચ્છા થઇ. એમ જુદી જુદી ઇચ્છાની અસર ગરીબ બીચારા પેલા નોકરપર ઘણી માઠી થઇ! કોઇ તેને મારવા લાગ્યું, કોઇ તેના લુગડાં ખેંચવા લાગ્યું, અને કોઇ તેનો દેખાવ જોઇને પેટ પકડીને હસવા લાગ્યું! આંખમાં કાદવ ગયાથી તેની વેદનાને લીધે, નોકર તો હજુ આંખો ચોળતો હતો અને પોતાપર પડતા ધોળધપ્પા મુંગે મ્હોંડે સહન કરતો હતો; પરંતુ જ્યારે તેને ખૂબજ માર પડવા લાગ્યો ત્યારે તેની પણ ધીરજ હઠી ગઇ એટલે તે બોલવા લાગ્યો, "મુઝે મત મારો—મત મારો. મૈં ચોર નહીં હું—ચોર નહીં હું!!" "મૈં ચોર નહી હુ" એ શબ્દો તેના મ્હોંડામાંથી નીકળતાંજ સૌ આભા બનીને જોવા લાગ્યા અને સૌ એકજ સાથે તેને પુછવા લાગ્યા કે, તું કોણ છે? આંખની વેદનાથી અને માણસોના મજબુત ગડદાથી ગભરાયેલા નોકરે, રડતાં રડતાં પોતાની ઓળખાણ આપી. પરંતુ અંગ્રેજ સભાસદોને તેથી વિશ્વાસ આવ્યો નહીં. ઘણી રકઝકને અંતે જ્યારે બીજા નોકરોએ તેને ઓળખ્યો, ત્યારે અંગ્રેજ સભાસદો ખીસીયાણા પડીને ખૂબ હસવા લાગ્યા. સૌ કરતાં પેલા કપ્તાન સાહેબને જોઇને તેમને ઘણું હસવું આવતું હતું; કારણ કે તેમના મ્હોંડાનો દેખાવ એવો થઇ ગયો હતો કે, કોઇ પરાયા માણસને પણ તે જોઇને હસવું આવ્યા વિના રહે નહીં! થયું; ચોર ચોરને ઠેકાણે રહ્યો અને વચ્ચે નોકર ને કપ્તાન લડી મુવા! પછી બળતી મસાલો સાથે આ સરઘસ તંબુએ જવા નીકળ્યું. કપ્તાનથી તો નીચેથી ઉંચુ જોવાતું નહતું. તે પોતાના મનમાં ચોરને ગાળો દેતો, અને મ્હોંડા ઉપરનો કાદવ લ્હોતો લ્હોતો, સૌની પાછળ ચાલતો હતો. બીજા અંગ્રેજ સભાસદો તેની બહાદુરીના વખાણ કરતા અને પેટ પકડીને હસતા હસતા ચાલતા હતા. આખો રસ્તો તેમણે ચોર અને કપ્તાનની વાતો કહાડીને હસવામાં પસાર કરી નાંખ્યો! જેમ તેમ કરીને તેઓ તંબુએ પહોંચ્યા એટલે આ સરઘસ વીખરાઇ ગયું.

તે આખી રાત નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદોએ હસવામાં અને સુરા પીવામાં કહાડી. લૂંટારાઓને પણ અંતે ખબર પડવા પામી કે, બાદશાહની સ્વારી લશ્કર સહીત અહીંથી ઉપડી ગઇ છે, એટલે તેઓ ડેરા તંબુઓ ઉપર તૂટી પડ્યા. આખી રાત બાદશાહની છાવણીમાંથી સ્ત્રી—

પુરૂષોનો ચીત્કાર સંભળાવા લાગ્યો. પરંતુ આ કહેવાતા વીર પુરૂષો, પોતાનો તંબુ છોડીને ઘડીપણ બહાર નીકળ્યા નહીં! બેગમોની લોંડીઓ, જેઓ બાદશાહની સ્વારી સાથે લખનૌ જવા પામી નહતી, તેઓએ લૂંટારાઓને હાથે અનેક પ્રકારના સંકટો સહ્યાં હતા. લૂંટારાઓ તંબુ ફાડીને અંદર પેઠા અને લોંડીઓના શરીરપર જે કંઇ વસ્ત્રાલંકારો હતા તે સર્વ ઉતારી લીધા. એટલું જ નહીં પણ તેઓ પેટી પેટારા તોડીને બેગમોના વસ્ત્રાલંકારો શુદ્ધાં લૂંટી ગયા! અંગ્રેજ સભાસદો સુરામાં મત્ત થઇને પોતપોતાનું સંભાળતા બેઠા હતા. વળી તેઓ એમ માનતા હતા કે, છાવણીનો બચાવ કરવાનું કામ નવાબ-વજીરનું છે, એટલે આપણે તેની વચ્ચે પડવાનું કામ નથી! પરંતુ એ તેમનું બહાનું હતું. ખરી રીતે જોવા જઇએ તો તેઓ લૂંટારાઓથી ઘણા બ્હીતા હતા ને લૂંટારાઓને હાથે આપણે સપડાઇ નહીં જઇએ તે માટે તે લોકો હથીયારબંધ થઇને મારવા અને મરવા માટે તૈયાર થઇને પોતાના જ ઘરમાં બેઠા હતા!!

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ છાવણી તરફથી મારફાડ, બૂમ બરાડા અને કોળાહળ વધારેને વધારે સંભળાવા લાગ્યો. એથી એક અંગ્રેજ સભાસદના હૃદયમાં દયાનો સંચાર થયો. તેણે નીરાધાર અબળાઓની મદદે જવાને માટે સૌને આગ્રહ કર્યો. પરંતુ તેના આગ્રહને બધાએ એમ કહીને ઉડાવી દીધો કે, બેગમની લોંડીઓ ઘણી નીચ અને હલકા સ્વભાવની હોય છે. જો આપણે તેમને બચાવવા જઇશું, તો તેઓ આપણા ઉપર અનેક પ્રકારના દૂષણો મુકશે અને લખનૌ પહોંચ્યા પછી, બાદશાહની આગળ તેઓ ફરિયાદ કરી, કહેશે કે એ લોકો નીચ બુદ્ધિથી રાત્રે "શાહી હરમ"માં પેઠા હતા. એથી બાદશાહનો ક્રોધ અને રેસીડેન્ટ સાહેબની આપણાપર અવકૃપા થશે અને આપણી ભલાઇ તો કયાં દૂર રહી જશે; પણ આપણી કમાઇ અને ભેગી કરેલી માલમત્તા રાજદંડ તરીકે બાદશાહ લૂંટી લેશે! વળી આપણે તેમને બચાવવા જઇશું તો, આપણી માલમત્તા લૂંટારાઓ લૂંટયા વિના રહેશે નહીં. આપણે ગમે તેવા શૂરવીર હોઇએ, પણ જ્યાં પોતાનો બચાવ કરવાની આપણને મારામાર પડે છે, ત્યાં પારકી પીડા કયાં વહોરવા જઇએ? કદાચ આપણે જીવના જોખમે તેમને બચાવવા જઇએ, તો પણ આપણે પાંચ સાત માણસો, આટલા બધા લૂંટારાઓને પહોંચી શકીયે તેમ નથી. તેમ એ નીચ લોંડીઓ, એ માટે આપણો ઉપકાર માને તેવું પણ નથી. માટે બ્હેતર છે કે, આપણે આપણું સંભાળીને બેશી રહેવું અને પારકી પીડામાં પડવું નહીં.

આવી રીતે પેલા દયાળુ હૃદયના અંગ્રેજ સભાસદના આગ્રહને સૌએ ઉડાવી દીધો. અને પાછા પોતપોતાના બચાવમાં સૌ પરોવાઇ

ગયા, હથિયાર બાંધી બેઠા. તંબુઓના દરવાજે દરવાજે પેહેરેગીર તરીકે તેઓએ એક બીજાની નીમણુંક કરી દીધી. તેઓ પોતાના ઘોડાઓ તરફ વળ્યા. ઘોડાઓ માટે તેમને ઘણી કાળજી હતી, કારણ કે વખત આવ્યે તેમને બચવાનું સાધન એજ હતું. સૌએ પોતપોતાના ઘોડાને બબે દોરડાં બાંધીને એક દોરડું ખૂટાની સાથે બાંધ્યું અને બીજું દોરડું ઘોડાના ખાસદારના હાથે બાંધ્યું, કે જેથી લૂટારાઓ ઘોડાઓ છોડવા આવે તો, એ દોરડાંને યોગે તરત ખાસદાર જાગી ઉઠે અને ઘોડાઓ તેમના હાથમાં જવા પામે નહીં.

આવી ભયાનક અને અંધારી રાત્રી, તેઓએ પોતપોતાનો પહેરો ભરવામાં અને "પકડો–મારો" વિગેરે અવાજો સાંભળવામાં ગાળી! અંતે સૂર્યોદય થયો અને સૌ શાંત થઈ ગયું, ત્યારે તે લોકો, રાત્રે શું થયું તે જોવાને પોતાના તંબુમાંથી બહાર નીકળ્યા. છાવણીમાં આવીને તેમણે જે દેખાવ જોયો તેથી તેમને પણ હૃદયકંપ થયો. ઠેકાણે ઠેકાણે તંબુઓ ભાંગી તૂટી સ્થિતિમાં પડ્યા હતા; મુલ્યવાન વસ્ત્રાલંકારો, હાથીની ઝૂલો, સોનેરી પડદાઓ અને સોના ચાંદીના વાસણો, જ્યાં ત્યાં વીખરાયેલા જણાતા હતા. કોઇ ઠેકાણે માણસોના છિન્ન ભિન્ન શરીરો, તો કોઈ ઠેકાણે ઘાયેલ થયેલા મણાસો, આર્ત નાદ કરતાં પડ્યાં હતાં. આવો ભયંકર દેખાવ તેમનાથી વધારેવાર જોઈ શક્યો નહીં. તેઓ ત્યાંથી પાછાં ફર્યાં ને અહીંથી જેમ બને તેમ વહેલાં નીકળી જવા માટે યોગ્ય બંદોબસ્ત કરવા, તેઓ પોતાના તંબુએ આવી પહોંચ્યા. પરંતુ તેમના તંબુ આગળ તો વળી કંઇ જુદો જ રંગ ખીલી રહ્યો હતો. પચ્ચીશ પચાશ માણસો ગાલ ગલોચ કરતા તેમના તંબુ આગળ લડતા હતા અને એક બીજાને લાકડીઓવતી માર મારતા હતા! ઘણી મહેનતે આ લોકોને શાંત કર્યા પછી તેમને જણાયું કે, નવાબ–વજીરના માણસોની સાથે તેમના માણસોને કોઇ કારણને લીધે ઝઘડો જાગ્યો છે અને તેને લીધે આ લોકો આવી મારામારી કરે છે! અંતે નવાબ–વજીરના એક માણસને પૂછતાં તેણે કહ્યું કે, "દેખિયે જનાબ! એ નાલાયક બદમાશ, નવાબ–વજીરકા ફરમાન નહીં માનતે!"

એ સાંભળી અંગ્રેજ સભાસદોના નોકરોમાંથી એક જણ બોલી ઉઠયો "યે હરામજાદે કહેતે હૈંકી, અપને માલિકકા કામકાજ છોડ દો ઔર હમારે સાથ ચલો!"

આ ઝઘડાની સાથે અંગ્રેજ સભાસદોનો ઘણો સંબંધ અને સ્વાર્થ હતો. કારણ કે નવાબ–વજીરે તેમના નોકરોને છાવણીમાંનો સરસામાન બાંધવા માટે બોલાવ્યા હતા, પરંતુ એ લોકો જાય તો પછી તેમનો સરસામાન કોણ બાંધે? વળી નવાબ–વજીર તેમનાથી પ્હેલાં લખનૌ તરફ

વિદાય થાય તો એ લોકો રસ્તામાં જ લૂંટાઇ જાય તેમ હતું. એથી અંગ્રેજ સભાસદોએ નવાબ વજીરનાં માણસોને નમ્રતાથી સમજાવીને કહેવા માંડ્યું કે, જહાંપનાહ અમને જલદી આવવાનું કહી ગયા છે, તેથી જો તમે અમારાં માણસોને લઇ જશો, તો અમે લખનૌ ક્યારે પહોંચીશું? પરંતુ નવાબ વજીરનાં માણસોએ તેમનું કહેવું માન્યું નહીં. તેમણે કહ્યું કે, "બાદશાહ સલામતની ગેરહાજરીમાં નવાબ વજીર જ હાકેમ ગણાય છે, માટે તેમનો હુકમ તમારે માનવો પડશે!"

એથી અંગ્રેજ સભાસદો ગુસ્સામાં આવી કહેવા લાગ્યા કે, અમારી પાસે પીસ્તોલો, બંદુકો અને પૂરતી તરવારો છે, તેથી અમે અમારા નોકરોનો સારી રીતે બચાવ કરી શકીશું. એના ઉત્તરમાં નવાબ વજીરનાં માણસોએ કહ્યું કે, તમારાં એકેક માણસોને માટે, નવાબ વજીરની પાસે ત્રણ ત્રણ માણસો છે, અને હથિયારોની તો કંઇ ગણત્રી જ નથી. જો તમે ખોટી હઠ કરશો તો એક પણ માણસ તમને આપવામાં આવશે નહીં!

તેમની આવી વાત સાંભળીને અંગ્રેજ સભાસદો ગભરાયા; કારણ કે નવાબ વજીર જે વાતની જીદ લે છે, તેને જીવ જતાંએ તે છોડતા નથી, એ વાતની તેમને ખાતરી હતી. હવે શું કરવું? તેમનાથી નવાબ વજીરની સાથે લડાય તેમ પણ નહતું; કારણ કે તેની સાથે લડીને પછી રહેવું ક્યાં? તેમ પોતાનાં માણસો આપવાથી તેઓને અધવચ લટકવું પડે છે. આવી સંકડામણમાં આવી પડવાથી તેમને રાજનાપિતનું સ્મરણ થયું. તેનો પ્રતાપ દરબારમાં એટલો બધો હતો કે, ન્હાના મોટા સૌ તેનાથી ધ્રુજતા હતા. તેમણે વિચાર્યું કે, જો આ વખતે રાજનાપિત હોત તો, આપણી આવી સ્થિતિ થાત નહીં! તેઓ આવી વાતચિત કરે છે, એટલામાં તેમના નસીબે જોર કરવાથી, રાજનાપિત ત્યાં આવી પહોંચ્યો. તે પણ લખનૌ જવાને માટે ગભરાતો હતો અને તેમની સાથે સાથે જવાને માટે તે અહીં ચાલી ચાલીને આવ્યો હતો. પરંતુ તંબુ આગળ આવી ગડબડ જોઇને તે ખંચાયો અને શા માટે તેઓ તકરાર કરે છે, એમ પૂછવા લાગ્યો. અંગ્રેજ સભાસદોએ જે હતું, તે બધું કહી સંભળાવ્યું. આથી તેને ઘણો ક્રોધ ચડ્યો. પહેલાં તો તેણે નવાબ વજીરનાં માણસોને અંગ્રેજીમાં કહ્યું કે, "તમે સઘળા પાજી અને બદમાશ છો અને તમારા નવાબ વજીર પણ તમારા જેવા જ નાલાયક અને હમબક છે." પછી તેણે ફાટી તૂટી હીંદી ભાષામાં નવાબ વજીરના નોકરોને કહ્યું; "જાઓ નવાબ સાહેબસેં કહદો કે મુઝે જલ્દ જાકર જહાંપનાહકા બાલ સંવારના હૈ, મૈં અભી લખનૌ જાના ચ્હાતા હૂં. જરાભી દેર નહીં કર સકતા, ઔર એ

સાહેબ લોગભી મેરેહી સાથ જાયંગે, ઇસલીયે કોઇ નૌકર યહાંકા ન પકડા જાય. ક્યા બિગારીયોંકી કમી હૈ ?"

નવાબ વજીરનાં માણસો આવું સાંભળીને બિચારા નીચી મુંડીએ ચાલતાં થયાં. રાજનાપિતને શરણે જવાથી અંગ્રેજ સભાસદોને સ્હેજ પણ દુઃખ ન થયું. ઉલટું તેમનું કામ થયું અને રાજનાપિત પણ એથી તુષ્ટ થયો ! કદાચ નવાબ વજીર એથી મનમાં બળ્યા હોય તો કોણ જાણે ? પરંતુ એ દિવસથી નવાબ વજીર તેમનાં માણસો માંગવાનું ભુલી જ ગયા !

અંગ્રેજ સભાસદોએ તરત જ પોતાનાં માણસોને સરસામાન બાંધવા વળગાડી દીધાં; અને તે લોકોને નાસ્તો પાણી થતા પહેલાં તો નોકરોએ સરસામાન બાંધીને સૌ તૈયાર કરી નાંખ્યું. થયું; દડ મજલ કરતાં તેમની સ્વારી ઉપડી અને પાછલા પહોરે તો તેઓ લખનૌમાં પણ પહોંચી ગયા.

બીજે દિવસે સવારે જ્યારે તે લોકો, બાદશાહની સેવામાં ઉપસ્થિત થયા ત્યારે તેમણે જોયું કે, રાજનાપિત તેમના વાળ ઓળી રહ્યો છે અને તેઓ ઘણા આનંદમાં બેઠા છે. અંગ્રેજ સભાસદોને પોતાની સન્મુખ ઉભેલા જોઇને, બાદશાહ હસતાં હસતાં બોલી ઉઠયા; "વાહ ! સાહેબો, ઇસ સુનસાન સ્થાનમેં તુમ લોગોને હમે અચ્છા એકલા છોડ દીયા થા !" એ સાંભળીને એક અંગ્રેજ સભાસદ બોલી ઉઠયો કે; "જહાંપનાહ તો એક સાધારણુ માણુસ કરતાં પણ ઘણી ઉતાવળે કુચ કરે છે, ત્યાં અમારા જેવાના શા આશરા ?"

તે સભાસદનાં આવાં વચનો સાંભળી બાદશાહે કહ્યું "ખૈર ! મુઝે ખુશી પૈદા હોતી કે તુમ સહીસલામત યહાં આ ગયે ! મૈંને ઉન હરામી બચ્ચાંકા લૂંટફાટકા હેવાલ સુના હૈ. ખાં સાહેબને મુઝે સબ કુચ્છ કહા હૈ. જરા તુમ લોગભી પૂરાપૂરા હાલ ફિર બ્યાન કરો !"

અંગ્રેજ સભાસદોએ જે બન્યું હતું તે સઘળું વિસ્તારીને કહી સંભળાવ્યું. તે સાંભળીને બાદશાહ સલામત ક્રોધથી અધીર થઇને બોલ્યા "દે…ખો તો ઇન હ…રામીયોંને, મેરી બે…ગમાનકી ઔર મેરી પોશાકોંકો નહેસ્ત હાથોસે તહન સહન કરનેકી હીમ્મત કી હૈ, લેકીન અબ્બા જાનકે શીરકી કસમ, મૈં ઉનકા ભટિયા ભેદ કરદુંગા !!"

બાદશાહ સલામતને શાંત કરતાં રાજનાપિત બોલ્યો; "હજુર, મૈંને સુના હૈ કિ, નવાબ વજીરકે આદમીયોંને ઉનકે મુખીયાઓંકો પકડ લીયા હૈ ઔર સજા દીલાનેકે લીયે, વહ સાથ સાથ પીછે લીયે આતે હૈ."

"સુનો ખાં ! ઉનમેંસે એક એકકો મૈં શૂલીપર ચડાઉંગા, ચાહે વે લોગ સૌ સેણી જ્યાદા હો, સબકી જાન લૂંગા ! દુનિયામાં કૌન ઐસા હૈ. જો અબ ઉન્હે બચા શકેગા ?" બાદશાહ સલામતે છેવટનો ન્યાય કરી નાંખ્યો.

સવારે હકીમ મહમદ અલીખાંએ લુંટારાઓને પકડવાનો હુકમ કીધો. તરત જ રાજા દર્શનસિંહે, લુંટારાઓને પકડવા ચારે દિશામાં માણસો દોડાવ્યાં. પરંતુ લુંટારાઓને બદલે, જે માણસો છ મહિના સુધી માંદગીને બીછાને પડ્યાં હતાં, તે લોકોને બાદશાહના માણસો પકડવા લાગ્યાં! જેઓથી પૂરેપૂરૂં ચલાતું નહતું, તેવાં માણસોને પણ બાદશાહના માણસો, લુંટારા તરીકે પકડી લખનૌ મોકલવા લાગ્યાં! રાજા દર્શન-સિંહ તથા હકીમ મહમદ અલીખાં આવાં અશકત અને દુર્બલ માણસો જોઇને, એટલો પણ વિચાર કરતા નહતા કે, આ લોકો તે કેવી રીતે લુંટ કરી શકે? પરંતુ ખુદ બાદશાહના તંબુમાં પેશી મધ્યરાત્રીએ લુંટ ચલાવનારાઓને પકડીને, તેઓને કંઇ પણ શિક્ષા ન કરે, તો તેઓના અધિકાર અને પદ મર્યાદાપર પાણી ફરી વળે છે; તેથી દુર્બળ કે સબળ–અને તે પછી ખરો અપરાધી ન હોય તો પણ તેને શિક્ષા કરવાની જ વાત! આવી રીતે પાંત્રીસથી ચાલીસ માણસોને બાદશાહના સીપાઇઓ પકડી લાવ્યા અને તે નિરપરાધીઓને બાદશાહે ફાંસીની સજા કરી!! બાદશાહના આવા ન્યાયથી પાંત્રીસ ચાળીસ નિરપરાધી માણસો, ફાંસીને લાકડે લટકી ગયાં.

પરંતુ નવી નવી મોજ મજાહના અભાવે પાછો નસિરૂદ્દીનને અજંપો ઉઠ્યો! પાછું તેણે "કંઇ પણ ગમતું નથી!" એવું બડબડવા માંડ્યું! પાછો સભાસદવર્ગ ચિંતામાં પડ્યો! પરંતુ તેમનાં સદ્‌ભાગ્યે મોહરમ માસ આવી પહોંચ્યો. હજરત ઈમામ અને હુસનના શોકમાં સૌ પડ્યાં, એટલે સભાસદ વર્ગને પછી નસિરૂદ્દીનને માટે નવા આમોદ પ્રમોદની તૈયારીઓ કરવી પડી નહીં.



## દ્વાત્રિંશ અધ્યાય.

## બુધ રાજા અને બૃહસ્પતિ મંત્રી!

નરમાસથી અમલ ચલાવો અને વધારે પૈસા લાવો. પાડોશી રાજ્યો તરફ ન્યાય અને નમ્રતાથી વર્તો અને વધારે નાણાં મોકલો. હેસ્ટિંગ્સને ઇંગ્લંડથી જે સૂચનાઓ કરવામાં આવતી હતી તે સર્વનો ખરૂં જોતાં કુલ સારાંશ આ જ હતો. આ સૂચનાઓનો અર્થ એ કે–આપ બનો ને જુલમી પણ થાઓ–ન્યાયી બનો ને અન્યાયી પણ થાઓ–નમ્ર બનો ને લૂંટારા પણ થાઓ.*

**હદપારના ધાડપાડુ અથવા આઉદની લૂંટ.**

---

* Govern leniently and more money. Practise strict justice and moderation towards neighbouring Powers, and

ઈ. સ. ૧૮૨૮ માં ભારતવર્ષમાં નવીન યુગનો આરંભ થયો. **લૉર્ડ વિલીયમ બેન્ટીક**, ગવર્નર જનરલ નીમાઇને ભારતવર્ષમાં આવ્યો. **સર ચાર્લ્સ થિયોફિલીસ** મેટકાફ, ગવર્નર જનરલની કૌંસીલનો મુખ્ય સભાસદ અને **લૉર્ડ વિલીયમ** બેન્ટીકનો પરામર્શ દાતા બન્યો અને તેથી ઈસ્ટ ઇંડિયા કુંપનીની શાસન પ્રણાલિમાં ધીરે ધીરે ફેરફાર થવા લાગ્યો.

ઈસ્ટ ઇંડિયા કુંપની, લોભી વાણિયાના જેવી હતી. ગયાં બસે વરસમાં તેણે છળબળ અને કળથી હિન્દુસ્થાનનો ઘણો પૈસો લુંટ્યો હતો. ઈ. સ. ૧૭૬૫ માં ઈસ્ટ ઇંડિયા કુંપનીને બંગાળની દિવાનગીરી મળી, ત્યારથી તેણે પ્રજાનું ધન હરણ કરવામાં કોઇ પણ રીતની કચાસ રાખી નહતી. તેને પ્રજાની ઉન્નતિ કરવાની ઇચ્છા નહતી; તેમ જ પ્રજા સુખ સ્વચ્છંદે દિવસો ગાળે, એ પણ જોવાને તે રાજી નહતી; અને તેથી હિન્દના વતનીઓને, હમેશને માટે અંધારામાં રાખવા સારુ તેણે અનેક પ્રકારની યુક્તિઓ યોજી હતી. જ્યારે મહાત્મા ઉઇલ બારફોર્સે, હિંદુસ્થાનમાં ઈંગ્રેજી કેલવણી ચાલુ કરવા, પાર્લામેન્ટમાં દરખાસ્ત મૂકી ત્યારે ઈસ્ટ ઇંડિયા કંપનીના ડીરેકટરોએ એ જ કારણે એ દરખાસ્તની વિરૂદ્ધ મોટો પ્રતિવાદ કર્યો હતો. ઈસ્ટ ઇંડિયા કંપનીના ડીરેકટરો ખુલ્લી રીતે કહેતા હતા કે, હિંદના વતનીઓની કેળવણીના પ્રતાપે આંખો ઉઘડશે તો, હિંદુસ્થાનમાં આપણાં પ્રભુત્વનું રક્ષણ થશે નહિ! જાહાંગીરી ચલાવી શકાશે નહિ!

એ પછી હિંદુસ્થાનમાં દયાળુ પાદરીઓએ, ખ્રીસ્તિ ધર્મનો ફેલાવો કરવાને ઇસ્ટ ઇંડિયા કુંપનીના ડીરેકટરો પાસે માંગણી કરી. તેના જવાબમાં દૂરદર્શી ડીરેકટરોએ જણાવ્યું કે, હિંદુસ્થાનમાં ચોર, લૂટારા કે ધાડપાડુઓ આવે, તો તેને માટે અમે ખુશી છીએ, પણ પાદરીઓ હિન્દુસ્થાનમાં આવે તે માટે અમને સખ્ત વાંધો છે, કારણ કે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરનારા પાદરીઓની વર્તણુકથી જ અમેરિકા સ્વતંત્ર બનવા પામ્યું છે.

પરંતુ લૉર્ડ વિલીયમ બેન્ટીકના અમલની શરુઆતથી, ઈસ્ટ ઇંડિયા કુંપનીએ, લોભી વાણિયાનો પોષાક ધીરે ધીરે તજવા માંડ્યો; અને લૉર્ડ વિલીયમના પ્રતાપે જ દેશીઓ ન્યાયવિભાગમાં ધીરેધીરે પ્રવેશ કરવા લાગ્યા.

**લૉર્ડ વિલીયમ બેન્ટીક**, ઘણો ધર્મિષ્ઠ, દયાળુ અને કર્તવ્યપરાયણ હતો. તેનો પરામર્શદાતા અને પ્રધાન મંત્રી, મેટકાફ પણ ન્યાયપરાયણ,

---

send more money. This is in truth the sum of all the instructions that Hastings ever received from home. Now these instructions mean—be the father and oppressor—be just and unjust, moderate and rapacious.

*Dacoitee in Excelsis or the Spoliation of Oude.*

ધાર્મિક અને પરોપકારી હતો. તેથી જ હિંદુસ્થાનના વતનીઓની દુર્દશા તરફ તેમની નજર ગઇ.

ઇ. સ. ૧૮૩૧ ના આગષ્ટ મહિનામાં લૉર્ડ વિલીયમ બેન્ટીક લખનૌમાં આવ્યો. તેના આગમન કાળે નગરને અનેક પ્રકારે શણગારવામાં અને તેનો વૈભવ દેખાડવામાં, નસિરૂદ્દીને કોઇપણ રીતની બાકી રાખી નહતી. ગાનતાન, નાચમુજરા અને પશુપક્ષીઓની સાઠમારીઓની તૈયારી, મોટા પાયાપર થતી હતી. લૉર્ડ વિલીયમે લખનૌ આવીને જ્યારે સાંભળ્યું કે, તેને આવકાર દેવાને માટે બાદશાહે ચાલીશ લાખ રૂપિયાનો ખર્ચ કીધો છે, ત્યારે તેને ઘણો ક્રોધ ઉપજ્યો. પ્રજાને આખા દિવસમાં એક વખત પણ પેટ પૂરતું અન્ન મળતું નથી, ચોર, લૂટારા અને ધાડપાડુઓના જુલમથી, દેશની ધુળધાણી થઇ ગઇ છે, તે છતાં, નસિરૂદ્દીન કંઇ પણ વિચાર કર્યા વિના, કેવળ મને સારું લગાડવાને માટે ચાલીસ લાખ રૂપિયાનો ખર્ચ કરે છે, એ બીનાએ લૉર્ડ વિલીયમને નસિરૂદ્દીનપર ઘણો ધિક્કાર ઉપજાવ્યો.

જેમ જેમ તે આવા મોટા સમારંભને જોતો ગયો, તેમ તેમ તેનો ક્રોધ વધતો ગયો. તેણે બાદશાહની કોઇ પણ રમતગમતમાં ભાગ લેવાની ચોખ્ખી ના પાડી; એટલું જ નહીં, પણ નાયકાઓના નાચમુજરા તરફ પણ તેણે ધર્મસુલભ ધિક્કાર બતાવ્યો; એટલે આ સઘળા અશ્લીલ આમોદ પ્રમોદ થતા અટકી પડ્યા. નસિરૂદ્દીનના અતિ આગ્રહથી, વારંવારની વિનવણીથી, તેણે કેવળ એક જ દિવસ સાઠમારી જોવાનું સ્વીકાર્યું. તે જ્યાંસુધી લખનૌ રહ્યો, ત્યાંસુધી રેસિડેન્સીમાં બેસી રહી, અયોધ્યાની વર્તમાન દશાપર તેણે વિચારો કીધા. એટલું જ નહીં, પણ અત્યાચાર અને અન્નકષ્ટથી પીડાતી અયોધ્યાની પ્રજાને તારવા તેણે પોતાના મનમાં અનેક ઉપાયો યોજ્યા. જ્યારથી અંગ્રેજોએ અયોધ્યામાં પ્રવેશ કીધો, ત્યારથી પચાસ વર્ષ પછીનો ઇતિહાસ તેણે ધ્યાનથી તપાસ્યો અને તેમાં તેને જણાયું કે, એ અરસામાં અયોધ્યાની પ્રજાએ અનેક પ્રકારનાં દુઃખો સહન કર્યાં છે; માટે તેને કોઇપણ રીતે સુખી કરવી.

થોડા દિવસ પછી, ઇસ્ટ ઇંડિયા કુંપનીએ, અયોધ્યાનો શાસનભાર પોતાના હાથમાં લેવાનો વિચાર કીધો. પરંતુ મેટકાફ અને વિલીયમ બેન્ટીક, ઇસ્ટ ઇંડિયા કુંપનીના વિચારથી વિરુદ્ધ ગયા; કારણ કે તેઓ સારી પૅઠે જાણતા હતા કે, હાલ અયોધ્યામાં જે અરાજકતા અને પ્રજાપીડન છે, તે બીજું કંઇ નહિ, પણ ઈસ્ટ ઇંડિયા કુંપનીના લોભીપણાનું પરિણામ છે.

કોર્ટ ઑફ ડીરેક્ટરે કેવળ અયોધ્યાની પ્રજાનું દુઃખ નિવારવાને માટે રાજ્યકારભાર ગ્રહણ કરવાનો પ્રસ્તાવ કર્યો નહતો, પરંતુ આસફ–ઉદ્દૌલાના લેણદારોએ ઇંગ્લંડમાં મોટી ગડબડ મચાવી મૂકી હતી, તે ગડબડ મટાડવાને માટે, તેમણે આવો ઠરાવ કર્યો હતો. અયોધ્યાનો આગલો વજીર, નવાબ આસફ–ઉદ્દૌલા, વૉરન હેસ્ટીંગના અમલમાં, ઇસ્ટ ઇંડિયા કુંપનીને ઘણી મદદ કરતો હતો. કંપનીને વખતોવખત પૈસાની ખોટ પડતી હતી, ત્યારે તે કરજે નાણાં કહાડીને પૂરી કરતો હતો. આવી રીતે ઇસ્ટ ઇંડિયા કુંપનીને માટે લોકોનું કરજ માથાપર ઝૂલતું રાખી, આસફ–ઉદ્દૌલા મરી ગયો અને તેના પછી સાદતઅલિ અયોધ્યાની ગાદીએ બેઠો. એટલે આસફ–ઉદ્દૌલાના માંગનારાઓ સાદતઅલિની પાસે પોતાનાં નાણાં માંગવા લાગ્યા. સાદતઅલિએ આસફ–ઉદ્દૌલાનું દેવું આપવાની ના પાડી, ખુલ્લું કહ્યું કે, "હું આસફ–ઉદ્દૌલાનાં દેવા માટે જવાબદાર નથી." લેણદારો ગવર્નર જનરલની પાસે ગયા અને પોતાનો ન્યાય કરવા કહ્યું. પરંતુ ગવર્નર જનરલે આ તકરારી બાબતમાં હાથ નાંખ્યો નહીં; ત્યારે તેમણે ઇંગ્લંડ માણસ મોકલી કોર્ટ ઑફ ડીરેક્ટરને અરજ કરી. કોર્ટ ઑફ ડીરેક્ટરે પણ તેની વાત કાનપર ધરી નહીં; તેથી ઇંગ્લંડના બેરીસ્ટરોએ, લેણદારોને ઇંગ્લંડની વડી અદાલતમાં એટલે કોર્ટ ઑફ કિંગ્સ બેન્ચમાં ઇસ્ટ ઇન્ડિયા કુંપની ઉપર દાવો બાંધવા સુચવ્યું. આ ઉપરથી આસફ–ઉદ્દૌલાના લેણદારોએ કોર્ટ ઑફ કિંગ્સ બેન્ચમાં પોતાનો દાવો નોંધાવ્યો.

આથી ઇંગ્લંડમાં મોટી ચર્ચા જાગી. જે તે કહેવા લાગ્યા કે, કોર્ટ ઑફ કિંગ્સ બેન્ચ, ઇસ્ટ ઇન્ડિયા કુંપની ઉપર અનુજ્ઞાપત્ર લખશે અને લેણદારોના રૂપિયા, અયોધ્યાના બાદશાહ પાસેથી વસુલ કરવાને ઇસ્ટ ઇન્ડિયા કુંપનીને હુકમ કરશે. આથી ઈસ્ટ ઇન્ડિયા કુંપનીના ડીરેક્ટરોને ભય ઉપજ્યો અને તેમણે પહેલાંથી જ અયોધ્યાનો શાસનભાર પોતાના હાથમાં લેવાનો પ્રસ્તાવ કર્યો.

પરંતુ લૉર્ડ વિલીયમ બેન્ટીક અને સર ચાર્લ્સ થિયોફીલિસે ઈસ્ટ ઇન્ડિયા કુંપનીના આવા અનુચિત પ્રસ્તાવને અનુમોદન આપ્યું નહી. તેઓ બોલ્યા કે, "ઇસ્ટ ઇન્ડિયા કુંપનીનો સઘળો રાજવહીવટ ઇંગ્રેજ લોકોના હાથમાં છે; અને તેથી તેઓ એકલપેટા બની હિન્દુસ્થાનના વતનીઓને રાજવહીવટથી તદન દૂર રાખે છે. એમ કરવાથી પ્રજા ઉન્નતિ કદી પણ થઇ શકશે નહીં. જો આપણે પ્રજાની ઉન્નતિ નહીં કરી શકીયે તો, રાજ્ય ગ્રહણ કરવાનો ભાર કેવલ વિટમ્બના તુલ્ય ગણાશે—જો કે દેશી રાજ્યોની પ્રજાના ધનનું અને જીવનનું રક્ષણ સર્વદા સંદેહમાં છે; પરંતુ

ઇસ્ટ ઇંડિયા કુંપનીના અમલમાં, દેશી પ્રજા પહેરેગીરોથી વીંટળાઇને હમેશાં કારાગ્રહમાં નિવાસ કરે છે."

લૉર્ડ વિલીયમ બેન્ટીકે આવી ઉદાર રાજનીતિ ગ્રહણ કરીને, અયોધ્યાના બાદશાહને, રાજ્યથી દૂર કર્યો નહી. પરંતુ અયોધ્યાની વર્ત્તમાન અવસ્થા ઘણી જ શોચનીય હતી. અને તેથી લૉર્ડ વિલીયમ બેન્ટીકે, કોર્ટ ઑફ ડીરેકટરના ઠરાવ વિરૂદ્ધ જઇ, પોતાને માથે મોટું જોખમ ખેંચી લીધું હતું; કારણ કે અયોધ્યાની વર્ત્તમાન દશાને લીધે, પ્રજા કદાચ બળવાખોર બની જાય તો, તેને નિશ્ચય પદચ્યુત થવું પડે.

લૉર્ડ વિલીયમ જ્યાં સૂધી લખનૌમાં રહ્યો, ત્યાં સૂધી તેણે એક પણ દિવસ બાદશાહ નસિરૂદ્દીનની સાથે, ખુલ્લા મનથી વાતચિત કરી નહીં; કારણ કે તેની વર્તણુકની તેને ખબર હતી. કેવી રીતે રાજ્ય ચલાવવું, પ્રજાવર્ગની સાથે કેમ વર્ત્તવું, કોઇ નવો નિયમ કહાડવો હોય તો, તેને કેવી રીતે અમલમાં મૂકવો, એ વિગેરે રાજખટપટ સંબંધી અનેક આવશ્કીય સુચનાઓ, નસિરૂદ્દીનને કહેવાને બદલે, તેણે એ જ કારણથી તે સર્વ હકીકત હકીમ મહમદ અલીખાંને કહી. હકીમ મહમદ અલીખાંની યોગ્યતા જોઇ, તેણે પોતાના મનમાં ધાર્યું કે, રાજ્યનો ઉત્તમ બંદોબસ્ત એનાથી જ થાય એમ છે; કારણ કે અયોધ્યાના બીજા સઘળા અમલદારો કેવળ પ્રજાનું વિત્ત હરણ કરવાને જ ભરાયા છે.

પરંતુ લૉર્ડ વિલીયમે લખનૌ છોડતી વખતે બાદશાહને ખુલ્લી રીતે કહ્યું કે, બે વરસની અંદર અયોધ્યાની અરાજકતા અને ચોર લૂંટારાઓના જુલમનો જો તું સદંતર નાશ નહીં કરશે તો, ઇસ્ટ ઇંડિયા કુંપની, તારી પાસેથી અયોધ્યાની ગાદી છીનવી લેશે.

અયોધ્યાના વિલાસી અને આત્મસુખમાં મત્ત રહેનારા બાદશાહ નસિરૂદ્દીનને, લૉર્ડ વિલીયમના ઉપદેશની અસર ફક્ત એક જ મહીનો રહી. ગાદી જતી રહેવાની બીકે, તેણે રાજનાં દરેક કામકાજો જાતે તપાસવા માંડ્યાં; મોટા મોટા ગુન્હાઓનો ન્યાય તેણે પોતાના હાથે કરવા માંડ્યો ને દરેક મુકદ્દમાનો છેવટનો ચુકાદો આપ્યા પછી તે પોતાના માનીતા સભાસદ સરફરાજખાંને પૂછતો કે; "ઇંગ્લંડનો રાજા બરાબર આવી જ રીતે ઇન્સાફ કરે છે ને?" ખુશામતખોર સરફરાજખાં તેને ચડાવીને કહેતો, "જહાંપનાહ! ઇંગ્લંડના રાજાની ન્યાયપદ્ધતિ, આપની ન્યાય પદ્ધતિના જેવી જ છે."

પરંતુ બીજે મહીને પાછો ખાસ દરબારનો અશ્લીલ આમોદ પ્રમોદ શરૂ થયો! નાયકાઓના નાચ મુજરા, ગાનતાન અને રંગરાગ પાછા ઉડવા લાગ્યા! એક દિવસે બાદશાહના માનીતા સરફરાજખાંએ, ખાસદરબારના

આમોદપ્રમોદ વખતે જરા વધારે રંગમાં આવી, હકીમ મહમદ અલીખાંની પાઘડી ઉડાડી મૂકી! ! ખાસ દરબારના બીજા સભાસદોની સન્મુખ, એક વિલાયતી હજામ, પોતાને આવું અપમાન કરે, એ મહમદ અલીખાંથી સહન થયું નહીં! તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં તે જ વખતે, ખાસ દરબાર છોડી જતાં કહ્યું; "શું આ બાદશાહનો દરબાર છે કે, નાદાન છોકરાઓની રમતગમતનો અખાડો છે?"

આ શબ્દોથી બાદશાહને હકીમ મહમદ અલીખાંપર ઘણો ગુસ્સો ઉપજ્યો; અને તે જ વખતે તેને પદચ્યુત કરી, તેની જગ્યાપર નવાબ રોશન–ઉદ્દોલાને તેણે નીમી દીધો.

હકીમ મહમદ અલીખાં પોતાના મનમાં એમ ધારતો હતો કે, રેસિડેન્ટ સાહેબને ખુશ રાખવાથી તેનું કોઇ નામ લઇ શકશે નહીં. પરંતુ તે જાણતો નહતો કે સરફરાજખાં જ આ વખતે અયોધ્યાનો બાદશાહ હતો. તેને છેડીને કોઇપણ સાર કહાડે એમ નહતું. હકીમ મહમદ અલીખાં, સરફરાજખાંની જ ઠેસથી પદચ્યુત થયો અને રોશન–ઉદ્દોલા પણ તેની કૃપાથી જ આવું ઉચ્ચપદ મેળવવા ભાગ્યશાળી બન્યો.

નવો મંત્રી નવાબ રોશન–ઉદ્દોલા, બાદશાહના ખાસ દરબારનો સભાસદ બન્યો, એટલે દિવસે દિવસે તેનાં માન વધવા લાગ્યાં. વળી તે ખુશામતખોર હોવાથી, બાદશાહની પ્રીતિ પણ સંપાદન કરી શક્યો. એ શિવાય પોતાની રસીકતા બતાવવાને માટે, બાદશાહ સ્હેજ હસવા જેવી વાત કરે કે, તે સૌથી પહેલાં હી હી કરીને હસી પડતો, એથી જાણે બાદશાહ જાણી શકે કે, મારો મંત્રી ઘણો રસીક અને ચંચળ બુદ્ધિનો છે.

પરંતુ રોશન–ઉદ્દોલા મંત્રી પદપર આવ્યાથી, રાજા દર્શનસિંહની સઘળી આશા નાશ પામી ગઈ. મંત્રીપદ મેળવવાને માટે તો તે પંજાબથી માના અને નુનાને "પ્રસિદ્ધ નાયકા" તરીકે લઇ આવ્યો હતો. જો માના માંદી નહીં પડી હોત તો, તે આ વખતે જરૂર મંત્રીપદ મેળવતે, એમ તેનું ધારવું હતું. પરંતુ માંદગી અને લૉર્ડ વિલીયમ બેન્ટીકનો નાયકાઓના નાચમુજરા પ્રતિ ધિક્કાર, એ બે વાનાં દર્શનસિંહના મંત્રીપદ મેળવવાના માર્ગમાં કંટકરૂપ થઇ પડ્યાં! માના હજુ પણ માંદગીને બીછાને હતી. તેથી એકલી નુનાને જ બાદશાહના દરબારમાં રજુ કરવાને તે કોઇ સારા અવસરની રાહ જોવા લાગ્યો. પરંતુ તેના અંતરમાં નવા મંત્રી નવાબ રોશન–ઉદ્દોલાને માટે, અતિશય દ્વેષ અને ઇર્ષા ભાવનો સંચાર થઇ ગયો હતો.

આણી તરફ સરફરાજખાં અને રોશન–ઉદ્દોલા એ બન્ને જણા દર્શનસિંહને કહાડવાનાં કાવત્રાં રચતા હતા.

# ત્રયોત્રિંશ અધ્યાય.

## એક નવી યુક્તિ.

"નુના, તારે માટે હું સુવર્ણનું મંદિર બંધાવીશ અને એક દિવસે તું મારી 'પાદશાહ બેગમ' થશે—"*

**ડબલ્યુ. નાઇટન.**

ફરિદબકસ રાજભવનથી એક કોશ દૂર ગોમતી નદીને કીનારે આવેલા એક બાગમાં માન્ના, નુના અને તેની સાથેની પેલી ડોશી એકઠાં રહેતાં હતાં. માન્ના અને નુનાનાં ખરાં નામો, હવે વાચકો જાણવા પામ્યા છે, તેથી ઉચ્ચ કુલની આ યુવતીઓને હવે પંજાબી નાયકાઓને નામે ઓળખાવવાની જરૂર જેવું નથી. હવેથી માન્નાને માનકુમારી અને અને નુનાને કૈલાસેશ્વરીનાં નામે અમારા વાંચકોએ ઓળખવી.

આ બાગને ફરતો કોટ હતો. બાગની અંદર અનેક જાતનાં ફળ ફુલોનાં ઝાડો હતાં અને તેની વચ્ચોવચ્ચ એક નહાનો બંગલો હતો. તે બંગલાની એક ઓરડીમાં હાલ માનકુમારી માંદગીને બીછાને પડી છે; કૈલાસેશ્વરી તેની પાસે બેઠી બેઠી રડે છે. તેને રડતી જોઈ, માનકુમારીની આંખોમાંથી અવિરામ અશ્રુધારા વહે છે.

કૈલાસેશ્વરી રડતાં રડતાં બોલી; "બ્હેન! આજે હું તમારી પાસેથી સદાને માટે વિદાય થાઉં છું! મ્હેં સાંભળ્યું છે કે, બપોર પછી મને બાદશાહની પાસે લઇ જવાને માણસો આવશે!!"

માનકુમારીમાં હવે વાતચિત કરવાની વધારે શક્તિ ન હતી. તે છતાં તે અશ્રુપૂર્ણ નયને, અતિ ક્ષીણ સ્વરે, અચકાતાં અચકાતાં બોલી; "બ્હેન! પરમેશ્વરનું સ્મરણ કરો!–"

"બ્હેન! હું આપઘાત કરવાને માટે બ્હીતી નથી, પણ તમને આવી સ્થિતિમાં મૂકીને જતાં મને ઘણું દુઃખ થાય છે! તમારી અંત ઘડીએ તમને કોઇ ટીપું પાણી પાય, એવું અહીંયાં એક પણ માણસ નથી." કૈલાસેશ્વરીએ રડતાં રડતાં કહ્યું.

અરસપરસના પ્રેમભાવે તેમને ફરીફરી રડાવ્યાં! એક બીજાની કોટે વળગી તેઓ અડધા કલાક સુધી રહ્યાં અને પોતાનો હૃદયભાર ઓછો કર્યો! ત્યાર પછી કૈલાસેશ્વરી ફરી બોલી; "બ્હેન! પહેલાં હું એમ જાણતી

---

* "I will build you a house of gold and you shall be my "Padsha Begum" some day, Nuna.—"

*W. Knighton.*

હતી કે, આ સંસારમાં મ્હારૂં કોઇ નથી, તેથી મને દુઃખ કે શોક, કંઇ નહતું. પણ તમે મ્હારાં ભાભી છો અને મ્હારા ભાઈ હજુ પરમેશ્વરની કૃપાથી હયાત છે; એટલું જ નહીં, પણ તે મ્હારા શોકમાં દુઃખે દહાડા ક્હાડે છે, એવી વાત સાંભળીને મ્હારૂં દુઃખ પારાવાર વધી પડયું છે."

માનકુમારી શોકનો ઉભરો સમાવી, કૈલાસેશ્વરીની કોટે વળગી, અતિ કષ્ટે પથારીમાં બેઠી થઇ. થોડીવાર સ્થિરચિત્તે વિચાર કર્યા પછી, તે ધીમે ધીમે બોલી; "બ્હેન! તમારે એક યુક્તિ કરવી પડશે. ઇશ્વર ઇચ્છા હશે તો, એ યુક્તિથી તમે આ વિપદ્‌માંથી છૂટી શકશો!"

કૈલાસેશ્વરીએ અધીરી થઇને પૂછ્યું; "કેઇ યુક્તિ?"

માનકુમારીએ કહ્યું; "તમને હવે એ લોકો બાદશાહની પાસે લઇ જશે. પણ જ્યારે બાદશાહ તમને ઉપપત્ની થવાનું કહે, ત્યારે તે વખતે તમારે કહેવું કે, દર્શનસિંહ મ્હારો ઉપપતિ છે. એક ઉપપતિ જ્યાં સુધી જીવતો હોય, ત્યાં સુધી અમારાથી બીજો ઉપપતિ થાય નહીં."

કૈલાસેશ્વરી, માનકુમારીના કહેવાનો ભાવાર્થ સમજી શકી નહીં. કૈલાસેશ્વરીની વય અત્યારે ચૌદ કે પંદર વર્ષની હતી, તો તેને સંસારના આચાર વ્યવહારની કયાંથી ખબર હોય? તે થોડીવાર તો અવાક્ બનીને માનકુમારીની સામું જોઇ રહી. ત્યાર પછી તે બોલી; "શું દર્શનસિંહ આપણો ઉપપતિ છે?"

"ના."

"ત્યારે બાદશાહને એવું કહ્યાથી શું થશે?"

"શું થશે તે તમે અત્યારે સમજી નહીં શકો. પરમેશ્વરની કૃપા હોય અને બાદશાહને સદ્‌બુદ્ધિ ઉપજે તો આ વિપદ્‌માંથી છૂટી પણ શકાય; અને નહીં તો આ વાત ઉડી પણ જાય!" માનકુમારીએ ધીરે રહીને કહ્યું. "પણ હું જે કહું છું તે પ્રમાણે તમારે જરૂર વખત આવે બાદશાહને કહેવું."

કૈલાસેશ્વરીએ થોડીવાર વિચાર કરી ફરી પૂછ્યું; "વારૂ, પણ મને બાદશાહનાં માણસો જો જબરદસ્તીથી અંદર લઇ જાય તો મ્હારે શું કરવું?"

"બીજું શું કરવું? શિયળ સંરક્ષણનો ઉપાય તો તમારી પાસે જ છે. કંઇ શિયળભંગ જેવું થવાનો સમય આવે તો તે જ વખતે ગળામાં છરી ભોંકી દેવી."

તેઓ આવી વાતચિત કરે છે, એટલામાં તો દર્શનસિંહનાં માણસો, મ્યાના સાથે બાગમાં આવી લાગ્યાં. ડોશીએ તૈયાર થઇને કૈલાસેશ્વરીને મ્યાનામાં બેસવા કહ્યું. કૈલાસેશ્વરી રડતાં રડતાં મ્યાનામાં બેઠી. ફાંસીની સજા પામેલો અપરાધી, જેવી રીતે અપાર દુઃખે ફાંસીના માંચડા પાસે જાય છે, તેવી જ રીતે આજે કૈલાસેશ્વરી બાદશાહના ભુવન તરફ ગઇ.

એક કલાકમાં તો મ્યાનો બાદશાહના ભુવનમાં દાખલ થઇ ગયો. કૈલાસેશ્વરી જેવી મ્યાનામાંથી ઉતરી કે, તરત જ બાદશાહની બાંદીઓ તેને વિંટલાઈ વળી અને તેને અંદરના ભાગમાં લઈ ગઈ. તે ઠેકાણે કૈલાસેશ્વરીને બાંદીઓએ વિવિધ મુલ્યવાન્ વસ્ત્રાલંકારો પહેરાવ્યા. પરંતુ કૈલાસેશ્વરીએ તે મુલ્યવાન્ વસ્ત્રાલંકારોપર એકવાર નજર પણ કરી નહીં. તે પુતળાની પેઠે જડ બનીને ઉભી જ રહી. થોડીવાર પછી બીજી છ બાંદીઓ કૈલાસેશ્વરીને લઇને બાદશાહના ભુવનમાં ગઈ.

નસિરૂદ્દીન કૈલાસેશ્વરીનું સ્વરૂપ જોઇને મોહિત બન્યો. તે એકી નજરે કૈલાસેશ્વરીની રૂપ લાવણ્ય જોવા લાગ્યો. હજુ સુધી અશ્લીલ આમોદ પ્રમોદનો આરંભ થયો નહતો, તેથી ખાસ દરબારના હમેશના નિયમ પ્રમાણે માથા ઉપર "હૅટ" મુકીને સભાસદો બેઠા હતા. પરંતુ એક બે જણાએ નજર ચોરવીને કૈલાસેશ્વરીનું મ્હોં જોઇ લીધું. એટલામાં બીજી છ બાંદીઓ આવી, નસિરૂદ્દીનની જમણી અને ડાબી બાજુએ ઉભી રહી, પવન નાંખવા લાગી. બીજી ચાર બાંદીઓ નિયમ પ્રમાણે નસિરૂદ્દીનને વિંટળાઇને નીચે બેઠી. કૈલાસેશ્વરી બાદશાહના સિંહાસનથી પાંચ છ હાથ દૂર બેઠી. થોડીવાર પછી સરફરાજખાંએ બાદશાહના હુકમથી કૈલાસેશ્વરીને ગાવાને કહ્યું. કૈલાસેશ્વરીએ દુઃખ અને શોકનો આવેલો ઉભરો દબાવી, જેમ તેમ ગાનનો આરંભ કર્યો.

गगरी मोरी भरन ना दे!<br>
धींट लंगरा मधु आजे<br>
गगरी मोरी भरन ना दे!<br>
जब देखुं तब ठाडो जमुना पे,<br>
अब ना रहुं तोरी नगरी;<br>
गगरी मोरी भरन ना दे!"

કૈલાસેશ્વરીનું ગાન પૂરૂં થતાં પહેલાં નસિરૂદ્દીને બે ત્રણ પ્યાલાં સુરાનાં પીધાં. સુરાથી ઉત્તેજિત થઇને તે બોલ્યો; "શાબાસ, નુના શાબાસ! આજની રાતના ગાયન માટે તને એક હજાર સોના મહોર બક્ષીસ મળશે.'

નસિરૂદ્દીને બીજી એક ચીજ ગાવા કહ્યું. બક્ષીસના લોભે નહીં, પણ બળાત્કારની બ્હીકે, કૈલાસેશ્વરીએ બીજું ગાન આરંભ્યું.

"काना करत मोसे राड सजनी,<br>
जाके करुंगी पोकार मैं अब. काना.<br>
बैयां पकर मोसे, मीहुरी करत है;<br>
अब फोरी गगरीया मोरीरे. काना.

हाथ जोर कोइ कहो जसोदासे;
अपने धीट लंगरको समालोरे." काना.

નસિરૂદ્દીને પુનઃ બે પ્યાલાં સુરાનાં લીધાં, ને હવે તો સુરાથી છેક મત્ત બન્યો. કૈલાસેશ્વરીને પકડવાને માટે તે પોતાના આસનપરથી ઉઠ્યો. પરંતુ અતિશય સુરાપાન કરવાથી તેના પગ લથડવા લાગ્યા, તેથી તે કૈલાસેશ્વરીને બદલે બીજી એક બાંદીપર જઇને પડ્યો, અને તેને જ કૈલાસેશ્વરી ધારી, નસિરૂદ્દીન "નુના ! નુના" કહી વળગી પડ્યો. સુરાથી મત્ત થયેલી તેની આવી સ્થિતિ જોઈ, પાંચ છ બાંદીઓ તેને પકડીને અંદર લઈ ગઈ. આજનો આમોદ પ્રમોદ આવી રીતે પૂરો થયો. સભાસદ વર્ગ પોતપોતાને સ્થાને જવા ઉઠયો એટલે કૈલાસેશ્વરીને લેવા દર્શનસિંહનાં માણસો આવ્યાં. તેમણે કૈલાસેશ્વરીને મ્યાનામાં બેસાડી બાગમાં વિદાય કરી.

કૈલાસેશ્વરી રાત્રે બાગમાં પહોંચી અને માનકુમારીને બધી વાત કહી સંભળાવી. હવે કાલે તેડવા આવે તો શું કરવું, તે માટે બન્ને અબળાઓ વિચાર કરવા લાગી. થોડીવાર રહી માનકુમારી બોલી, "કદી બેભાન અવસ્થામાં તમને બાદશાહ પકડવા આવે, તો તમારે પાછળ હઠી જવું. બાદશાહને કદી પણ તમારા શરીરનો સ્પર્શ કરવા દેવો નહીં. પરંતુ સ્પર્શ કરતાં પહેલાં જો તે કંઇ કહે તો, તમારે કહેવું કે, હું દર્શનસિંહની ઉપપત્ની છું."

બીજે દિવસે પુનઃ કૈલાસેશ્વરીને બાદશાહના રાજભવનમાં મોકલવામાં આવી. જ્યારે દર્શનસિંહે સાંભળ્યું કે, કૈલાસેશ્વરીને જોઇને બાદશાહ ઘણો મોહિત થયો છે, ત્યારે તેની દીવાન થવાની આશા પુનઃ સજીવન થઈ. તે તો પોતાના મનમાં એમ જ સમજતો હતો કે, નવાબ રોશનઉદ્દૌલા તદ્દન "હમ્બગ" છે, એટલે તેને સ્હેજમાં પદચ્યુત કરી શકાશે. અને જો તેમ થયું તો પછી સરફરાજખાંને ઉખેડી નાંખતાં કેટલી વાર ? પરંતુ આવા હવામાં કિલ્લા બાંધનારા પાપિષ્ઠ દર્શનસિંહને ખબર નહતી કે, બીજાનું ભુંડુ ચિંતવ્યાથી પરમેશ્વર કદી પણ આપણું ભલું કરતો નથી.

પહેલા દિવસની પેઠે આજે પણ કૈલાસેશ્વરીએ, બાદશાહના પ્રમોદભુવનમાં પ્રવેશ કીધો. બાદશાહે આજે વધારે દારૂ લીધો નહીં. તેણે પ્રથમથી જ એવો નિશ્ચય કર્યો હતો કે, આજે કૈલાસેશ્વરીને અંદર લઈ જવી. તેથી આજનો આમોદપ્રમોદ વધારે વખત ચાલ્યો નહીં. એક કલાકમાં તો બાદશાહે સરફરાજખાં શિવાય બીજા બધા સભાસદોને વિદાય કરી દીધા. સરફરાજખાંએ કૈલાસેશ્વરીને બાદશાહની પાસે બેસવા કહ્યું, પણ કૈલાસેશ્વરી ઉઠી નહીં. તેનું સર્વ શરીર કંપવા

લાગ્યું. જ્યારે કૈલાસેશ્વરી ઉઠી નહીં, ત્યારે **બાદશાહ** પોતાના આસન-પરથી ઉઠીને કૈલાસેશ્વરીની પાસે ગયો. તેનો હાથ પકડવા માટે જેવો **બાદશાહ** આવ્યો કે તરત જ કૈલાસેશ્વરી ઉઠીને પાછળ હઠી ગઇ. **બાદ**-શાહ જેમ જેમ તેની પાસે જવા લાગ્યો તેમ તેમ કૈલાસેશ્વરી પાછળ પાછળ હઠતી ગઈ. અંતે **બાદશાહ** કંટાળ્યો તેથી તે બોલ્યો, "નુના! માન, માન, હું તને સોનાનું ઘર બંધાવી આપીશ; તને મારી **પાદશા બેગમ** કરીશ."

આજુબાજુ ઉભી રહેલી કેટલીક બાંદીઓ, કૈલાસેશ્વરીને ભાગ્યવંત ગણવા લાગી અને પોતાના ભાગ્યને નિંદવા લાગી.

**બાદશાહે** ફરી કૈલાસેશ્વરીને કહ્યું; "**નુનાજાન**! આવ, આમ, આમ સતાવ નહીં! હું તને **પાદશા બેગમ**નું પદ આપીશ!!"

કૈલાસેશ્વરી દ્રઢતાથી બોલી; "કદી નહીં. આ દેહમાં જ્યાંસુધી પ્રાણ છે, ત્યાં સુધી એમ કદી નહીં બને."

**બાદશાહ** એ સાંભળીને સ્હેજ હસ્યો. તે ફરી કૈલાસેશ્વરીને પકડવા ગયો. **સરફ્રાજખાં** તેની સંભાળ લેવા પાછળ ઉભો રહ્યો.

**બાદશાહ** જેવો સામો આવ્યો કે તરત જ કૈલાસેશ્વરી પાછળ હઠી ગઇ! આથી **બાદશાહે** ગુસ્સે થઇને, **સરફ્રાજખાંને** હુકમ કર્યો, "પકડ બાંદીકો—!"

કૈલાસેશ્વરી અત્યંત ભયભીત બની ઉચ્ચ સ્વરે બોલી;" અમે બન્ને બ્હેનો દર્શનસિંહની ઉપપત્ની છીયે;તેથી મને પકડશો તો હું આપઘાત કરીશ!"

"અમે બન્ને બ્હેનો, દર્શનસિંહની ઉપપત્ની છીયે," એ શબ્દો કૈલાસેશ્વરીના મ્હોંડામાંથી નીકળતાંની સાથે જ **બાદશાહનો** ક્રોધ પગથી વધી માથાની ઉપર ચહડી ગયો! તે ગુસ્સાથી કૈલાસેશ્વરીની સામું જોઇ રહ્યો.

**સરફ્રાજખાંએ** અવસર જોઈ, બાદશાહને હાથ જોડીને કહ્યું; "જહાંપનાહ! મ્હેં પહેલાંથી જ આપને કહ્યું હતું કે, આ બન્ને બાઇઓને દર્શનસિંહે ઉપપત્ની તરીકે રાખેલી છે. આજ ત્રણ મહિના થયા એ લોકોને દર્શનસિંહ અહીં લઈ આવ્યો છે; છતાં આજે રહી રહીને, એ બાઇઓમાંથી એકને આપની પાસે મોકલી છે. મ્હેં લોકોને મ્હોંડે સાંભળ્યું છે કે, **માન્ના, નુના** કરતાં પણ વધારે સ્વરૂપવાન છે. દર્શનસિંહની લુચ્ચાઈ તો જુવો, સારીને પોતે રાખી અને આ ન્હાનીને આપની પાસે મોકલી!"

**સરફ્રાજખાંના** બોલી રહ્યા પછી, **નસિરૂદ્દીન** થોડીવાર નિસ્તબ્ધપણે બેસી રહ્યો. ત્યાર પછી બીજી કંઈ પણ વાતચિત કર્યા વિના તે અંદર ચાલ્યો ગયો; એટલે **સરફ્રાજખાંએ** અતિ માનસહિત, કૈલાસેશ્વરીને, માણસો સાથે બાગમાં પહોંચતી કરી દીધી.

આજે **સરફ્રાજખાંના** આનંદનો પાર નહતો. પોતાના શત્રુને ફસા-વવાને માટે, આજે તેણે જે જાળ પાથરી હતી, તે જાળમાં તે નિશ્ચય

ફસાય તેમ હતું; અને તેથી જ તેને આજે વધારે આનંદ થયો હતો. જ્યારે તે હમેશ બાદશાહના પ્રમોદ ભવનથી પોતાને ઘેર જતો, ત્યારે એ ત્રણ બ્રાન્ડીની બાટલી તફડાવી જતો હતો; પરંતુ આજ તો તેણે ત્યાંથી એક સામટી છ બાટલી બ્રાન્ડીની ઉપાડી; અને તે લઇને તે ઘેર આવ્યો! સરફરાજખાંની સહધર્મિણી, આ દેશના એક ફીરંગીની કન્યા હતી. હમેશાં રાત્રે આ પતિપત્ની વચ્ચે પહેલાં સંગ્રામ શરુ થતો; અને ખાણું લીધા પછી છેક સુવાની વખતે, પાછી તેમનામાં સલાહની સ્થાપના થતી હતી! આજે સરફરાજખાંને ઘેર આવતાં અસૂરું થવાથી, તેની સુશીલ ભાર્યાએ, "વિલેઇન" ઇત્યાદિ સુમધુર શબ્દે, તેને આવકાર આપ્યો! આડે દહાડે આવો સ્નેહભર્યો આવકાર પામીને, સરફરાજખાં પોતાની સુશીલ ભાર્યાને અંતરના ઉમળકાથી, પણ સ્હેજ જોરથી, એ ત્રણ લપડાકો ખેંચી કહાડતો; પરંતુ આજે તો તે આનંદસાગરમાં ગોથાં ખાતો હતો, એટલે તે ઉપર લક્ષ નહીં આપતાં સરફરાજખાં હસીને બોલ્યો; "my sweet devil! I will make you lady Dennithrone!" "મારી મીઠી ભુતડી! હું તને ડેની થ્રોન બનાવીશ." સરફરાજખાં અગાઉ ઘણીવાર પોતાની સહધર્મિણીને કહી ચુકયો હતો કે, તેની પાસે એંશી લાખ રૂપિયા એકઠા થયા છે. હવે બીજા વીશ લાખ રૂપિયા એકઠા થાય તો, વિલાયત જઇને, પોતાનું નામ બદલી તે બેરોનેટ સર ડેની થ્રોન નામ ધારણ કરશે અને પોતાની પત્નીને ડેની થ્રોન બનાવશે. પરંતુ સરફરાજખાં આજે જે બ્રાન્ડી લઇ આવ્યો હતો, તે દુર્ભાગ્યે તેની પત્નીને પસંદ પડયો નહીં, એટલે સંગ્રામ શરૂ થયું. આ સંગ્રામથી તે પોતાની પત્નીને ભાવી આશાથી સ્હેજપણ શાંત કરી શકયો નહીં. ઘણીવાર સુધી બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. પરંતુ સુતી વખતે પાછી સંધિ સ્થાપન થઇ ગઇ.

બીજે દિવસે બાદશાહ ફરી પ્રમોદ ભવનમાં આવ્યો નહીં; તેથી તેનો સભાસદ વર્ગ એમ ધારતો હતો કે, નુનાના સહવાસમાં બાદશાહ આનંદસહ કાળ વ્યતીત કરે છે! પરંતુ અહીં તો બીજું જ બન્યું હતું. આવી રીતે ત્રણ દિવસ સુધી નસિરૂદ્દીન અંદરના મ્હેલમાં પડી રહ્યો: ત્રણ દિવસ સુધી કોઇને બાદશાહનાં દર્શન થયાં નહીં.



# ચતુર્દશ અધ્યાય.

## શાન્તિ નિકેતન.

धर्म्मादर्थः प्रभवति धर्म्मात् प्रभवति सुखम् ।
धर्मेण लभते सर्वं धर्मसारमिदं जगत् ॥*

आरण्यकाण्डम्—रामायणम् ।

હિમાચલ પ્રકૃતિનું વિહાર ક્ષેત્ર છે! હિમાચલની શોભા મન અને પ્રાણને આનંદિત કરે છે. તેનાં કોઇ કોઇ સ્થાન લીલા તૃણમંડપથી આચ્છાદિત થયેલાં છે, કોઇ વિવિધ વૃક્ષોથી પરિપૂર્ણ બનેલાં છે, જ્યારે કોઇ કોઇ સ્થાન પુષ્પવેલીઓથી વિંટલાઇને શોભાયમાન બની રહ્યાં છે. અહીં સર્વદા સુશીતલ વાયુ વાય છે; પુષ્પરેણુ વાયુ સાથે મળી જઇ, ચારે દિશા સુગંધથી આમોદિત કરે છે. વૃક્ષ અને લતા ઉપરથી, સર્વદા વિવિધ પુષ્પો પતિત થાય છે તેથી ભૂમિતલ પુષ્પોથી સમાકીર્ણ બની રહે છે. અહીં જીવજંતુ પણ ઇચ્છાનુસાર જ્યાં ત્યાં વિચરણ કરે છે; પાણીના નિર્મળ ઝરણોમાંથી નીકળતા ખળખળ શબ્દે અને પક્ષીઓના કોલાહલે, આ નિર્જન પ્રદેશ સર્વદા નિનાદિત થાય છે. અહીં વસંત, ગ્રીષ્મ, હેમંત અને શીત એ ચારે ઋતુઓ એક સાથે વિરાજ કરે છે! અહીં કદી શીતનો અત્યંત પ્રાદુર્ભાવ તો, કદી હેમંતની કુંજઝટિકા અને કદી મેઘમાળાથી ગગનમંડળ આચ્છાદિત બની રહે છે! કોઇ કોઇ વખતે ગ્રીષ્મનો પણ અહીં અનુભવ થાય છે. પરંતુ તરૂરાજિ સર્વદા, વસંતને ઉપયુક્ત એવાં ફળફૂલો પ્રદાન કરે છે. આવું મનોરમ, આવું સુખમય અને આત્માને શાંત કરી, જગત નિયંતાની અદ્‌ભૂત પૂર્વલીલા દેખાડનારૂં સ્થાન, પૃથ્વીતલમાં બીજું ભાગ્યે જ હશે.

લોર્ડ વિલીયમ બેન્ટીક લખનૌથી આવ્યાને બે ત્રણ મહીના થયા પછી, હિમાલયના રમણીય શિખરો ઉપર થઇને, એક યુવક દક્ષિણ દિશા તરફ જાય છે. આ યુવકે શરીરે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં છે અને તે ઉપર એક કાળી કામળ ઓઢી છે. તે હિમાચલની વિવિધ શોભાઓ અવલોકન કરતો કરતો ઉતાવળે ચાલ્યો જાય છે. તેની આસપાસ અનેક વન પશુઓ વિચરણ કરે છે, પરંતુ તેઓ કોઇ કોઇની હિંસા કરતાં નથી. એ જોઇ યુવક વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો; “અહો, કેવું આશ્ચર્ય! અહીંનાં હિંસક પ્રાણીઓએ પણ, સાધુ પુરૂષોના જેવો શાંત સ્વભાવ ધારણ કર્યો છે.”

---

* ધર્મથી ધન તથા સુખ મળે છે અને ધર્મથી સર્વ વસ્તુ મળે છે. ટુંકામાં કહીએ તો આ જગતમાં ધર્મ જ સારરૂપ છે.

આ નિર્જન પ્રદેશમાં, મનુષ્યના ગમન આગમનનું સ્હેજ ચિહ્ન પણ જણાતું નથી. યુવકે બરાબર બે દિવસ સુધી, સ્હેજ પણ વિશ્રાંતિ લીધા વિના ચાલ્યા કીધું. તે વૃક્ષોના પરિપકવ અને સુમિષ્ટ ફળ ખાઇને અને ઝરણામાંથી વ્હેતું નિર્મળ પાણી પીને, પોતાની ક્ષુધા તૃષા શાંત કરતો હતો. એમ કરતાં ત્રીજે દિવસે તે વિવિધ વૃક્ષોથી ઘેરાયલા, એક મહાત્માના આશ્રમ આગળ આવી પહોંચ્યો. આ આશ્રમમાં દિગંબર અવસ્થામાં એક યોગીરાજ, યોગાસને બેઠા હતા. આપણો યુવક તે યોગીરાજની સન્મુખ બરાબર એક કલાક સૂધી હાથ જોડીને ઉભો રહ્યો. પરંતુ તેઓ ચેતનાવસ્થામાં છે કે અચેતન અવસ્થામાં બેઠા છે, એ તેનાથી નક્કી થઇ શકયું નહીં, તેથી તેણે પોતાના મનમાં વિચાર્યું કે, આ કોઇ સિદ્ધ પુરૂષ છે અને એકાગ્ર ચિત્તે પરમેશ્વરનું ધ્યાન ધરે છે. એટલે તેણે પ્રણામ કરી દક્ષિણ દિશા તરફ જવા માંડયું. માર્ગમાં તેણે આવા ચાર પાંચ યોગીઓને જોયા; પરંતુ તેમાંથી એકની સાથે પણ તેનાથી વાતચિત કરી શકાઇ નહીં, કારણ કે બધા જ નિમિલિત નેત્રે ઇશ્વરભક્તિમાં લીન થયેલા હતા.

આ યુવક હવે હિમાચલના છેક દક્ષિણ ભાગપર આવી પહોંચ્યો. અહીં ઠેકાણે ઠેકાણે સંસારત્યાગી સાધુઓ અને પરમહંસોના આશ્રમો તેના જોવામાં આવ્યા. એક એક પરમહંસ પોતાના બે ચાર શિષ્યો સાથે જુદા જુદા આશ્રમમાં નિવાસ કરતા હતા. આપણો યુવક જે આશ્રમની પાસે જાય તે આશ્રમવાસી સાધુઓ, તેને આદરસત્કાર આપી પોતાને આશ્રમે લઇ જતા અને તેને વિવિધ આહારની વસ્તુઓ આપી તેની ક્ષુધા તૃષા શાંત કરતા. કદી કદી તેઓ તેને ધર્મનો ઉપદેશ પણ કરતા અને આ મોહમાયાથી વિંટળાયેલા સંસારમાં, અક્ષય સુખની પ્રાપ્તિ માટે, તેઓ આ યુવકને સારમય સિદ્ધાંતો પણ કહી સંભળાવતા. તેમના આવા કાર્યકલાપથી, આપણા યુવકે જાણ્યું કે, ધર્મસાધન શિવાય, એમના જીવનનું બીજું કોઇપણ લક્ષ્ય નથી.

ત્રણ આશ્રમનું આતિથ્ય ગ્રહણ કર્યા પછી, યુવક ચોથા આશ્રમ આગળ આવી પહોંચ્યો. એ આશ્રમમાં એક પરમહંસ રહેતા હતા. તેમણે કૌપિન પહેરી હતી અને સર્વાંગે ભસ્મ ચોળી હતી. તેમના શરીર ઉપરની ચામડી, હાથીની ચામડી જેવી જાડી અને ખરબચડી હતી. તે ઉપરથી જણાતું હતું કે, તેમણે શીતના પ્રાદુર્ભાવથી પોતાનું શરીર મુક્ત કરી, દિવ્ય શરીર પ્રાપ્ત કર્યું છે. તેમ નહીં હોય તો હિમાચલ ઉપર, કોઇ પણ મનુષ્ય ખુલ્લાં શરીરે રહી શકે તેમ નહતું. આ પરમહંસ કોઇની સાથે વાતચિત કરતા નહતા, સર્વદા નેત્રો મીંચી તેઓ ઇશ્વરચિંતનમાં નિમગ્ન રહેતા હતા. તેમના આશ્રમમાં બીજો એક સાધુ રહેતો હતો. તે

આ પરમહંસની સેવા સુશ્રૂષા કરતો હતો. તે સાધુએ આપણા યુવકને પોતાના આશ્રમ ભણી આવતો જોઇ, વિશેષ આદરસત્કારથી પોતાના આશ્રમમાં લઇ ગયો; અને તેને આહારને માટે કંદ મૂળ આપી શાંત કર્યો. યુવકના શરીર ઉપરની કામળ ફાટેલી જોઇ, તેણે પોતાની કામળ આપવા માંડી; પરંતુ યુવકે તેની કામળ લેવા નાપાડી અને તે સાધુના મ્હોંડા તરફ જોઇ રહ્યો. થોડીવાર પછી તે યુવક બોલ્યો; "પ્રભો! તમે કદી સીતાપૂરમાં હતા? મ્હેં તમને સીતાપૂરમાં આગળ જોયા છે. પરંતુ ક્યારે, તે મને સાંભરતું નથી!"

તે સાધુ મંદ હાસ્યે બોલ્યો; "વત્સ! મ્હેં સંસારનો ત્યાગ કર્યો છે, તેથી હું કોઇને પણ આત્મપરિચય આપતો નથી."

યુવકે કહ્યું; "શું આત્મપરિચય આપવામાં પાપ છે? તમે આત્મ-પરિચય શા માટે ગુપ્ત રાખો છો, તેનું કારણ હું સમજી શકતો નથી."

સાધુ બોલ્યો; "ભાઇ! આત્મપરિચય આપવામાં કંઇ પાપ નથી; પરંતુ અમે સંસારની સ્મૃતિ હૃદયમાંથી દૂર કરવાને, સર્વદા પ્રયત્ન કરીયે છીએ. જીવનનો પૂર્વ વૃત્તાંત, સમૂળો વિસ્મૃત થાય નહીં તો, કોઇને પણ નિર્વાણપ્રાપ્તિ થઇ શકતી નથી."

યુવકે આથી વિસ્મય થઇને પૂછ્યું; "તમે શું બૌદ્ધ ધર્માવલંબી છો? કારણ કે નિર્વાણ અને મુક્તિની વાતો, બૌદ્ધ લોકોને મ્હોંડે ઘણી સાંભળવામાં આવે છે."

"વત્સ! અહીં હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને ખ્રીસ્તી એ સહુ સમાન છે. અહીં સઘળાં ધર્મશાસ્ત્રો સમાન આદર પામે છે અને કોઈ પણ પ્રકારનો મતભેદ અહીં પ્રવેશ કરવા પામતો નથી;" તે સાધુએ શાંતપણે કહ્યું.

યુવક આ સાધુની સાથે આવી રીતે વાતચિત કરતો હતો, એટલામાં તેને અચાનક સાંભરી આવ્યું કે, આ સાધુ સીતાપૂરના એક પ્રસિદ્ધ જ્યોતિર્વેત્તા છે, પરંતુ તેનું નામ હજુ સૂધી તેના સ્મરણપથે ચડયું નહીં; તેથી તે કંઇક વિશેષ દ્રઢતાથી બોલ્યો; "પ્રભો! તમે મ્હારી પાસે, વૃથા આત્મગોપન કરવાનો પ્રયત્ન કરો છો. મ્હેં આપને ઓળખ્યા છે. પરંતુ આપનું નામ હજુ સૂધી મને સાંભરી આવતું નથી. તમે સીતાપૂરના એક સુપ્રસિદ્ધ જ્યોતિર્વેત્તા છો; અને તમે જ ગણના કરી, મ્હારા પિતાશ્રીને કહ્યું હતું કે, મ્હારા પિતામહ જગન્નાથ શાસ્ત્રી હજુ જીવે છેઃ તેમની સાથે મ્હારો ફરી મેળાપ થશે. પરંતુ તમારૂં વાક્ય ખોટું પડયું છે; કારણ કે તેમની સાથે મ્હારો પુનઃ મેલાપ થયો નથી."

તે સાધુ સ્હેજ હસીને બોલ્યો; "વત્સ! શાસ્ત્ર કદી પણ મિથ્યા હોઇ શકે નહીં. તમારા પિતામહની સાથે, તમારો જરૂર મેળાપ થયો છે જ."

યુવક ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો; "પ્રભો! તમે મને મિથ્યાવાદી ધારતા હશો, પરંતુ હું નિશ્ચયપૂર્વક કહું છું કે, મ્હારા પિતામહની સાથે મ્હારો મેળાપ કદી પણ થયો નથી."

તે સાધુ બોલ્યો; "નિશ્ચય તમારી સાથે તેમનો મેળાપ થયો છે જ. પરંતુ તેમને તમે ઓળખી શકયા નથી."

યુવકે હસતાં હસતાં કહ્યું; "પ્રભો! તમારી એ વાતનો ઉત્તર મ્હારાથી અપાય એમ નથી; કારણ કે, હું બે વર્ષનો હતો, ત્યારથી તેમણે સંસાર ત્યાગ કર્યો છે; તેથી તેઓ મને ઓળખતા નહીં હોય અને હું પણ તેમને ઓળખતો નથી. મ્હારા પ્રવાસમાં મને ઘણા સાધુ સંન્યાસીઓનો સમાગમ થયો છે, પરંતુ તેમાં મ્હારા પિતામહ કોણ હશે, તે હું કેવી રીતે જાણી શકું?"

સાધુએ પૂછ્યું; "ત્યારે તમે શું તમારા પિતામહની શોધ કરવાને માટે હિમાચલપર આવ્યા છો?"

"ના મહારાજ!"

"ત્યારે તમારૂં હિમાચલપર કેમ આવવું થયું?"

"હું મ્હારા મનના દુઃખે, આપઘાત કરવાને માટે નદીમાં પડ્યો હતો. તેવામાં એક મહાત્માએ, મને અચેતન અવસ્થામાં નદીમાંથી બહાર કહાડ્યો. જ્યારે મને ચેતન આવ્યું ત્યારે, તે મહાત્મા મને સ્વદેશ જવાને માટે કહેવા લાગ્યા. પરંતુ મ્હેં તેમના ચરણમાં મસ્તક મૂકી, રડતાં રડતાં કહ્યું કે, આપ મને તજી દેશો તો હું નક્કી બીજીવાર આપઘાત કરીશ. તેઓ પરમ દયાળુ હતા, એટલે મારાપર તેઓ દયાળુ થયા અને મને સાથે લઈ પર્વતપર ચઢ્યા. પર્વતના જે પ્રદેશમાં હું તેમની સાથે ગયો, તે પ્રદેશમાં મનુષ્યથી પ્રવેશ કરી શકાય તેમ નહતું. પરંતુ તેમણે યોગબળે અલૌકિક શક્તિ પ્રાપ્ત કરી હતી, તેથી હું તેમની સહાયતાથી ત્યાં જઈ શકયો. તે મહાત્માના તત્ત્વપૂર્ણ ઉપદેશો અને કાર્યકલાપો જોઇને, મને નિશ્ચય થયો કે, તેઓ સર્વજ્ઞ અને સર્વદર્શી છે. આ ઉપરથી મ્હારી ખોવાયેલી બ્હેનનો ફરી પત્તો મેળવવા માટે, હું તેમને વારંવાર પૂછી પૂછી કંટાળો આપવા લાગ્યો. આવી રીતે બરાબર એક વર્ષ સુધી હું તેમની પાસે રહ્યો ને તેઓ મને હમેશાં સ્વદેશ જવાને માટે કહેતા. પણ મ્હેં કોઈ પણ રીતે તેમને છોડ્યા નહીં. જ્યારે તેમણે મ્હારો દ્રઢ નિશ્ચય જોયો, ત્યારે તેઓ બોલ્યા કે, "ત્હારી બ્હેન, સિંહની ગુફામાંથી, વાઘના મ્હોંડામાંથી, બચીને ઘેર આવશે. માટે હવે ત્હારે વિના વિલંબે સ્વદેશ જવું." તેમનાં

આવાં આશ્વાસન વાકયથી નિર્ભય થઈ, હું હવે સ્વદેશ તરફ જાઉં છું;" યુવકે પોતાની વિતકવાર્તા કહી સંભળાવી.

યુવકની વાત સાંભળી રહ્યા પછી, તે સાધુ બોલ્યો, "હે વત્સ ! જ્યોતિષ્ શાસ્ત્ર મિથ્યા નથી. તમારા પિતામહની સાથે તમારો મેળાપ થયો છે."

"કયાં અને કેવી રીતે ?" યુવકે આતુર થઈ પૂછયું.

"જે મહાપુરૂષે તમને નદીમાંથી કહાડ્યા હતા, તે જ તમારા પિતામહ !"

"તેઓ જો મ્હારા પિતામહ હોય તો, તેઓ પોતાની ખરી ઓળખાણ મને આપ્યા શિવાય કદાપિ રહે નહીં."

"વત્સ ! નિર્વાણની ઇચ્છા રાખનારા મહાપુરૂષો, કદી પણ આત્મપરિચય આપતા નથી. એટલુંજ નહીં પણ તેઓ સંસારના કાર્યમાં કદી પણ હાથ ઘાલતા નથી અને સંસારના શોક, તાપ કે દુર્ઘટના ઉપર પણ તેઓ લક્ષ આપતા નથી."

"ત્યારે તેમણે મને મૃત્યુના મુખમાંથી કેમ બચાવ્યો ?"

"તમને ઘોર પાપ કરતા જોઇ, તેમનાથી સ્થિર રહી શકાયું નહીં. વત્સ, આત્મઘાત ભયાનક પાપ છે. એ પાપનું પ્રાયશ્ચિત્ત પૃથ્વીમાં નથી."

સાધુની આવી વાતચિત સાંભળી, યુવકના મનમાં અનેક વિચારો ઉપજવા લાગ્યા. થોડીવાર મૌન રહી તે પાછો બોલ્યો; "પ્રભો ! આપનું ધર્માચરણ અને કાર્યકલાપ મને આશ્ચર્યચકિત કરે છે સંસારી માણસો નાના પ્રકારના શોક તાપ સહન કરે છે અને અત્યાચારના અનલમાં દગ્ધ થાય છે. પરંતુ આપનામાં એ સઘળા અત્યાચાર, દુઃખ, શોક અને તાપનિવારણ કરવાની શક્તિ હોવા છતાં, આપ તેના નિવારણને માટે કેમ પ્રયત્ન કરતા નથી ?"

"વત્સ ! કુનીતિ, પાપાચાર, કુસંસ્કાર અને સ્વાર્થપરતાથી જ, સંસારમાં શોક, તાપ અને અત્યાચાર ઉત્પન્ન થાય છે. તો તેનું નિવારણ કરી શકાય, એવી શું કોઇનામાં શક્તિ છે ?"

"આપનામાં તો તેવી શક્તિ છે જ !"

"શું મ્હારામાં તેવી શક્તિ છે ? કદી નહીં."

"હા, હા, છે. આપ જો આ નિર્જન પર્વત ત્યાગ કરી સ્વદેશે પાછા ફરો તો, આપ સંસારી જીવોપર વિશેષ ઉપકાર કરી શકો. આપ પર્વતપર બેસી રહીને શું કરો છો ?" યુવકે કંઇક આશ્ચર્યતાથી પૂછયું.

હિમાચલવાસી મહાત્માઓ, લોકોની સાથે વધારે વાતચિત કરતા નથી. પરંતુ સાધુઓએ, યુવકની ભક્તિ, શ્રદ્ધા અને સત્યનિષ્ઠાની સાથે સભ્યતા જોઇ, સંસારી મનુષ્યો સાથે વધારે વાતચિત નહીં કરવાના નિયમને કંઇક

વિસ્તારવાળો રાખ્યો છે. યુવકના છેલ્લા પ્રશ્નથી તે સાધુ મંદ હાસ્યે બોલ્યો; "હે વત્સ ! સંસારની વર્તમાન અવસ્થા, ધર્મસાધનને માટે જરાએ અનુકૂળ નથી. તે જ કારણે મોક્ષની ઇચ્છા રાખનારા મહાત્માઓ, આ નિર્જન હિમાચલપર વાસ કરે છે. સંસારમાં જુદી જુદી જાતનો ધર્મ, વિશ્વાસ અને ધર્મમત પ્રચલિત છે; તેમ જુદી જુદી જાતોના જુદા જુદા ધર્મો છે. પરંતુ આ નિર્જન હિમાચલ જ તે વિભિન્ન ધર્માવલંબીઓનું એક માત્ર સંમીલન સ્થાન છે. અહીંયાં હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને ખ્રીસ્તી, એ સઘળા એક જ પ્રકારના ધર્મસાધનમાં તત્પર હોય છે. તેથી અહીં કોઇપણ પ્રકારનો મતભેદ ઉત્પન્ન થવા પામતો નથી. હિમાચલપર વસતા પ્રત્યેક મહાત્માઓ એક જ જાતના લક્ષથી—એક જ જાતના ઉદ્દેશથી—કેવળ પરમેશ્વર પ્રાપ્તિને માટે, એકાગ્ર ચિત્તે તેના ધ્યાનમાં નિમગ્ન રહે છે. સંસારમાં જે જુદા જુદા ધર્મો જોવામાં આવે છે, તે મિશ્રિત છે. દેશપ્રચલિત આચાર, વ્યવહાર, સામાજિક નીતિરીતી અને કુસંસ્કારની સાથે ધર્મ મિશ્રિત થઇ જાય છે. તેથી નિર્મળ વિશુદ્ધ ધર્મ, સંસારમાં મળવો ઘણો કઠીન છે."

ટીબેટ અને ચીન એ બન્ને દેશમાં બૌદ્ધધર્મ પ્રચલિત છે. પરંતુ ટીબેટનો બૌદ્ધધર્મ, ચીનના પ્રચલિત બૌદ્ધધર્મથી વિભિન્ન છે. ટીબેટના પૂર્વ પ્રચલિત આચાર વ્યવહાર, અને રાજનીતિની સાથે, બૌદ્ધધર્મ મિશ્રિત થઇ, તેણે એક પ્રકારનું નવું જ રૂપ ધારણ કર્યું છે. તેમ ચીનના આચાર વ્યવહારની સાથે વિવર્ત્તિત થઇને, એ ધર્મને આ વખતે રૂપાંતર પ્રાપ્ત થયું છે. જુદા જુદા દેશાચારની સાથે મિશ્રિત થઇને, સંસારના સઘળા પ્રચલિત ધર્મો, હાલ વિકૃતાવસ્થા પામ્યા છે. સંસારમાં એક ધર્મના અનુયાયીઓ, બીજા ધર્મના અનુયાયીઓને ધિક્કારે છે. પરંતુ હિમાચલપર, જુદા જુદા દેશોના મહાત્માઓ, પોતપોતાના દેશ પ્રચલિત આચાર, વ્યવહારો અને કુસંસ્કાર તજીને, વિશુદ્ધ માનવ પ્રકૃતિ ધારણ કરી વસે છે. તેથી અહીં મતભેદ કે ધર્મયુદ્ધ જોવામાં આવતું નથી."

"હું આ આશ્રમવાસી પરમહંસની સાથે, ચીન ટીબેટ વિગેરે ઘણા દેશોમાં ફર્યો છું. પરંતુ હિમાચલ જેવું ધર્મસાધનને માટે ઉપયોગી સ્થાન, મ્હેં બીજા કોઈ પણ પ્રદેશમાં જોયું નથી. હિમાચલ યોગીઓનું શ્રેષ્ઠ સાધન ક્ષેત્ર છે. અહીંયાં ધર્મ જ સુખ—ધર્મ જ શાંતિ—અને ધર્મ સાધન જ જીવનનું એક માત્ર લક્ષ્ય છે."

તે સાધુ અહીં સુધી વાત કહે છે, એટલામાં યુવકે તેની વાતમાં વિઘ્ન નાંખી પૂછ્યું; "મહારાજ ! આ અધમને ક્ષમા કરો તો, હું એક વાત પૂછું."

સાધુએ કહ્યું; "વત્સ ! ત્હારા સદ્‌ગુણો જોઇને હું ઘણો આનંદ પામ્યો છું. જે પૂછવું હોય તે ખુશીથી પૂછ !"

યુવક બોલ્યો; "પ્રભો ! સીતાપૂરમાં તમારૂં ઘર છે, એ સારી પેઠે મ્હારા સ્મરણમાં છે. તમને સીતાપૂર છોડ્યાંને કેટલાં વરસ થયાં ?"

યુવકનો આવો આગ્રહ જોઈ તે સાધુ શાંત ચિત્તે બોલ્યો; "વત્સ ! મ્હારા જીવનનો પૂર્વવૃત્તાંત, વિસ્મૃતિસાગરમાં નિમગ્ન કરવાને માટે, હું હમેશાં પ્રયત્ન કરૂં છું. પરંતુ ત્હારી જિજ્ઞાસા તૃપ્ત કરવાને માટે, હું મ્હારો પૂર્વ વૃત્તાંત તને કહું છું. હું સીતાપૂરના પ્રસિદ્ધ જ્યોતિર્વિદ પંડિત શંભુપ્રસાદનો મોટો પુત્ર છું અને મ્હારૂં નામ પંડિત દેવીપ્રસાદ છે. દેશ પ્રચલિત કુસંસ્કારે અને જાત્યભિમાને અમને ઘોર પાપમાં નિમગ્ન કર્યા હતા. પરંતુ પરમેશ્વરની કૃપાથી, કેવળ સાધુભક્તિ મને અહીં ખેંચી લાવી છે. અમારા ઉપરની ચડેલી મહેસુલ વસુલ કરવાને માટે, અયોધ્યાના નવાબના તહેસીલદારે, અમારા કુટુંબની સ્ત્રીઓનું ઘણું અપમાન કર્યું હતું. પૂર્વના ચાલી આવેલા રિવાજ પ્રમાણે, મુસલમાનોના સ્પર્શથી મોટું પાપ લાગે છે એમ માની, અમે અમારા કુટુંબની સ્ત્રીઓને આપઘાત કરવાની આજ્ઞા કરી. તેઓએ અમારી આજ્ઞા શિરપર ચ્હડાવી, સરયૂ નદીમાં આત્મસમર્પણ કર્યું. મ્હારો ન્હાનો ભાઇ, આનું વેર લેવા લૂંટારાઓની ટોળીમાં સામેલ થયો અને હું સાધુસંગ પ્રાપ્ત કરવાને માટે, હિમાચલપર આવ્યો.

"વત્સ ! મ્હારા ન્હાનાભાઇ બલદેવપ્રસાદે, અનેક પ્રકારનાં ધર્મ શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. પરંતુ કેવલ પેટને માટે શાસ્ત્રનું અધ્યયન કરવાથી, અપકાર શિવાય ઉપકાર થતો નથી. મ્હારો ન્હાનો ભાઇ, ઘણો અભિમાની હતો. ઘરમાં મુસલમાનોએ પ્રવેશ કીધો, તેથી લોકો નિંદા કરશે અને બીજા બ્રાહ્મણો આપણને જ્ઞાતિ બહાર મૂકશે, એવી બ્હીકે તેણે સ્વર્ણ પ્રતિમા જેવી પુત્રીઓને આપઘાત કરવાને કહ્યું. પરંપરાથી ચાલી આવેલા અનિષ્ટ રિવાજને વળગી, અમે બન્ને ભાઇઓએ, સ્ત્રીહત્યાને, પુત્રી હત્યાને અને આપઘાત જેવા ભયાનક પાપને સહાયતા કરી. આપણે ચોર અને લૂંટારાઓને ઘોર પાપી કહી ધિક્કારીયે છીયે; પરંતુ જાત્યભિમાન અને કુસંસ્કાર, કોઇ કોઇ વખત આપણને ચોર અને લૂંટારાઓ કરતાં પણ વધારે નિર્દય બનાવી મૂકે છે. લક્ષ્મીસ્વરૂપી રમણીઓને આપઘાત કરવાનું કહી, અમે ઘોર પાપ કર્યું છે. હર હર ! એ પાપના પ્રાયશ્ચિત્તમાંથી અમે કયારે છૂટીશું ! !

"વત્સ ! તું મને સ્વદેશ જવાને માટે કહે છે; પરંતુ મ્હારા જેવા ચાર પાંચ સાધુઓ કદી સ્વદેશમાં જાય તોએ, સ્વદેશનું શું ભલું થાય ? અમારા આવવાથી સ્વદેશનું ઉલટું અનિષ્ટ સંધાશે. કારણ કે અમે સ્વદેશમાં જઇશું તો અમારા એક એકના અનેક શિષ્યો ઉભા થશે; અને તેઓ નવા નવા ધર્મો પ્રચલિત કરશે. દેશમાં હજારો ધર્મસંપ્રદાયો

હાલ છે, તેમાં અમારા આવવાથી બીજા ચાર પાંચ સંપ્રદાયોનો વધારો થશે. સંસારમાં એક સંપ્રદાયનાં માણુસો, બીજા સંપ્રદાયવાળાઓ સાથે, હિંસક પશુ જેવો વ્યવહાર રાખે છે. મુસલમાન ખ્રીસ્તીને ધિક્કારે છે; ખ્રીસ્તી મુસલમાનને ધિક્કારે છે; વળી હિંદુ, મુસલમાન અને ખ્રીસ્તીને ધિક્કારની નજરે જુવે છે! જુદા જુદા સંપ્રદાયોની ધર્મસાધન પ્રણાલિ, આચાર વ્યવહાર અને તેમના કાર્ય કલાપો, એક બીજાથી સંપૂર્ણ જુદા હોય છે. પરંતુ વત્સ! સઘળા દેશોમાં પ્રચલિત થયેલા, આવા ધર્મ સંપ્રદાયોનો સારાંશ અભિન્ન છે. સઘળા ધર્મનો સારાંશ જ ઇશ્વરપ્રાપ્તિ છે. સંસારમાં કેવળ ધર્મનું આવરણ અર્થાત બાહ્ય કાર્યકલાપો જોવામાં આવે છે; તેથી આ નિર્જન હિમાચલપર પ્રવેશ કર્યા વિના, ધર્મનું ગૂઢ રહસ્ય કોઇના ધ્યાનમાં ઉતરે એમ નથી. અહીંયાં સંસારના આચારવ્યવહાર, રાજનીતિ, આપવું લેવું, લડાઇ ટંટો કંઇ છે જ નહીં. અહીંયાં તો સાધુ અને મહાત્માઓ, સંસારથી નિર્લેપ થઇને આવે છે, એટલે અહીંયાં કોઇપણ પ્રકારનો મતભેદ ઉત્પન્ન થઇ શકે તેમ નથી. પરંતુ માતાના ઉદરમાંથી બહાર નીકળ્યા પછી, તરત જ કોઇથી અહીં અવાતું નથી; અને એવી રીતે અહીં આવવાનો કોઇને અધિકારે નથી. કારણ કે સંસાર ઉત્કૃષ્ટ વિદ્યાલય છે. પ્રારંભમાં જ ધૈર્ય, સહનશીલતા, ત્યાગસ્વીકાર અને શુભનિષ્ઠા સંસારમાં રહીને શીખવી પડે છે. સંસારમાં રહીને ઉપલા સદ્‌ગુણો પ્રાપ્ત કર્યા વિના, એકદમ અહીં આવવાથી, કોઇને વિશેષ લાભ થતો નથી, તેથી જ ત્હારા પિતામહે, તને સ્વદેશ જવા માટે કહ્યું હતું!"

સાધુનું સંભાષણ પૂરૂં થયા પછી, યુવકે પોતાની ઓળખાણ આપવા માંડી; પરંતુ તે સાધુ સ્હેજ હસીને બોલ્યો; "વત્સ! મ્હેં તને ઓળખ્યો છે. તું સીતાપૂરના ગંગાપ્રસાદ શાસ્ત્રીનો પુત્ર કાશીનાથ?"

કાશીનાથ બોલ્યો; "હા પ્રભો! હવે હું અહીંથી લખનૌ જવાનો વિચાર રાખું છું. માટે દેવ! કૃપા કરીને કહો કે કેટલે દિવસે હું મ્હારી બ્હેનને મળી શકીશ? મ્હારૂં અંતર મને કહે છે કે, તમે સર્વજ્ઞ અને સર્વદર્શી છો. માટે મ્હારી અભિલાષા તમે જ પૂર્ણ કરી શકશો."

સાધુએ કહ્યું; "વત્સ! ત્હારે કાનપૂર થઇને લખનૌ જવું. કારણ કે લખનૌમાં તું ત્હારી બ્હેનની ખરી સ્થિતિ જાણવા પામીશ."

"કાનપૂરમાં કેવી રીતે, તેની ખરી સ્થિતિ મ્હારા જાણવામાં આવશે?"

"કાનપૂરમાં જયપાલસિંહ નામનો એક કાપડનો વેપારી છે, તેને ત્યાં ત્હારી બ્હેન કેદ હતી; એટલે એ સંબંધી તને જોઇતી હકીકત ત્યાંથી જ મળશે."

સાધુના વચનપર વિશ્વાસ લાવી, કાશીનાથ અંતે તેના ચરણમાં પ્રણામ કરી, ત્યાંથી ચાલી નીકળ્યો. બરાબર પંદર દિવસે તે કાનપૂરમાં આવી પહોંચ્યો. એ અરસામાં તેણે અનેક સંસારત્યાગી સાધુ અને પરમહંસોના આશ્રમોનું આતિથ્યગ્રહણ કર્યું હતું.

કાનપૂરમાં આવી તેણે જયપાલસિંહના ઘરની તપાસ કરવા માંડી. એક દિવસ જયપાલસિંહના બાગમાં પ્રવેશ કરતાંની સાથે, તેને અયોધ્યાનાથનો મેલાપ થયો. અયોધ્યાનાથ તેને જોઇને આશ્ચર્યચકિત બન્યો અને એકદમ ગદ્‌ગદિત થઇ તેને ભેટી પડ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. કાશીનાથની સ્થિતિ પણ તેવી જ બની રહી. જ્યારે કાશીનાથે પોતાને માથે પડેલી વિપત્તિનું તેની આગળ સવિસ્તર વિવેચન કર્યું, ત્યારે અયોધ્યાનાથની આંખોમાંથી ફરી આંસુ ધારા પડવા લાગી. "મ્હારૂં ગુમાવેલું ધન, મને ઇશ્વર કૃપાથી ફરી પ્રાપ્ત થયું." એવું વારંવાર કહી, તે તેને વ્હાલથી ભેટવા લાગ્યો.

અયોધ્યાનાથનો મંદવાડ નાશી ગયો હતો. આજ કાલ તેનામાં પહેલાંના જેવી શક્તિ આવી હતી, એટલે વધારે દિવસ કાનપૂરમાં ખોટી નહીં થતાં, તેઓ બીજે જ દિવસે બુંદિયાને લઇને, લખનૌ તરફ ગયાં.

---

## પંચત્રિંશ અધ્યાય.

### ભારત રમણી.

ખરેખર, જો હિંદુસ્તાન સુરક્ષિત રહ્યું હોય તો, તે તેની સદ્‌ગુણ સન્નારીઓનો પ્રતાપ છે; કેમકે અતિ પવિત્ર, અતિ નિર્મળ હૃદયની, અતિ ઉદાર સ્ત્રીયો, જેવી હિંદના ઝનાનામાં છે, તેવી તમને પૃથ્વીતલના કોઇ પણ સુધરેલા પ્રદેશમાંથી મળી શકશે નહિ.*

**ડબલ્યુ. નાઇટન.**

આજ શુક્રવારનો દિવસ છે. સહવારનો બીજો પ્રહર થયો છે. મુસલમાનોનો આજ જુમ્માનો નિમાજ હોવાથી, પાદશાહ બેગમ, હજરત અબ્બાસની દરગાહે નિમાજ પઢવા જનાર છે. ગામપરગામથી આજે હજારો લુલાં પાંગળાં અને આંધળાં લંગડાં લખનૌ આવ્યાં છે; કારણ કે દરેક મહિનાના પહેલા શુક્રવારે, પાદશાહ બેગમ પુત્ર કામનાએ, હજરત અબ્બાસની

---

* Truly, if Hindustan is ever saved, it will be by the virtues of its women; for more honourable, more honest minded, more nobly-endowed female humanity, is not to be found in the most highly civilized regions of the earth than amongst the zenanahs of India.—*W. Knighthon.*

દરગાહે નિમાજ પઢવા જાય છે. નિમાજ પઢીને મહેલે પાછાં ફરતી વખતે, તે ગરીબ અને અપંગોને દશ હજાર રૂપીયા ખૈરાત કરે છે. તેથી આજે જે રસ્તે તે આવવાની છે, તે રસ્તાની બન્ને બાજુએ, હજારો ભીખારીઓ તેની વાટ જોતા ઉભા છે !

હમણાં પાદશાહ બેગમ, હુજરત અબ્બાસની દરગાહ તરફ જાય છે. સાંગ્રામિક વસ્ત્રો પહેરી, એક લશ્કરી ટુકડી રણવાદ્ય વગાડતી સૌથી આગળ ચાલે છે; તેની પાછળ બીજી એક લશ્કરી ટૂકડી, ખુલ્લાં હથિયાર સાથે ચાલી જાય છે. એ ટૂકડીની પાછળ ચાંદીનો મ્યાનો છે. જેની ઉપર "આફતાદ" અથવા સોનાનું રાજછત્ર આવી રહ્યું છે. પાદશાહ બેગમ શિવાય, બીજી કોઇ પણ બેગમને આવું રાજછત્ર વાપરવાનો અધિકાર નથી; પાદશાહ બેગમનો મ્યાનો, પાલખી અથવા ડોલીના જેવો હોતો નથી. પરંતુ તે એક ન્હાના ઘર જેવો હોય છે. માથાપર સોનેરી મંદીલ અને શરીરે કીનખાબનાં વસ્ત્રો ધારણ કરેલાં, એવા પચ્ચીસ વાહકો મ્યાનાને ખાંધપર લઇને ચાલે છે. કીનખાબના પડદાથી ચારે બાજુએ વીંટળાયેલ મ્યાનાની અંદર, પોતાની બે ત્રણ પ્રિય સહચરીઓની સાથે પાદશાહ બેગમ બેઠી છે. મ્યાનાની પાછળ પાછળ, ઉત્તમ વસ્ત્ર અલંકારો પહેરી, પચ્ચીશ ત્રીશ બાંદીઓ ચાલે છે. દરગાહના દરવાજા આગળ પાદશાહ બેગમનો મ્યાનો આવી પહોંચતાં, આ દાસોઓ મ્યાનાને ખાંધપર મૂકી અંદર લઇ જાય છે. મ્યાના ઉંકચનારી દાસીઓની પાછળ, ચાંદીનો દંડ, લઈ ચોબદાર ચાલે છે અને એ સૌની પાછળ સોનેરી મંદીલ સાથે ઉત્તમ વસ્ત્રો ધારણ કરી, હાથી ઉપર પાદશાહ બેગમનો મુખ્ય ખોજો જાય છે !!

બરાબર નિમાજને વખતે બેગમે, દરગાહમાં જઈ નિમાજ પઢી. પછી પુત્રપ્રાપ્તિને માટે પરમેશ્વરની પ્રાર્થના કરી. ત્યાર પછી દરગાહથી પાછા ફરતાં તેણે દશ હજાર રૂપિયા, ગરીબ ગરબાં અને આંધળાં લુલાંઓમાં વ્હેંચ્યા. બેગમ દરેક મહિનાના પહેલા શુક્રવારે, આવી રીતે દશ હજાર રૂપિયા ગરીબોને દાન કરતી હતી.

નુનાની સાથે બીજા દિવસના મેળાપ પછી, નસિરૂદ્દીન ત્રણ દિવસ સુધી મહેલમાંથી બહાર નીકળ્યો નહીં. સરફરાજખા શિવાય બીજા બધા સભાસદો એમ જ ધારતા હતા કે, બાદશાહે, નુનાને જનાનખાનામાં દાખલ કરી છે અને તેના સહવાસમાં તે આનંદમાં પોતાનો કાળ નિર્ગમ કરે છે.

આજ પાદશાહ બેગમ, દરગાહે ગયા પછી, નસિરૂદ્દીન તેના મહેલમાં ગયો. આણી તરફ તેનો સભાસદવર્ગ, ખાસ દરબારમાં તેની વાટ જોતો બેઠો હતો. પાદશાહ બેગમ મહેલ તરફ પાછી ફરી, તે પહેલાં નસિરૂદ્દીન તેનાં મહેલમાંથી બહાર નિકળ્યો, તેથી પાદશાહ બેગમની સાથે તેનો મેળાપ થયો નહીં.

વાચક ! આવો સમારોહ, આવી સમૃદ્ધિ,—ચાંદીનો મ્યાનો, હાથી, ઘોડા, હજારો દાસદાસીઓ અને વિપુલ ધનસંપત્તિ, શું પાદશાહ બેગમને સુખી કરી શકે એમ છે ? જે ખેડુતની સ્ત્રી, આજ પોતાના બાળકને કેડપર લઇને પાદશાહ બેગમનું દાન ગ્રહણ કરવા માટે, રસ્તાની એક બાજુએ ઉભી છે, તે શું પાદશાહ બેગમ કરતાં વધારે સુખી નથી ?



## ષટ્ત્રિંશ અધ્યાય.

### ભારત રમણી—( ચાલુ )—દર્શનસિંહ પકડ્યો !

પાદશાહ બેગમના મહેલમાંથી, નસિરૂદ્દીનને બ્હાર નીકળતો જોઇ, તેના અંગ્રેજ સભાસદો માંહેમાંહે વાત કરવા લાગ્યા કે, નુનાને ખાસ પાદશાહ બેગમના મહેલમાં બાદશાહ રાખશે; કારણ કે, તેને માટે જ આજ બાદશાહ, બેગમનો મહેલ જોવા ગયા હતા. એ સાંભળી એક અંગ્રેજ સભાસદ બોલ્યો; “સૌ કરતાં આ ન્હાની છોકરી વધારે નશીબદાર નીકળી ! ફક્ત એ જ દીવસ મુજરો કરી તે પાદશાહ બેગમ થવા પામી. મ્હેં તો તેને સારી પેઠે એક વખત જોઇ પણ નથી ! !”

અંગ્રેજ સભાસદોમાં આવી વાતચિત ચાલે છે, એટલામાં નવો મંત્રી નવાબ રોશન—ઉ—દ્દોલા તથા રાજા દર્શનસિંહ ત્યાં આવી પહોંચ્યા. અંગ્રેજ સભાસદોને મ્હોંડે, નુનાનાં વખાણ થતાં સાંભળી, દર્શનસિંહ મનમાં ને મનમાં આનંદ પામ્યો. થોડીવાર પછી નસિરૂદ્દીન અને સરફ્રાજખાં, ખાસ દરબારમાં આવ્યા. થોડીવાર બેઠા પછી બધા એકઠા થઇ ગોમતી નદીને કીનારે આવેલા બાગમાં ફરવા ચાલ્યા.

સાંજે નગરમાં ફરવા જતી વખતે, નસિરૂદ્દીન હમેશાં કોટ અને યુરોપિયન ટોપી પહેરીને નીકળતો હતો. આજે પણ તેણે એ જ પોષાક ધારણ કર્યો હતો ! નસિરૂદ્દીન અને તેનો સભાસદવર્ગ બાગમાં પહોંચ્યા પછી, તેઓ થોડીવાર આમ તેમ ફર્યા અને અંતે એક કુંજ આગળ જઈ બેઠા. કોઇપણ પ્રકારની વાતચિત વિના બેઠાં બેઠાં વખત કેમ જાય ? તેથી નસિરૂદ્દીને માથાપરથી ટોપી ઊતારી અને તેનાં કાંણાંમાં આંગળી ભેરવી, તે ચકર ચકર ફેરવવા માંડી ! અત્યાર સુધી આટલા બધા સભાસદોમાંથી, કોઇએ હસવાની વાત કહાડી નહતીઃ સૌ કોઈ મૌન્ય ધારણ કરીને બેઠા હતા. ક્યારે હસવા જેવી વાત નીકળે અને આપણી રસીકતા બતાવીએ, એને માટે સઘળા સભાસદો, આતુર થઈ રહ્યા હતા. પરંતુ હજુ સુધી હસવા જેવો કોઇ બનાવ અથવા વસ્તુ કોઈની નજરે પડી નહીં ! નવાબ રોશન—ઉ—દ્દૌલ્લા લગભગ પાંચ મીનીટ સુધી, હસવાને

માટે મ્હોંડું પ્હોળું કરીને બેશી રહ્યો. તે બાદશાહના મ્હોંડામાંથી, કંઇ એવી તેવી વાત નીકળે કે, તરત જ સૌથી પહેલાં હસી પડી, પોતાની રસિકતા બતાવતો હતો! પરંતુ રાજા કૃષ્ણચંદ્રના ગોપાળ ભાંડ વિના, નિત્ય નવી હસવાની વાતો કોઇંથી થાય એમ નથી! નસિરૂદ્દીનના ખાસ દરબારમાં તેવો કોઇ ભાંડ નહતો. તેથી જ આવા આવા આમોદ પ્રમોદ વખતે, કેટલીક નવયૌવનાઓ નસિરૂદ્દીનને વીંટળાઇને બેસતી હતી! આવી નવયૌવનાઓના સમાગમમાં કદાચ હસવા જેવું કારણ નહીં મળે, તોપણ કોઇ કોઇ વખત તેના હાવભાવ જોઇને જ માણસથી સ્હેજ હસી દેવાતું હતું. પરંતુ બાગમાં તો અત્યારે તેવી નવયૌવનાઓને બદલે લઠ્ઠ લઠ્ઠ મોટા મોટા ઇંગ્રેજો બેઠા હતા; અને તેમને જોતાં જ ન બ્હીક લાગે તો, હસવું તો કેમ જ આવી શકે? પરંતુ આવો પ્રકાર નવાબ રોશન-ઉ-દ્દોલાથી જોઈ શકાયો નહીં! તેથી નસિરૂદ્દીનને આંગળી ઉપર ટોપી ફેરવતો જોઈ, તેને જ હસવાનું ખરૂં કારણ માની, તે મોટેથી "વાહ! વાહ! કયા મજા" એમ કહી ખડખડ હસી પડ્યો!! તેને જોઇને બાદશાહ પણ સ્હેજ હસ્યા! તેથી બીજા સભાસદોને પણ ફરજને લીધે હસવું પડયું. હતું તો કંઈ નહિ.

પરંતુ રાજા દર્શનસિંહ, નસિરૂદ્દીનનો ગોપાળભાંડ હતો. તેણે જોયું કે, નવાબ રોશન-ઉ-દ્દોલાએ, આજ કંઇ પણ હસવા જેવું કારણ નહીં હોવા છતાં, તેનાથી પહેલાં હસ્યો, અને એવી રીતે તે બાદશાહનો પ્રીય પાત્ર થવા પ્રયત્ન કરે છે! આથી તેને ઘણો ક્રોધ ચડ્યો; અને હવે હું બધાને ખરેખરા હસાવું, એવું મનમાં ધારી, તે મોટેથી બોલી ઉઠયો; "જહાંપનાહની પાઘડીમાં કાણું!!"

"જહાંપનાહની પાઘડીમાં કાણું" એવા શબ્દો, દર્શનસિંહના મ્હોંડામાંથી નીકળતાંની સાથે જ નસિરૂદ્દીને ગુસ્સે થઇને તેના તરફ જોયું! બીજા સભાસદો બીચારા હસવાને માટે મ્હોંડુ પહોળું કરીને બેઠા હતા, પરંતુ બાદશાહને ગુસ્સે થયેલો જોઇ, સૌ કોઇએ હાથવતી પોતાનાં મ્હોંડાં દાબી દીધાં! નસિરૂદ્દીન સામે પડેલા ટેબલપર જોરથી હાથ ઠોકી બોલ્યો; "રોશન! રોશન! પકડ સાળા રાજદ્રોહીને! એને હમણાં જ પકડીને બંધીખાનામાં લઇ જા અને એનું માથું ધડથી જુદું કરી નાંખ!!"

અચાનક બાદશાહને આવા ગુસ્સામાં જોઈ, બધા આશ્ચર્ય પામ્યા! પરંતુ બાદશાહે, કોઇની સાથે વાતચિત કર્યા વિના, એકદમ દર્શનસિંહના હાથ પગમાં બેડી ઠોકી દેવાનો હુકમ કીધો. બાદશાહના હુકમ પ્રમાણે, રોશન-ઉ-દ્દૌલાએ, સ્હેજ પણ વિલંબ કર્યા વિના, બાદશાહના બોડી

ગાર્ડને, દર્શનસિંહને બંધીખાનામાં લઇ જવા કહ્યું. તરત જ બોડી ગાર્ડ દર્શનસિંહને લઇને બંધીખાના તરફ ગયો!!

તેના ગયા પછી બાદશાહે પોતાની હૅટ (ટોપી) દૂર ફેંકી દીધી; અને જમીનપર જોરથી પગ અફાળી તે બોલ્યો; "આજે સાંજ પડતાં પહેલાં એને ફાંસી દેવી. રોશન! સાંજ પડતા પહેલાં તારે દર્શનસિંહનું માથું ધડથી જુદું કરી નાંખવું!" આથી રોશન–ઉ–દ્દોલાએ, દર્શનસિંહને ફાંસી દેવાની તૈયારી કરવા માંડી! ત્યાર પછી બાદશાહ હાથીપર બેશીને, પોતાના મ્હેલ તરફ ચાલ્યો ગયો. રાજા દર્શનસિંહને, કયા અપરાધે બંધીખાનામાં મોકલવામાં આવે છે, તે નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદો હજુ સુધી જાણવા પામ્યા નહીં! તેમ નસિરૂદ્દીનને તે વિષે પૂછી જોવાની પણ તે વખતે તેમને હિંમત થઈ નહીં!!

નસિરૂદ્દીનનો પિતા, ગાઝ્યુદ્દીન હ્યદર, નસિરૂદ્દીનને પોતાના પુત્ર તરીકે કબુલ કરતો નહતો, તેથી તે વખતના લોકો એમ કહેતા હતા કે, નસિરૂદ્દીને અંગ્રેજ રેસિડેન્ટને, બે કરોડ રૂપિયા લાંચના આપીને ગાદી લીધી હતી! આ ઉપરથી નસિરૂદ્દીને પોતાના મનમાં વિચાર્યું કે; "જહાંપનાહની પાઘડીમાં કાણું" એ શબ્દોનો અર્થ–તેણે ન્યાયની રીતે રાજમુકુટ મેળવ્યો નથી–તેથી તેના રાજમુકુટમાં કાણું છે–અને તે ગાદીનો ખરો હકદાર નથી! દર્શનસિંહના ઉપલા શબ્દોનો આવો અર્થ કરી, નસિરૂદ્દીને તેને રાજદ્રોહી ઠેરવ્યો અને તેને ફાંસી દેવાનો હુકમ કીધો. નસિરૂદ્દીન અયોધ્યાનો સ્વતંત્ર બાદશાહ હતો; તેથી તે પોતાના રાજ્યની પ્રજાને માટે, પોતાની મરજી પ્રમાણે હુકમ કરી શકે તેમ હતું; અને તેમાં ગવર્નર જનરલને કે રેસિડેન્ટને વચ્ચે પડવાનો અધિકાર નહતો. કેવળ અંગ્રેજ અધિકારી અથવા અયોધ્યામાં વસતા કોઈ પણ અંગ્રેજને સજા કરતાં પહેલાં, તે અંગ્રેજ સરકારનો અભિપ્રાય માંગવો પડતો હતો. રેસિડન્ટે સાંભળ્યું કે, બાદશાહે દર્શનસિંહને ફાંસીની સજા કરી છે તે છતાં, ઉપલાં કારણને લીધે જ આ બાબતમાં તે વચ્ચે પડ્યો નહીં. જ્યારે બે ત્રણ માણસો તરફથી તેને દર્શનસિંહ માટે કહેવામાં આવ્યું ત્યારે તેણે ખુલ્લે ખુલ્લું કહ્યું કે,' અંગ્રેજ ગવર્નમેંટને આમાં હાથ ઘાલવાનો અધિકાર નથી.'

નસિરૂદ્દીને મ્હેલમાં આવ્યા પછી, પોતાના અંગ્રેજી શિક્ષકને પૂછ્યું; "માસ્તર! ઈંગ્લંડનો રાજા રાજદ્રોહીને આવી જ સજા કરે છે ને?"

શિક્ષક બોલ્યો; "જહાંપનાહ! ઈંગ્લંડનો રાજા, રાજદ્રોહીને બરાબર આવી જ રીતે કેદ કરીને બંધીખાનામાં નાંખે છે; પરંતુ ઇન્સાફ કરીને પછી તેને સજા કરે છે."

"સારૂં! હું તેમ જ કરીશ!"

તે વખતે શિક્ષક કંઈ આતુરતાથી બોલ્યો; "જહાંપનાહ! આપે તો રાજા દર્શનસિંહને ફાંસી દેવાનો હુકમ કીધો છે; તેથી નવાબ રોશન-ઉ-દૌલ્લા તેને ફાંસી દેવાની તૈયારી કરે છે!"

શિક્ષકની આ વાતનો નસિરૂદ્દીને કંઈ પણ ઉત્તર દીધો નહીં. પરંતુ તે શિક્ષક દયાળુ અને ઉદાર સ્વભાવનો હોવાથી, વિના અપરાધે માર્યાં જતા, દર્શનસિંહ માટે પોતાના મનમાં લાગણી ધરાવી, તે કોઇ પણ પ્રકારે બચે, એ માટે પ્રયત્ન કરવા માંડ્યો. તેથી તેણે ફરી નસિરૂદ્દીનને પૂછ્યું; "જહાંપનાહનો હુકમ હોય તો, હું આપનો વિચાર હમણાં જ નવાબ રોશન-ઉ-દૌલાને જણાવી શકીશ!"

નસિરૂદ્દીન હવે સપડાયો! તે પોતાના મનમાં એમ જ ધારતો હતો કે, શિક્ષક પણ તેના પ્રશ્નના ઉત્તરમાં, ઈંગ્લંડનો રાજા, રાજદ્રોહીને આવી જ સજા કરે છે એમ કહેશે, પરંતુ અહીંથી તો તેના ધારવા કરતાં, ઉલટું જ બન્યું! હજુ સુધી તેના સભાસદ વર્ગમાંથી કોઈ પણ તેનો દોષ કહાડી શકે એમ ન હતું! પરંતુ આ ચતુર શિક્ષકે, તો તેને સ્હેજમાં બાંધી લીધો. તો પણ દર્શનસિંહને માટે એક વાર ફાંસીનો થયેલો હુકમ તે ફેરવવાને ખુશી ન હતો. તેણે શિક્ષકને કંઇ પણ ઉત્તર આપ્યું નહીં.

પરંતુ તે શિક્ષકે તો; "મૌન્યં સમ્મતિ લક્ષણં" નો લાભ લઈ કહ્યું, "જહાંપનાહ! ત્યારે હું જાઉં છું અને આપનો વિચાર નવાબ રોશન-ઉ-દૌલાને જાહેર કરૂં છું!"

શિક્ષક આટલું કહીને, ઘોડાપર સ્વાર થયો અને બંધીખાનાના વધસ્થાન આગળ આવી પહોંચ્યો. અહા! આ વખતે કેવો હૃદયભેદક દેખાવ તેની નજરે પડયો! દર્શનસિંહનાં મુલ્યવાન્ વસ્ત્ર અલંકારોની સીપાઇઓ પોતપોતામાં વ્હેંચણી કરે છે, એક ફાટેલું અને મલિન વસ્ત્ર દર્શનસિંહને પહેરવા આપ્યું છે; તેની બંદુક અને સોનાની મુઠવાળી તલવાર, નવાબ રોશાન-ઉ-દૌલાના પગ આગળ પડી છે; અને પાંચ હજારની કીંમતનું તેનું સોનેરી મંદીલ, એક મહેતર પોતાના પગ નીચે રગડે છે." બાદશાહે એવો હુકમ આપ્યો હતો કે, દર્શનસિંહને ફાંસી દેતાં પહેલાં, તેના માથાપરનું મંદીલ એક મહેતરના પગ નીચે રગદોલાવવું અને તેની બંદુક તથા તલવારના કટકે કટકા કરી નાંખવા!

દર્શનસિંહ, મલિન અને ફાટેલું વસ્ત્ર પહેરી, એક સાધારણ પહેરેગીરના ખાટલા ઉપર ઉઘાડા શરીરે અધોમુખે બેઠો છે! અહો! આ કેવો ફેરફાર? સમયની આ કેવી વિચિત્રતા?

શિક્ષક મારતે ઘોડે, વધસ્થાન આગળ આવી, નવાબ રોશન–ઉ–દૌલ્લાને બાદશાહનો વિચાર જણાવ્યો. રોશન–ઉ–દૌલ્લાએ એથી બ્હાર તો સંતોષ જણાવ્યો; પરંતુ અંદરખાનેથી તે બળી ઉઠ્યો. તેણે લાચાર બની દર્શનસિંહને એક કેદી તરીકે, બંધીખાનામાં રાખવા માણસોને હુકમ કર્યો અને ત્યાર પછી તે નિરાશ થઇને ત્યાંથી ચાલ્યો ગયો !

નવાબ રોશન–ઉ–દૌલ્લાના ગયા પછી, શિક્ષકે ગુપ્ત રીતે બંદીખાનામાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ દર્શનસિંહ ગદ્ગદ્ કંઠે બોલ્યો; "ભાઇ ! મ્હેં ફક્ત હસવામાં જ કહ્યું હતું કે, 'જહાંપનાહની પાઘડીમાં કાણું' છે; પરંતુ બાદશાહે તેનો અવળો અર્થ કરી મને વિના અપરાધે ફાંસીની સજા કરી છે. બાદશાહ પોતે શું જાણતા નથી કે, જ્યારે તેના પિતા તેને ગાદી નહીં આપવા માટે પ્રયત્ન કરતા હતા, ત્યારે મ્હેં જ રેસિડેન્ટને બે કરોડ રૂપિયા આપવાની ભલામણ કરી હતી ? રેસિડેન્ટના કલાર્ક ગુલામ હુશેનખાંની સાથે તે વખતે શું વાતચિત થઇ હતી, તે તો તેઓ ભૂલી જ જાય છે. એટલું જ નહીં, પણ જેને મ્હેં અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરી ગાદી અપાવી, તે જ હવે મને મારવા બેઠા છે ! ભાઇ ! બાદશાહ મ્હારો જરૂર જીવ લેશે; કારણ કે તે રોશન–ઉ–દૌલ્લાને હવે પૂછીને પાણી પીયે છે અને રોશન–ઉ–દૌલ્લા મ્હારો કટ્ટો દુશ્મન હોવાથી, આ વખતે તે મને છોડે એમ નથી ! પરંતુ તમે અંગ્રેજ છો, સ્ત્રીઓ પ્રતિ તમે વિશેષ માન ધરાવો છો, તેથી મ્હારા મરણ પછી, મ્હારા સ્ત્રી પુત્રના રક્ષણ માટે તમે જરૂર પ્રયત્ન કરજો; અને તમારાથી બને તો રેસિડેન્ટ સાહેબને તેમના રક્ષણ માટે જરૂર કહેજો. હું સૈનિક પુરુષ છું, તેથી સીપાઇઓનો માર હું સહન કરી શકીશ; પરંતુ મ્હારાં સ્ત્રી પુત્રોથી અને પથારીને વશ પડેલા મ્હારા વૃદ્ધ પિતાથી, સીપાઇઓનો માર સહન થવાનો નથી ! રોશન–ઉ–દૌલ્લા જરૂર મ્હારાં ઘરબાર લૂંટી લેશે અને તે વખતે તે મ્હારા નિરપરાધી પરીવારને નિર્દયપણે મારશે; માટે મ્હારા નિરાધાર કુટુંબપર દયા લાવી, તે વખતે તેનું તમે રક્ષણ કરજો !

મ્હારા શરીરપર જે કંઇ વસ્ત્રાલંકારો હતા, તે સીપાઇઓએ લઇ લીધા છે. પરંતુ મ્હેં ઘણી મુસ્કેલીએ એક હીરાની વીંટી સંતાડી રાખી છે, તે તમારી પાસે રાખો. જ્યારે મ્હારૂં કુટુંબ નિર્ધન અવસ્થામાં આવી પડે, ત્યારે આ વીંટી વેચજો અને એની જે કીંમત ઉપજે તે મ્હારાં કુટુંબને આપજો; કારણ કે મ્હારી સઘળી ધનસંપત્તિ બાદશાહ જપ્ત કરશે !!"

દર્શનસિંહે એટલું કહી, એક હીરાની વીંટી શિક્ષકના **હાથમાં** મૂકી. એ વીંટી ઓછામાં ઓછી પચાશ હજાર રૂપિયાની કીંમતની હતી. વીંટી લઇ શિક્ષકે કહ્યું; "ભાઇ! હવે હું અહીં વધારેવાર રોકાઇશ તો તેમાં તમારૂં ખોટું થશે. તમારા માટે હું પ્રાણુપણે મહેનત કરીશ. હું ધારૂં છું કે, રોશન-ઉ-દૌલ્લાની સાથે આ કાવત્રામાં હજામ પણુ સામેલ છે!"

એટલું કહી શિક્ષક ત્યાંથી ચાલ્યો ગયો.

આણી તરફ નવાબ રોશન-ઉ-દૌલ્લા તથા સરફરાજખાં, રાત્રે **બાદશાહની** પાસે ગયા. **બાદશાહે સરફરાજખાંને** કહ્યું; "માસ્તર કહે છે કે, ઇંગ્લંડનો રાજા, રાજદ્રોહીને પહેલાં કેદ કરે છે અને ત્યાર પછી ન્યાય કરીને, તેને શિક્ષા આપે છે."

**સરફરાજખાં** પોતાની હોશિયારી બતાવતાં બોલ્યો; "જહાંપનાહ! ઇંગ્લંડના મોટા મોટા જડજો પાસે મ્હારૂં હમેશાં જવું આવવું થતું હતું. હું દરરોજ તેમની દાઢી મુંડવા જતો હતો, તેથી ઇંગ્લંડની ખબર હું જેટલી જાણું છું, તેટલી માસ્તર કયાંથી જાણી શકે?" **બાદશાહે** ફરી આતુર થઇને પૂછયું; "ત્યારે ઇંગ્લંડનો રાજા આવા અપરાધીને માટે શું કરે છે?"

**સરફરાજખાં** સ્હેજ ગુસ્સાનો ડોળ કરીને બોલ્યો; "ઇંગ્લંડનો રાજા વળી બીજું તે શું કરે? રાજદ્રોહીનાં ઘરબાર લૂંટી લે, તેના કુટુંબને ગરદન મારે,—"

**સરફરાજખાંના** છેલ્લા શબ્દો સાંભળી, **નવાબ રોશન-ઉ-દૌલા** હાથ જોડીને બોલ્યો; "જહાંપનાહ! ઇંગ્લંડનો ન્યાય આપણાં કુરાનના ન્યાયને મળતો જ છે. કુરાનમાં લખ્યું છે કે, 'દુશ્મનનાં ઘરબાર લૂંટી લેવાં અને તેનાં કુટુંબના સઘળાં માણુસોને ગરદન મારવાં!"

**બાદશાહ** અધીર થઈ બોલ્યો; "બસ, મને એ જ જોઇએ છીએ. **રોશન!** કુરાનમાં જેમ લખ્યું છે, તેમ જ કર. દર્શનસિંહનાં કુટુંબનાં તમામ માણુસોને ગરદન માર અને તેનાં ઘરબાર ઉજજડ કરી નાંખ!!"

આવી રીતે વાતચિત થયા પછી, તેને તે જ રાત્રે, દર્શનસિંહનાં ઘરબાર લૂટવા અને તેના કુટુંબને પકડવાને માટે, સીપાઇઓ મોકલવામાં આવ્યા.

આ દુનિયાનો નિયમ છે કે, અહીં કર ને અહીં જ ભોગવ! દર્શનસિંહની પણુ તેવી જ દશા છે; તે ઘોર પાપી છે; તેથી તેની દુરાવસ્થા જોઇ, અમને કાંઇ દુઃખ ન ઉપજે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી; કારણુ કે તેની કરણી એવી જ છે. પરંતુ દર્શનસિંહની નિરાધાર ત્રણુ સ્ત્રીઓ, તેનો વૃદ્ધ પિતા તથા તેના પુત્ર-પુત્રીઓ ઉપર આવી

પડેલા આવા અસહ્ય સંકટ માટે, જરૂર અમારા અંતરમાં દયાનો સંચાર થાય છે !

અયોધ્યાના લશ્કરી સીપાઇઓને, નિયમિત રીતે પગાર મળતો નહતો. તેથી તેઓ લાઇસન્સ મેળવેલા લૂંટારા જેવા બની ગયા હતા ! પ્રજાને રંજાડીને અને લાંચ રૂશવત લઇને, તેઓ પોતાનું ઉદર પોષણ કરતા હતા ! આજ તેઓ દર્શનસિંહનાં ઘરબાર લૂંટવા જતા હોવાથી, તેમના આનંદનો પાર નહતો; કારણ કે આવો શિકાર તેમને પહેલાં કદી મળ્યો નહતો. પરંતુ રોશન-ઉ-દ્દૌલ્લા કાચો ન હતો. તેણે સીપાઇઓની સાથે પોતાનાં વિશ્વાસુ માણસો મોકલ્યાં હતાં, કે જેથી તેઓ કંઇ ઉડાવી ન જાય. તેને એવી ખબર મળી હતી કે, દર્શનસિંહના બાપની પાસે ઓછામાં ઓછા પચાશ લાખ રૂપિયા રોકડા છે; એ ઉપરાંત દર્શનસિંહે મેળવેલું તે જુદું. આ ઉપરથી તેણે પોતાના મનમાં વિચાર્યું કે, આટલી બધી દોલતમાંથી દશ બાર લાખ ઉડાવ્યા હોય તો, કોઇને કાંઇ ખબર પડશે નહીં; અને તેથી જ તેણે પોતાના વિશ્વાસુ માણસોને, લશ્કરી સીપાઇઓની સાથે શીખવીને મોકલ્યા હતા.

સીપાઇઓ દર્શનસિંહની હવેલી આગળ આવી પહોંચ્યા. દર્શનસિંહની ત્રણ સ્ત્રીઓ, તેની ચાર યુવાન્ પુત્રીઓ, બે ન્હાની ન્હાની બાળાઓ, બે બાળકો તથા તેના વૃદ્ધ પિતાને, સીપાઇઓએ બંધીવાન કર્યાં ! ત્યાર પછી તેમણે હવેલીમાંથી સઘળી માલમતા બ્હાર કહાડી. એમાંથી ઘણી ખરી સીપાઇઓએ ઉડાવી દીધી; પરંતુ રોકડ નાણાંનો પચાશ-સાઠ લાખ જેટલો અડસટ્ટો રોશન-ઉ-દ્દૌલ્લાએ કહાડ્યો હતો, તેને બદલે હવેલીમાંથી, ફક્ત એક લાખ રૂપિયાથી વધારે રોકડ નાણું નીકળ્યું નહીં ! આથી રોશન-ઉ-દ્દૌલ્લાનાં માણસોએ, દર્શનસિંહની સ્ત્રી અને પુત્રીઓને માર મારવાનો હુકમ કર્યો. બીજું રોકડ નાણું કયાં છે તે બતાવો; નહીં તો અમે તમારી આબરૂ લઇશું, એવી સીપાઇઓએ તેમને ધમકી આપવા માંડી. લૂંટારા અને ગળાં રહેંશનારાઓના જેવા સીપાઇઓ, દર્શનસિંહની સ્ત્રીઓને તથા તેની પુત્રીઓને નિર્દયપણે મારવા લાગ્યા ! તેમનું અપમાન કરવા લાગ્યા ! આટલું કરીને પણ તેઓ અટકયા નહીં; તેમના શરીરપરના અલંકારો અને પહેરેલાં વસ્ત્રો સુદ્ધાં સીપાઈ લોકોએ ઊતરાવ્યાં ને ફાટેલાં અને જુનાં વસ્ત્રો પ્હેરી તેઓ લજ્જા નિવારણ કરવા લાગ્યાં ! ફાટેલાં અને ટૂંકાં વસ્ત્રોથી તેમનાથી આખું શરીર શી રીતે ઢંકાય ? તેમની સ્થિતિ અર્ધ નગ્ન થઇ હતી. આવી રીતે આજ અનાવૃત શરીરે, રાજા દર્શનસિંહની સ્ત્રી, પુત્રીઓ તથા મરવા સુતેલા તેના વૃદ્ધ પિતા જયપાલસિંહને બંધીવાન કરી, બાદશાહના સીપાઇઓ લખનૌ ઘસડી ચાલ્યા.

## સપ્તત્રિંશ અધ્યાય.

### ભારત રમણી—(ચાલુ)—દર્શનસિંહના કુટુંબનો છૂટકો.

કાનપુરથી લખનૌ જવાના રસ્તાપર, એટલે લખનૌથી દશ કોશ દૂર દર્શનસિંહની હવેલી આવેલી હતી. મુસાફરો આજ રસ્તે થઇને જતા આવતા હતા.

પંડિત અયોધ્યાનાથ, કાશીનાથ અને બુંદિયા, એ જ રસ્તે થઇને આજે લખનૌ જતાં હતાં. તેઓએ દર્શનસિંહની હવેલી આગળ આવીને જોયું તો, કેટલાક સીપાઇઓ ધનમાલની સાથે પાંચ સાત સ્ત્રી પુરૂષોને બંધીવાન કરીને ઘસડી જતા હતા. આ ઉપરથી કાશીનાથે ત્યાં એકઠાં મળેલાં માણસોને પૂછ્યું. તેઓએ જણાવ્યું કે, અયોધ્યાના બાદશાહના હુકમથી સીપાઇઓએ રાજા દર્શનસિંહની હવેલી લૂંટી, તેના આખા કુટુંબને ફાંસી દેવાને માટે, લખનૌ લઇ જાય છે. હજુ સુધી કેટલાક સીપાઇઓ, દર્શનસિંહની હવેલીની ભીંતો ખોદી, ગુપ્ત ધનની તપાસ કરવામાં રોકાયા હતા!

આ વાત સાંભળતાંની સાથે, કાશીનાથને પૂર્વની વાતોનું સ્મરણ થયું. તે જે વખતે હિમાચલપર હતો, તે વખતે તેના પ્રાણદાતા મહાપુરૂષે કહ્યું હતું કે; "એ બાલિકાની યુક્તિથી જ દર્શનસિંહનો પરિવારસહ નાશ થશે અને તે સાથે નસિરૂદ્દીન હુયદરના પ્રાણ પણ જશે!!"

તેણે તે જ વખતે અયોધ્યાનાથને કહ્યું; "ભાઇ! હું ધારૂં છું કે, માનકુમારીની યુક્તિથી જ દર્શનસિંહ પોતાના પરીવાર સાથે આવી દુરવસ્થામાં આવી પડયો છે. દર્શનસિંહ ઘોર પાપી છે; તેથી તેને માટે મને કંઇ પણ લાગતું નથી. પરંતુ તેનાં નિરપરાધી સ્ત્રી, પુત્રપુત્રી તથા તેના વૃદ્ધ પિતાનું આપણે જરૂર રક્ષણ કરવું જોઇએ!"

અયોધ્યાનાથે, કાશીનાથનું કહેવું કબુલ કર્યું. પરંતુ દાસી બુંદિયા, સીપાઇઓને જોઇને બ્હીકથી ધ્રુજવા લાગી! તે કોઇ પણ પ્રકારે સીપાઇઓની સાથે જવાને માટે કબુલ થઇ નહીં. જ્યારે તેને વધારે આગ્રહથી કહેવામાં આવ્યું ત્યારે તે ઉલટી કાનપૂર જવાને માટે તૈયાર થઇ. તેથી બુંદિયા અને અયોધ્યાનાથ બીજે રસ્તે થઇને લખનૌ ગયાં અને કાશીનાથ બાદશાહના સીપાઇઓની સાથે લખનૌ જવા નીકળ્યો.

દર્શનસિંહની હવેલીથી પાંચ સાત કોશ દૂર આવ્યા, એટલે સાંજ પડી. સીપાઇઓએ રાત્રે તે જ ઠેકાણે વીસામો લેવાનું નક્કી કર્યું. સાથે આણેલાં ધનમાલનો યોગ્ય બંદોબસ્ત કરી, સીપાઇઓ ખાવાપીવામાં ગુંથાઇ ગયા. કોઇ ચુલા ખોદવા લાગ્યા, તો કોઇ બળતણને માટે દોડ્યા, તો કોઇ રોટી તૈયાર કરવામાં રોકાયા, દર્શનસિંહની સ્ત્રી, પુત્ર અને કન્યા એ

સૌ એક ઝાડ તળે બેઠાં અને દર્શનસિંહનો પિતા બળદની ગાડીમાં મૃતપ્રાય જેવો થઇને પડ્યો હતો !

કાશીનાથે પોતાના મનમાં વિચાર્યું કે, દર્શનસિંહના પરીવાર સાથે વાતચિત કરવાનો આ વખત ઠીક છે. પરંતુ તે બિચારાંઓ તો મારની વેદનાથી, મનના દુ:ખથી અને લોકલજ્જાથી, અશ્રુપૂર્ણ નયને અધોવદને બેઠાં હતાં. કાશીનાથ ધીરે ધીરે તેમની પાસે જઇને બેઠો અને તેમની આવી અવસ્થા જોઈ, તેની આંખમાં પણ આંસું ભરાઇ આવ્યાં !

દર્શનસિંહના મોટા છોકરાની વય પંદર સોળેક વર્ષની હતી. કાશીનાથે ઇસારત કરી તેને પાસે બોલાવ્યો. પરંતુ તે છોકરો કોણ જાણે શા કારણથી તેની પાસે આવ્યો નહીં, એટલે કાશીનાથે તે છોકરાની છેક નજીક જઇને કહ્યું; "ભાઇ ! હું બાદશાહનો માણસ નથી, પણ તમારો હિતચિંતક છું. તમારૂં જે રીતે રક્ષણ થઇ શકશે તે રીતે કરવાને હું પ્રાણાંતે પણ યત્ન કરીશ." કાશીનાથના આ સ્નેહપૂર્ણ શબ્દો, દર્શનસિંહની સ્ત્રી અને પુત્રીઓને કાને પડતાં જ, તેઓએ મ્હોડું ઉચું કરીને તેના તરફ જોયું. સંન્યાસીના વેશમાં કાશીનાથને જોઇ, દર્શનસિંહની સ્ત્રી, રડતાં રડતાં બોલી; "આવા સંકટ સમયે, અમારા ઉપર દયા કરે એવું કોણ છે ?"

કાશીનાથ બોલ્યો; "મા ! તમે સ્હેજ પણ વ્યાકુલ થશો નહીં. હું પ્રાણાંત સુધી તમારા રક્ષણને માટે પ્રયત્ન કરીશ."

કાશીનાથની આ વાત સાંભળી, તે રમણીઓમાંથી એક ત્રીશ પાંત્રીશ વર્ષની સ્ત્રી બોલી; "ભાઇ ! બાદશાહે અમને ફાંસી દેવી હોય તો ભલે દે, પણ આ ન્હાના ન્હાના બાળકો અને મ્હારો સ્વામી બચે, એવો કંઇ ઉપાય નથી ? !"

કાશીનાથે આ સ્ત્રીની વાત સાંભળી, અનુમાન બાંધ્યું કે, આ જ દર્શનસિંહની સ્ત્રી હોવી જોઇએ. પરંતુ વધારે ખાત્રીને માટે તેણે ફરી પૂછ્યું; "મા ! તમે શું રાજા દર્શનસિંહનાં પત્ની છો ?"

તે સ્ત્રીએ બીજી બે સ્ત્રીઓ તરફ આંગળી દેખાડીને કહ્યું; "હું અને આ બે જણીઓ, અમે ત્રણે તેમની સ્ત્રીઓ છીયે !"

બીજી બે સ્ત્રીઓની વય કંઇ વધારે નહતી: એક તો દર્શનસિંહની પુત્રી કરતાં પણ ન્હાની હતી. એ જોઇ કાશીનાથ બોલ્યો; "મા ! એમનાથી કંઇ બોલી શકાશે નહીંને કાર્ય પણ થશે નહીં. કુલીન માતપિતાની પુત્રીઓથી, શરમને લીધે, મોટા માણસો આગળ કંઇ કહી શકાતું નથી. પરંતુ તમે સમજું અને સમયને વર્ત્તી જાણનારાં હોવાથી, તમારાથી બોલી શકાશે, માટે હું તમને જે પ્રમાણે કહું, તે પ્રમાણે તમારે લખનૌના રેસીડેન્ટને

કહેવું. એને માટે તમને બાદશાહ રોકી શકવાનો નથી! ને હું પણ તમારી સાથે જ રહીશ. રેસીડેન્ટ સાથે વાત કરતાં તમે સ્હેજ પણ ગભરાશો નહીં. જો સાહેબની સાથે એકાંતમાં વાત કરવાને તમે મનમાં અચકાતાં હોય તો, તે વખતે તમારે મારા તરફ આંગળી દેખાડીને, રેસીડેન્ટ સાહેબને કહેવું કે, આ મ્હારો ભાઇ છે, તેથી તે મ્હારી સઘળી હકીકત આપને નિવેદન કરશે."

તે સ્ત્રીએ આતુર થઇને પૂછ્યું; "ભાઇ ! મ્હારે શું શું કહેવું પડશે ?"

તમારે લખનૌ પહોંચ્યા પછી, એટલું જ કહેવું કે, મ્હારે રેસીડેન્ટ સાહેબને મળવું છે ને મને ફાંસી દેતા પહેલાં, મ્હારી ધનસંપત્તિ અંગ્રેજ સરકારને સોંપવી છે. તમે એમ કહેશો તો, જરૂર રેસીડેન્ટ સાહેબ તમને મળવા આવશે. તે જ્યારે તમારી પાસે આવે, ત્યારે તમારે જે કહેવું હોય તે બધું વિસ્તારીને કહેજો."

તે સ્ત્રી બોલી; "પણ મ્હારે શું કહેવું તે તમે જ કહોને; કારણ કે આવી અણધારી આપત્તિથી, મને કંઈ પણ સુઝતું નથી."

પછી રેસીડેન્ટની પાસે, જે કંઈ વાત કહેવાની હતી, તે બધી કાશીનાથે દર્શનસિંહની સ્ત્રીને સમજાવી. ત્યાર પછી રાત્રે કાશીનાથ તે લોકોની પાસે જ સુઈ રહ્યો; કારણ કે દુરાચારી સીપાઇઓ, તેમની પાસે જ કોઈ અજાણ્યા સંન્યાસીને સુતેલો જોઈ, તેમને કોઈ પણ જાતનો નવો ઉપદ્રવ કરી શકે નહીં.

બીજે દીવસે, બે પહોર દહાડો ચ્હડતાં, દર્શનસિંહના પરીવારને લઈ, સીપાઇઓ લખનૌ આવી પહોંચ્યા. દર્શનસિંહને જે બંધીખાનામાં રાખવામાં આવ્યો હતો, તેજ બંધીખાનામાં તેના પરીવારને પણ કેદ કરવામાં આવ્યો. જે વખતે તેમને બંધીખાનામાં લાવવામાં આવ્યાં, તે વખતે પોતાના વૃદ્ધ પિતા, સ્ત્રી અને પુત્રીઓની દુરવસ્થા જોઇ, દુષ્ટ પાપાત્મા દર્શનસિંહ, મનોકષ્ટથી એકદમ મુર્ચ્છિત થઇને પૃથ્વીપર પડ્યો! માણસ ગમે તેવું દુષ્ટ હોય છે, પણ જ્યારે તેના જ આત્મજનપર કષ્ટ આવી પડે છે, ત્યારે તે ધૈર્ય ધારણ કરી શકતો નથી. એ કષ્ટ જોઇ તે ગાભરો તથા નિર્બળ બની જાય છે, શોક કરે છે, પરમેશ્વરને દોષિત કરે છે, તેવી અવસ્થા અત્યારે દર્શનસિંહની હતી.

દર્શનસિંહનાં કુટુંબનાં માણસોને, લખનૌના બંધીખાનામાં કેદ કરવામાં આવ્યાં છે, એવું સાંભળી નસિરૂદ્દીનનો ઇંગ્રેજ શિક્ષક, બંધીખાનામાં આવ્યો. તે લોકોની દુરવસ્થા જોઇ, તેની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં! દર્શનસિંહની સ્ત્રીએ રડતાં રડતાં તેને કહ્યું, "ફાંસી દેતા

પહેલાં, મ્હારે રેસીડેન્ટ સાહેબને મળવું છે. કારણ કે મ્હારી કાનપૂરની જાગીર અને બીજી મીલકતો, મ્હારે અંગ્રેજ સરકારને સુપ્રત કરવી છે.”

આ સાંભળી શિક્ષક તરત ત્યાંથી, રેસીડેન્ટને બંગલે ગયો અને થોડીવારમાં તેને બોલાવીને બંધીખાનાંમાં આવ્યો. રેસીડેન્ટ એમ જાણતો હતો કે, બાદશાહે ફક્ત દર્શનસિંહને જ ફાંસી દેવાનો હુકમ કરેલો છે; પરંતુ જ્યારે તેણે દર્શનસહિના આખા કુટુંબને ફાંસી દેવાના હુકમની વાત સાંભળી, ત્યારે તે ઘણો આશ્ચર્ય પામ્યો અને બાદશાહના આવા અન્યાયને માટે તેને ધિક્કારવા લાગ્યો.

રેસીડેન્ટ બંધીખાનામાં જેવો આવ્યો કે, તરત જ દર્શનસિંહની સ્ત્રી અનાવૃત શરીરે તેની સામું આવીને ઉભી રહી અને અશ્રુપૂર્ણ નયને ગદ્દગદ્દ કંઠે બોલવા લાગી; “સાહેબ ! તમે દેશના રાજા છો ! માટે અમારી દુરવસ્થા સામું એકવાર નજર કરીને જુઓ ! અમો કુલીન અબળાઓ છીયે; પરપુરૂષનું અમે મ્હોંડુ જોતાં નથી; પરંતુ આજે હું અનાવૃત શરીરે તમારી સામું ઉભી છું, એ અમારૂં દૈવ જ છે ! મ્હેં સાંભળ્યું છે કે, અંગ્રેજો સ્ત્રીજાતિનું ઘણું સન્માન કરે છે, પોતાના પ્રાણની પણ પરવા કર્યા વિના તેઓ સ્ત્રીઓનું રક્ષણ કરે છે; પરંતુ તે જ ઇંગ્રેજ જાતિના આધીન નીચેના એક રાજ્યમાં, અમારા ઉપર આવો જાુલમ થાય છે એનું કારણ શું ? તમે જરા પાસે આવીને જૂઓ. મ્હારી બ્હેનો અને પુત્રીઓના શરીરપર હજુ પણ, સીપાઇઓના મારની નિશાનીઓ પડેલી છે ! ! દુરાચારી અને નિર્દય સીપાઇઓના મારથી અમારાં શરીર લોહીથી ખરડાઈ ગયાં છે. કેવલ અંગ્રેજી લશ્કરની બ્હીકે—કેવલ અંગ્રેજોની બંદુકની બ્હીકે, આ અયોધ્યાના મૃતપ્રાય હિંદુઓ શાંત થઇને બેઠા છે, નહીં તો એક પળમાં અહીં બળવો જાગતે અને અમને બચાવવાને માટે હિંદુઓ પ્રાણાંત લડતે ! પણ મ્હેં આજે જાણ્યું કે, અંગ્રેજોની બંદુક, અબળાના રક્ષણ માટે નથી; મ્હેં હવે જાણ્યું કે, અંગ્રેજોની બંદુક ચોર અને લૂંટારાઓની મદદને માટે છે. તમારી બંદુક અને તમારૂં લશ્કર અહીંથી દૂર કરો તો, હમણાં જ હજારો માણસો, નસિરૂદ્દીનનું માથું ધડથી જાૂદું કરી, અમને આ લૂંટારાઓના હાથમાંથી છોડવે ! અમને અહીંયાં કીયા અપરાધ માટે લાવ્યા છે ? અમારાં વસ્ત્રો ખુંચવી લઇ, કોણે અમને આવી અડધી નગ્ન સ્થિતિમાં લાવી મુકયાં છે ? સીપાઇઓએ ! દુર્બળ અને નીસ્તેજ સીપાઇઓએ ! આવા કાયર સીપાઇઓમાં એવી શું શક્તિ છે કે, તેઓ અમને સ્પર્શ પણ કરી શકે ? પરંતુ એ કેવલ તમારી બંદુકના બળે—તમારા લશ્કરના બળે—બનવા પામ્યું છે ! ! જો હું ખરી સતી હોઇશ, જો મ્હારા સ્વામી પ્રત્યે મ્હારી અચળ ભક્તિ હશે તો મ્હારા અને મ્હારી પુત્રીઓના લોહીથી જરૂર,

અહીં વિદ્રોહનો અગ્નિ સળગશે! તે વિદ્રોહના અગ્નિમાં—તે પ્રજાદ્રોહના પ્રજ્વલિત અગ્નિમાં, કેવલ લખનૌ નહીં—કેવલ અયોધ્યા નહીં, પણ આખું ભારત ભસ્મીભૂત થશે! આખો દેશ છિન્ન ભિન્ન થશે અને નસિરૂદ્દીનના રાજત્વની સાથે, તમારા અંગ્રેજ રાજત્વનો પણ વિલોપ થશે."

આટલું બોલી દર્શનસિંહની સ્ત્રી, શોક–દુઃખે મુર્છિત થઇને પૃથ્વી-પર ઢળી પડી! તેની પાછળ કાશીનાથ ઉભો હતો તેણે પાણી છાંટી તેને સચેતન કરી. પછી તે, રેસિડેન્ટની સામું જઇને બોલ્યો; "હજુર! આ બાઈ મ્હારી બ્હેન છે. જો કે રાજા દર્શનસિંહ, કદાચ અપરાધી હશે; પરંતુ આ લોકોએ કોઇનો અપરાધ કીધો નથી; તેથી આપ દયા કરીને, આવા અન્યાયને રોકશો નહીં તો, હું આ સંન્યાસીને વેશે, આખી પૃથ્વીમાં ફરીશ અને યુરોપ–અમેરિકા વિગેરે સભ્ય ગણાતા દેશોમાં અંગ્રેજોના કલંકો ઉઘાડાં પાડીશ ત્યારે આ પૃથ્વીમાં તમારે મ્હોંડુ દેખાડવાનું ભારે થઇ પડશે! જો તમે આ વખતે આ નિરાધાર અબળાઓનું રક્ષણ નહીં કરશો તો, દુનિયાની દરેક સભ્ય જાતિ જાણશે કે, અંગ્રેજો હિંદુસ્થાનમાં પૈસાને લોભે સ્ત્રીહત્યા અને ચોર લૂટારાઓને સહાયતા કરે છે, તથા અંગ્રેજોનું લશ્કર નિરપરાધી રમણીઓના પ્રાણ લેવાને માટે અયોધ્યામાં રાખવામાં આવે છે."

લખનૌનો રેસીડેન્ટ કર્નલ લો હિંદી અને ઉર્દુ ભાષા સારી પેઠે જાણતો હતો. દર્શનસિંહની સ્ત્રીએ તથા કાશીનાથે હિંદી ભાષામાં જ તેની સાથે વાત કરી હતી. તેથી તેમની વાતો તે સારી પેઠે સમજી શકયો. હતો. તેણે વિચાર્યું કે અપરાધી હોય તો દર્શનસિંહ છે, આ લોકો તો નિર્દોષ છે. એમની વાતો સત્ય છે. આ વૃત્તાંત યુરોપમાં જણાશે તો મોટો ખળભળાટ થશે. દર્શનસિંહના પરિવારની વાતો કરતાં, તેમની હાલની સ્થિતિ જોઇ, રેસીડેન્ટનું હૃદય અત્યંત વ્યથિત થયું! તેણે કાશીનાથને આશ્વાસન આપ્યું અને તરત જ તે રેસીડેન્શીમાં પાછો આવ્યો. રેસીડેન્સી-માં આવ્યા પછી, તેણે નસિરૂદ્દીનના પ્રધાનમંત્રી નવાબ રોશન–ઉ–દ્દોલ્લાને લખી મોકલ્યું કે "જો તમે એક કલાકની અંદર દર્શનસિંહના પરિવારને છોડી નહીં દેશો તો, તમને મંત્રીપદપરથી પદચ્યુત કરવામાં આવશે."

રેસીડેન્ટના આવા હુકમથી, રોશન–ઉ–દ્દોલ્લા ગભરાયો! તેણે રેસીડેન્ટનો પત્ર નસિરૂદ્દીનના હાથમાં મૂકયો!

પત્ર વાંચી નસિરૂદ્દીન બોલ્યો, "સો કાફર કયા ભસતા હૈ! આ મારા શાસનમાં અંગ્રેજ સરકારથી હાથ ઘલાશે નહીં; કારણ કે તેમની સાથે પ્રથમ એવો કરાર થયેલો છે."

પરંતુ બાદશાહ અને તેના મંત્રીને, ઇંગ્રેજી લખવા વાંચવાનું વધારે જ્ઞાન ન હતું. તેથી રેસીડેન્ટના પત્રનો ઉત્તર આપવાને માટે, કોઇ ઇંગ્રેજી જાણનારા પાસે તેની પાંડુ લીપી તૈયાર કરવાની જરૂર હતી; અને એમ કરતાં ત્રણ ચાર દિવસ સ્હેજે નીકળી જાય એમ હતું. તેથી નવાબ રોશન-ઉ-દ્દોલા જાતે રેસિડેન્ટની પાસે ગયો. રેસિડેન્ટે આ વખતે તેને કંઇ પણ સન્માન આપ્યું નહીં; એટલું જ નહીં પણ તેને વધારે બોલવાનો વખત પણ આપ્યો નહીં. નવાબ રોશન-ઉ-દ્દૌલ્લાને રેસિડેન્ટે ગુસ્સાથી ફક્ત એટલું જ કહ્યુ કે; "જો એક કલાકની અંદર દર્શનસિંહના આખા કુટુંબને નહીં છોડી મૂકવામાં આવશે તો, નસિરૂદ્દીનને પદભ્રષ્ટ કરવાને માટે હું કાગળ લખીશ અને તમને તો હું મ્હારી સત્તાથી આજે જ મંત્રી પદપરથી પદચ્યુત કરીશ. વળી દર્શનસિંહને દેહાંત દંડની શિક્ષા બાદશાહથી કરી શકાશે નહીં, કેમકે તેનો અપરાધ પુરવાર થયો નથી. દેહાન્ત વિના બીજી ગમે તે શિક્ષા કરી શકાશે; તેના ઘરબાર લૂંટવાના સંબંધમાં મને કોઈ પણ પ્રકારનો વાંધો નથી."

રેસીડેન્ટની આવી દ્રઢતા જોઈ, બાદશાહ અને રોશન-ઉ-દ્દૌલ્લા ભયભીત બની ગયા! તેમણે તરત દર્શનસિંહના કુટુંબને છોડી દેવાનો હુકમ આપ્યો-તેને તે જ રાત્રે દર્શનસિંહના કુટુંબે, લખનૌને રામરામ કર્યા.

બાદશાહના હુકમ પ્રમાણે, નવાબ રોશન-ઉ-દ્દૌલ્લાએ, રાજા દર્શનસિંહને એક લોઢાના પાંજરામાં કેદ કરી, એક મુસલમાન સરદારના આધીન નીચે, તે પાંજરૂં લખનૌથી પચાશ કોશ દૂર, ઉત્તર પ્રદેશમાં હદપાર કરાવી દીધું! આણી તરફ રોશન-ઉ-દ્દૌલ્લાનાં માણસોએ દર્શનસિંહની આખી હવેલી ખોદી કહાડી, પણ તેમને ગુપ્ત ધન હાથ લાગ્યું નહીં. તેણે હવેલીનું ભોંય તળીયું ખોદવાનો વિચાર કીધો; પરંતુ ભોંયતળીયું ખોદવાને માટે, રોશન-ઉ-દ્દૌલાએ ઘણાં જ થોડાં માણસો મોકલેલાં હોવાથી, તે લોકો આજુબાજુની ભીંતો ખોદીને બ્હીલે મ્હોડે પાછાં ફર્યાં. આવી રીતે તેની ધારણા પાર નહીં પડવાથી તે નસિરૂદ્દીનને વારંવાર કહેતો હતો કે, "કુરાન પ્રમાણે દર્શનસિંહનો ઇન્સાફ થયો નહીં."



## અષ્ટત્રિંશ અધ્યાય.

### જેવી કરણી તેવી પાર ઉતરણી !

નાસ્તિકના મંડળમાં જે માણસ ફરે છે તે જ સુખી છે; નાસ્તિક કંઈ તેવા નથી; પણ જેમ પવન છાલાં ઉડાડે તેવા તે છે.*

**બાઇબલમાંથી.**

રાજા દર્શનસિંહ જે વખતે બંધીખાનામાં હતો, તે વખતે અયોધ્યાની આજુબાજુ પણ ઘણા બનાવ બનવા પામ્યા છે. વાચકોના સ્મરણમાં હશે કે, દર્શનસિંહને કેદ કરવામાં આવ્યો, તેની ત્રણ દિવસ આગમજ, કૈલાસેશ્વરીને બાદશાહની પાસે મોકલવામાં આવી હતી. બાદશાહના ભવનથી બાગમાં આવ્યા પછી, કૈલાસેશ્વરીએ માનકુમારીને, સઘળી હકીકત કહી સંભળાવી. તેથી માનકુમારીને શંકા થઇ કે, જો બીજે દિવસે કૈલાસેશ્વરીને બાદશાહને ત્યાંથી બોલાવવા આવશે તો, જરૂર તે દિવસે બાદશાહ તેને બળાત્કારથી જનાનાની અંદર ઘસડી જશે; તેથી શિયળ રક્ષણને માટે તે વ્યાકુલભાવે કૈલાસેશ્વરીને વિવિધ રીતે સમજાવવા લાગી. ત્યાર પછી તેઓએ એવો ઠરાવ કીધો કે, જો બાદશાહને ત્યાંથી હવે બોલાવવાને માટે માણસો આવે તો, "શરીરે અસુખ છે" એવું કહીને કૈલાસેશ્વરીએ જવું નહીં. કદાચ દર્શનસિંહ અથવા બાદશાહનાં માણસો તેને બળાત્કારે લઇ જવા પ્રયત્ન કરે તો, તેણે બાગમાં જ આપઘાત કરવો.

પરંતુ સદ્‌ભાગ્યે બીજે દિવસે, કૈલાસેશ્વરીને બાદશાહની પાસે લઇ જવા, મ્યાનો કે માણસો કોઇ આવ્યું નહીં. કૈલાસેશ્વરી તો દરરોજ સાંજે આપઘાતને માટે તૈયાર થઇ રહેતી હતી: પરંતુ ત્રણ દિવસની અંદર કોઇ આવ્યું નહીં. ચોથે દિવસે તો, બાદશાહે દર્શનસિંહને કેદ કર્યો, એટલે તેના નોકર ચાકરોએ જ્યાં ત્યાં નાસવાની તૈયારીઓ કરવા માંડી.

દર્શનસિંહને લઇ ગયા પછી, બીજે દિવસે છેક સાંજે, તેનો વિશ્વાસુ નોકર માધુસિંહ બાગમાં આવી ડોસીને કહેવા લાગ્યો; "માજી ! સત્યાનાશ વળી ગયું ! બાદશાહે મહારાજને ફાંસીનો હુકમ દીધો છે અને તેમને કેપતાન સાહેબ જેલમાં લઇ ગયા છે. મહારાજે તમને અને મને પૈસો ટકો લઇને અહીંથી નાસી જવાનું કહ્યું છે."

ડોસી તો આ વર્તમાન સાંભળીને ગભરાઇ જ ગઈ. પછી તે બોલી; "ભાઇ ! આવી રાત્રે આપણે નાસીને ક્યાં જઇશું ?"

---

* Blessed is the man that walketh in the Counsel of the ungodly . . . . . . . . The ungodly are not so; but are like the chaff which the wind driveth away—
*Book of Psalms.*

"હવે રાત કે દિવસ જોવાનો વખત નથી. જે કંઇ હોય તે લઇને મારી સાથે ચાલો; કારણ કે હમણાં બાદશાહનાં માણસો અહીં લૂંટ ચલાવવાને આવશે;" માધુસિંહે ગભરાતાં ગભરાતાં કહ્યું.

પણ પેલી રાંડ માન્નાનું શું કરવું? તે આપણી સાથે કેમ ચાલી શકશે?" ડોસીએ પૂછ્યું.

"તેને અહીંયાં જ મરવા દો! છો રાંડને શિયાળ કુતરાં ખાય. આપણે શું. શિયાળ કુતરાં તેને રાતે જ પૂરી કરી નાંખશે; અને તેનું નામ નિશાન પણ નહીં રહે;" માધુસિંહે કહ્યું.

"દર્શનસિંહને બાદશાહે એકદમ ફાંસીનો હુકમ શા માટે દીધો?" ડોસીએ પૂછ્યું.

'બુંદિયાની છોકરી ગંગાને, મહારાજે બૂઢી બેગમના જનાનામાં સોંપી છે અને તે ઉપરથી આ બધી ગડબડ થવા પામી છે;" માધુસિંહે ટોલ્લો માર્યો.

ડોસી ગભરાતી ગભરાતી અંદર ગઇ અને બે ન્હાની પેટીઓ બ્હાર લઇ આવી. એક પેટીમાં તેનાં ઘરેણાં હતાં અને બીજી પેટીમાં આશરે બે હજાર અકબરી મોહોરો હતી. ડોસીએ જયપાલસિંહનો ઘણો પૈસો લૂંટયો હતો; અને હજુ પણ પૈસાની લાલચ તેની જેવીને તેવી જ હતી. જો કે માધુસિંહથી પણ આ બન્ને પેટીઓ લઇને ચલાય એમ નહતું; પરંતુ ડોસલીએ કે માધુસિંહે મોહરની માયા મૂકી નહીં. ઘરેણાંની પેટીમાં ઓછામાં ઓછો, પચાસ હજાર રૂપિયાનો માલ હતો. તેથી ઘરેણાંની પેટી ડોસીએ માથે મૂકી અને સોના મોહોરની પેટી, માધુસિંહની ખાંધપર ચ્હડાવી. આવી રીતે ગોઠવણ કરીને ડોસી કૈલાસેશ્વરીની પાસે આવીને કહેવા લાગી; "અરે, રાંડ ચાંપલી! હજુ નિરાંતે બેસી રહી છે કે? તારી ઘરેણાંની પેટી લઇને, મારી સાથે ચાલ જલદીથી."

પરંતુ માનકુમારીને એકલી મૂકીને, કૈલાસેશ્વરી ડોસીની સાથે જવા કોઇ પણ રીતે કબૂલ થઇ નહીં. માનકુમારી રડતાં રડતાં કૈલાસેશ્વરીને કહેવા લાગી; "બ્હેન! તમે ડોસીની સાથે જાઓ. પરમેશ્વરની કૃપાથી તમારા ભાઇની સાથે તમારો મેલાપ થશે તો, તેઓ તમને મેળવીને, પોતાના શોકને કંઇક શાંત કરી શકશે; અને મારા મરણની વાત પણ તમે તેમને કહી શકશો."

પરંતુ કૈલાસેશ્વરી તેને ગળે વળગીને બોલી; "બ્હેન! શું તમને એકલાં મૂકીને હું જાઉં? કદી પણ નહીં. તમે તો મારી જીન્દગી પર્યંતનાં સાથી છો. હું જીવતી હોઉં ને તમને છોડીને જાઉં, એ કદી પણ નહીં બને. તમને બાદશાહનાં માણસો બંધીખાનામાં લઇ જશે, તો હું પણ તમારી

સાથે બંધીખાનામાં આવીશ. તમારૂં અહીં મૃત્યુ થશે તો, હું પણ આપઘાત કરીને તમારી સાથી થઇશ. પણ તમને છોડીને હું કદી પણ નહીં જાઉં."

માનકુમારીમાં હવે બોલવાની વધારે શક્તિ નહતી; તેથી તે કંઈ બોલી શકી નહીં. પરંતુ તેની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. કૈલાસેશ્વરીને આવી રીતે ખોટી થતી જોઈ, ડોસી તેનો હાથ પકડીને ગુસ્સાથી બોલી; "રાંડ અભાગણી! ચાલતી હોય તો, ચાલ ઉતાવળી; હવે તારી આશા ફળીભૂત થવાની નથી; તારાપર હવે બાદશાહની નજરે પડવાની નથી!"

ડાસીના હાથમાંથી પોતાનો હાથ જોરથી ખેંચી લઈ, કૈલાસેશ્વરી બોલી; "હું કદી પણ તમારી સાથે આવવાની નથી."

કૈલાસેશ્વરી અત્યંત શાંત સ્વભાવની હતી. અત્યાર સુધી તેણે કદી પણ કોઇને કટુ વચન કહ્યું નહતું. તેનો શાંત અને સદ્ગુણી સ્વભાવ જોતાં, તે કોઈ દેવબાલા હોય એમ જણાતું હતું. ડોસી તેનાં આજનાં વચનો સાંભળી ઘણી વિસ્મય પામી! પરંતુ તેને કૈલાસેશ્વરી કરતાં સોના મોહોરની વધારે ચિંતા હતી, તેથી વધારે રકઝક નહીં કરતાં, તે ઘરેણાંની પેટી માથે મૂકી, માધુસિંહની સાથે ચાલતી થઈ!

બાગમાં દર્શનસિંહના પહેરેગીરો હતા, તે પણ રાત્રે નાસી ગયા. હવે બાગમાં કેવળ કૈલાસેશ્વરી અને માનકુમારી જ રહ્યાં.

ડોસી અને બાગમાંનાં માણસો શુક્રવારની રાત્રે નાસી ગયા. શનિ, રવિ, સોમ અને મંગળ—એમ ચાર દિવસો આ બન્ને અબળાઓએ ભય અને ત્રાસથી કહાડ્યા. હવે શું કરવું? કયાં જવું? એ કંઈ તેમને સુઝતું નહતું. ખાવા પીવાની કે બીજી વસ્તુની ખોટ નહતી: બાગમાં ને બંગલામાં બધું ભરેલું હતું. પરંતુ આવી સ્થિતિમાં ખાવાની ઇચ્છા જ ન થાય, ત્યાં ખાય શું?

પૂર્વાધ્યાયમાં જણાવવામાં આવ્યું છે કે, દર્શનસિંહના પરિવારને બાદશાહના સીપાઇઓ, લખનૌ લાવતા હતા, તે વખતે અયોધ્યાનાથ, કાશીનાથ અને બુંદિયા તે જ રસ્તે થઇને લખનૌ જતાં હતાં. ત્યાર પછી દર્શનસિંહનાં કુટુંબને માટે કાશીનાથ સીપાઇઓની સાથે લખનૌ ગયો અને અયોધ્યાનાથ તથા બુંદિયા આડે રસ્તે થઇને લખનૌ ગયાં.

મંગળવારની સવારે અયોધ્યાનાથ અને બુંદિયા એક જંગલને રસ્તે થઈને લખનૌ તરફ જતાં હતાં, એટલામાં કોઈના રડવાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. તેઓએ આગળ ચાલીને જોયું તો, એક સ્ત્રી મરણતોલ સ્થિતિમાં પડી છે; તેના શરીરપર ઠેકાણે ઠેકાણે તરવારના ઘા પડેલા છે, અને તેમાંથી પાણીના રેલાની પેઠે લોહી વહ્યું જાય છે.

તે સ્ત્રીના મ્હોંડાપર, બુંદિયાની નજર પડતાંની સાથે જ, તે એકદમ બુમ પાડી ઉઠી; "હાય! હાય! આનું ખુન કોણે કર્યું?"

તે ઘાયલ થયેલી સ્ત્રી, હજુ સુધી મરી ગઈ નહતી. તેણે બુંદિયાને જોતાં જ કહ્યું; "બુંદિયા!–બુંદિ–જીવ જાય–" ઓં ઓં!

બુંદિયાએ રડતાં રડતાં ફરી પૂછયું; "સીતાલક્ષ્મી કયાં છે? મારી સીતાલક્ષ્મી કયાં છે?"

તે સ્ત્રી ક્ષીણસ્વરે બોલી; "તે મારી સાથે આવી નથી."

બુંદિયાએ પૂછયું; "ત્યારે તે કયાં છે?" ડોસી બોલી; "બાગમાં–લખનૌ–"

સીતાલક્ષ્મી લખનૌમાં છે, એવું સાંભળી બુંદિયાને કંઈક ધીરજ વળી. ત્યાર પછી તેણે ડોસીને પૂછયું; "તમારી આવી દશા કોણે કરી?"

તે સ્ત્રી પછી અતિ કષ્ટે બોલી; "માધુસિંહની સાથે હું કાનપૂર જતી હતી. રે માધુએ મારૂં ખૂન કર્યું છે. તે મારૂં ઘરેણું અને સોના મોહોરની પેટી લઇને નાસી ગયો છે–ઓં ઓં"

તે ડોસીમાં હવે વધારે વાતચિત કરવાની શક્તિ નહતી. પરંતુ તેણે ક્ષીણસ્વરે અને અતિ અસ્પષ્ટ રીતે કેટલીક વાતો કહી, તે ઉપરથી બુંદિયા અને અયોધ્યાનાથ સમજ્યા કે, માધુસિંહ અને ડોસી કાનપૂર જવાને નીકળ્યાં હતાં. પરંતુ પેટી માથે લઇને ડોશીથી વધારે ચલાયું નહીં, તેથી શનિવાર અને રવિવાર એ બે દિવસો તેમણે પાસેના ગામમાં એક ગૃહસ્થને ત્યાં ગાળ્યા. સોમવારે બપોરે ત્રણ માણસોને માધુસિંહે ઉભા કર્યા અને થોડી રાત રહેતાં, તેઓ ગામમાંથી કાનપૂર જવાને માટે નીકળ્યા. પરંતુ સવાર થતાં પહેલાં તો, માધુસિંહે ડોસીને તરવારવડે ઘાયલ કરી, તેની ઘરેણાંની અને મોહોરની પેટી લઇને નાસી ગયો.

એક કલાક પછી તો ડોસી મરણ પામી.

બુંદિયા અયોધ્યાનાથની સામું જોઇને કહેવા લાગી; "આ જ ડોકરી સીતાલક્ષ્મીને લઇને લખનૌ ગઇ હતી. એ જયપાલસિંહની રાખ હતી."

ડોસીને અગ્નિસંસ્કાર કર્યા પછી, તેઓ જંગલનો રસ્તો મૂકી, બીજે મોટે રસ્તે પડ્યા અને બે પહોર દહાડો ચઢતામાં તેઓ લખનૌમાં આવી પહોંચ્યાં.



# એકોનચત્વારિંશ અધ્યાય.

## વિનાશનું બીજ !

પ્રમાણીકોની પ્રમાણીકતા તેમને દોરવશે; પરંતુ અન્યાયીનો મમત તેમનો નાશ કરશે.*

**કહેવતો–પ્રકરણ ૧૧–૩.**

કુકર્મ, પાપાચરણ અને કર્તવ્યલંઘન એ ધીરે ધીરે મનુષ્યના વિનાશનાં બીજ રોપે છે. કરણીનાં ફળ ભોગવ્યા વિના કોઇનો પણ છુટકો થતો નથી.

દર્શનસિંહને કેદ કર્યા પછી, બીજે દિવસે **નસિરૂદ્દીને** પોતાની જનની જનાબે આલિયાંને રાજમહેલમાંથી કહાડી મૂકી. તે પોતાનાં દાસદાસીઓ સાથે લખનૌથી ત્રણ કોશ દૂર આવેલા મુસાબાગમાં રહેવા ગઈ.

**નસિરૂદ્દીને** દર્શનસિંહને કેદ પકડવાનો હુકમ આપ્યો, તેને બીજે દિવસે **જનાબે આલિયાને** રાજમહેલમાંથી કહાડી મૂકવાનો તેણે હુકમ કર્યો. આ ઉપરથી લોકના મનમાં એવું આવ્યું કે, આ બન્ને બનાવો એક જ કારણથી બનવા પામ્યા છે. તેમ **નસિરૂદ્દીને** પણ અંગ્રેજ રેસીડેન્ટને એમ જ કહ્યું હતું કે, દર્શનસિંહ મને ગાદીપરથી ઉઠાડી મૂકવાને માટે, **જનાબે આલિયાની** સાથે મળી જઇને પ્રપંચ ચલાવતો હતો. પરંતુ દર્શનસિંહ અને **જનાબે આલિયા** વચ્ચે અણબનાવ હતો, તે વાત ઘણુંખરાં માણસો જાણતાં નહતાં. દર્શનસિંહ, **જનાબે આલિયાની** વિરૂદ્ધ, **નસિરૂદ્દીનને** ઘણીવાર સલાહ આપતો હતો. તેથી તેને અને **જનાબે આલિયાને** મેળ હોય અને તેઓ **નસિરૂદ્દીનને** ગાદીપરથી ઉઠાડી મૂકવાને માટે પ્રપંચો રચે, એ મનાય તેમ નથી. પરંતુ રાજમહેલના અંદરની આ બધી વાતો કોઈ જાણી શકે એમ નહતું. **બાદશાહના** જનાનખાનાંમાં કોઇથી પ્રવેશ કરી શકાય તેમ નથી. કેમકે તે ઠેકાણે હમેશાં કુકર્મનો પાપાનળ પ્રજ્વલિત રહે છે. વ્યભિચાર, પ્રપંચ, અસ્લીલ વ્યવહાર વિગેરે દુષ્કર્મો ત્યાં હમેશ બનતાં રહે છે. વાચકોને સાથે લઇને, નર્કસમાન **બાદશાહના** જનાનામાં પ્રવેશ કરવાની હવે અગત્ય નથી. દર્શનસિંહને કેદની શિક્ષા અને **જનાબે આલિયાને** રાજમહેલમાંથી કહાડી મૂકવાનું મૂળ કારણ, બુદ્ધિમાન્ વાચકો સ્હેજમાં સમજી શકે એમ છે.

* * *

* The integrity of the upright shall guide them: but perverseness of the transgressors shall destroy them.

*Proverbs Chap XI–3.*

પંડિત અયોધ્યાનાથ બુંદિયાની સાથે લખનૌ પહોંચ્યો. લખનૌ તેનાથી કંઈ અજાણ્યું નહતું. આજથી ચાર માસ પહેલાં, તે ઓછામાં ઓછા છ માસ લખનૌ રહ્યો હતો, અને તે અરસામાં તેણે ઠેકાણે ઠેકાણે માનકુમારીની શોધ કરી હતી. લખનૌના દરેક નાના મોટા બાગોનાં નામ તે જાણતો હતો. બુંદિયાના પૂછવાથી પેલી ડોસીએ, પોતાના અંતકાળ વખતે કહ્યું હતું કે, સીતાલક્ષ્મી બાગમાં છે, તેથી અયોધ્યાનાથ લખનૌના જુદા જુદા બાગોમાં માનકુમારીની શોધ કરવા લાગ્યો.

લખનૌ, બાગબગીચાથી પરિપૂર્ણ છે. ત્યાં નાના મોટા મનહરણ ઘણા બાગબગીચાઓ છે. અયોધ્યાનાથે એ ત્રણ બાગમાં, કૈલાસેશ્વરીની તપાસ કરી, પછી તે મુસાબાગ તરફ ગયો. અયોધ્યાનાથ પહેલાં લખનૌ આવ્યો હતો, ત્યારે મુસાબાગમાં કોઈ રહેતું નહતું. પરંતુ આ વખતે તો મુસાબાગમાં ઘણાં માણસો રહેતાં હતાં. તેથી અયોધ્યાનાથે આજુબાજુ પૂછ્યું તો જણાયું કે, ગાજીયુદ્દિન હુયદરની પાદશાહ બેગમ, જનાબે આલિયાં, રાજભવનમાંથી અહીંયાં રહેવા આવી છે.

મુસાબાગ, રાજભવનથી આશરે ત્રણેક કોશ દૂર છે; તેથી અયોધ્યાનાથ મુસાબાગ આગળ આવતાં ઘણો થાકી ગયો અને બુંદિયાથી તો હવે ચલાતું પણ નહતું. તેથી તેઓ બન્ને જણા, મુસાબાગની અંદર આવેલાં એક નાના સરોવરની પાળ ઉપર વિસામો લેવા બેઠાં.

થોડીવાર પછી, એક સ્ત્રી અંદરના મહેલમાંથી, પાણીનો ઘડો લઈ આ સરોવર ઉપર આવી. તે સ્ત્રીને દૂરથી આવતી જોઇને, બુંદિયાથી ચલાતું નહતું, તે છતાં દોડતી દોડતી તે તેની પાસે ગઈ અને "ગંગા–ગંગા" કહી તેણે રડવા માંડયું. તે સ્ત્રી પણ વિસ્મય પામીને, બુંદિયાની સામું જોઈ જ રહી. ત્યારપછી તે સ્ત્રીએ હાથમાંનો ઘડો નીચે મૂકી તેની પાસે આવવા માંડયું, એટલે બુંદિયા તેને ગળે વળગી પડી રડતાં રડતાં બોલી. "તું મને એકલી મૂકીને, અહીં શું કરવા રહે છે? હું તારે માટે રાત દિવસ રડું છું !"

આ સ્ત્રી તે બીજી કોઈ નહીં, પણ બુંદિયાની છોકરી ગંગા હતી. તેનું હમણાનું નામ "અફજલ ઉન્નિસા ખાતમ" હતું. પરંતુ જનાબે આલિયાના જનાનામાં, સૌ તેને "કપતાન" કહીને બોલાવતાં હતાં.

તેઓ બન્ને જણાં એક બીજાને ગળે વળગીને ખૂબ રડ્યાં. ત્યાર પછી બુંદિયા બોલી; "તું હવે મારી સાથે ચાલ. કાશી કે વૃંદાવનમાં આપણે જઇને રહીશું. હું તને ભીખ માગીને ખવડાવીશ; પણ તું હવે અહીંયાં રહે નહીં."

એ સાંભળી ગંગા બોલી; "જેણે મારૂં માથું ખાધું છે, તેનું માથું ખાધા વિના હું તારી સાથે નહીં આવું."

"કોણે તારૂં માથું ખાધું છે?"

"માધુસિંહ અને બાદશાહે."

"માધુસિંહ તો ડોસીનું ખૂન કરીને નાસી ગયો છે. તે હવે તારા હાથમાં કેમ આવશે?"

"નાસીને મુવો કયાં જશે? તે લખનૌમાં રહે છે. હું તેનું ઠેકાણું જાણું છું."

"વારૂ, બાદશાહે તારૂં શું બગાડયું છે?"

"એનાતિ બેગમનું જેવું બગાડયું છે, તેવું જ તેણે મારૂં પણ બગાડયું છે."

"શું બગાડયું છે, તે તો કહે!"

બુંદિયાના છેલ્લા પ્રશ્નના ઉત્તરમાં, ગંગા રડતાં રડતાં બોલી; "મા! તે બધું સાંભળીને તું શું કરીશ? બાદશાહ ઘણો પાપી અને નીચ છે. તે પોતાના છોકરાને મારી નાંખવાને તૈયાર થયો હતો, પણ એની માએ મનાજાનને પોતાની પાસેથી ખસેડયો નહીં, તેથી મા દીકરા વચ્ચે ખૂબ લડાઇ થઇ. ત્યાર પછી તેણે પોતાની માને, મહેલમાંથી કહાડી મુકવા માટે, સીપાઇઓ મોકલ્યા. બાદશાહના સીપાઇઓ સાથે, અમારે મોટી લડાઇ થઇ અને અંતે તે લોકો હારીને નાસી ગયા. આવું થયા પછી તે જ દિવસે બાદશાહે, પોતાના બાપની એક "મુતાહી" સ્ત્રીને પોતાના જનાનામાં દાખલ કરી દીધી. એ સામું એની માએ વાંધો લઇને કહ્યું કે; "બાપની "મુતાહી" બેગમની સાથે, તેના છોકરાથી નીકા કરી શકાય નહી."* પણ બાદશાહે તેની વાત માની નહીં. તે "મુતાહી" બેગમ, એની મા પાસે રહેતી હતી. તેથી તેને પકડી લાવવા બાદશાહે સીપાઇઓ મોકલ્યા. મેં વડી બેગમના હુકમથી તે સીપાઇઓને મારીને હાંકી કહાડ્યા! તેથી બાદશાહે મને પકડી મંગાવી, મારા હાથમાં લોહોડાની બેડીઓ પહેરાવી, આખા શહેરમાં ફેરવી મારી ફજેતી કીધી. મારી ઉપર આવો જૂલમ કરવા છતાં, તે ધરાયો નહીં, તેથી તેણે મારી પીઠપર મીઠાનું પાણી છાંટીને, ચાબૂકો મારવાનો અને એનાતિ બેગમની પેઠે મારાં

* Inayette Begum and others, who had connived at, or were privy to, Her Majesty's (Koodsha Begum) taking poison, are paraded through the bazar every day, with their heads uncovered, with collars in their necks, and irons on their legs and are tortured and beaten to such a degree, that they must shortly sink under their sufferings. one lack of rupees in cash, besides property, found in their houses, has been confiscated and lodged in the royal treasury.—*Asiatic Journal* April 1835 page 237.

પણ નાક કાન કાપી લેવા મને કેદ કરી. પણ હું લાગ જોઈને ત્યાંથી સટકી ગઈ."

"એનાતિ બેગમ કોણ છે?" બુંદિયાએ પૂછ્યું.

"એનાતિ બેગમ, બાદશાહની જ મુતાહિ સ્ત્રી હતી. તે કુદશા બેગમના મહેલમાં રહેતી હતી. કુદશા બેગમને કેટલાંક કારણોને લીધે બાદશાહની સાથે અણબનાવ હતો, તેથી બાદશાહ તેનાપર અતિશય જૂલમ ગુજારતો હતો. બાદશાહનો જૂલમ જ્યારે તેનાથી સહેવાયો નહીં, ત્યારે તેણે ઝેર ખાઈને આપઘાત કર્યો. બીચારી એનાતિ બેગમે બાદશાહનો કંઈ પણ અપરાધ કીધો નહતો, તે છતાં, તેણે તેનાં નાક કાન કપાવ્યાં હતાં અને કંપની બહાદર તે જોઈ રહે છે!

ત્યાર પછી બુન્દિયા, ગંગાને પોતાની સાથે આવવા વિનવવા લાગી. પરંતુ કોઇ પણ રીતે ગંગાએ તેનું કહેવું માન્યું નહીં. તેનો આવો દૃઢ નિશ્ચય જોઇને, બુન્દિયા સમજી કે, નસિરૂદ્દીન અને માધુસિંહનો પ્રાણ લીધા વિના તે કદી પણ લખનૌ છોડશે નહિ. વેર લેવાની વાસના તેના હ્રદયમાં અતિશય પ્રબળ હતી.

અંતે બુન્દિયા હારીને બોલી; "વારૂ, બ્હેન! જેમ તારી મરજી. હું તને આટલા આટલા કાલાવાલા કરૂં છું, તે છતાં તું માનતી નથી, ત્યારે હવે તને જેમ સારૂં લાગે તેમ કર. પણ વારૂ, મારી સીતાલક્ષ્મી ક્યાં છે, તે તું જાણે છે?"

"હા, મેં સાંભળ્યું છે કે, બાદશાહની કાશ્મીરી નાયકા માજાની સાથે, તેને બાદશાહ બાગની પાસે આવેલા એક નાના બાગમાં રાખવામાં આવી છે."

સીતાલક્ષ્મીનો આવી રીતે પત્તો મેળવી, બુંદિયા પોતાની દીકરીને વહાલથી ભેટી, રડતી આંખે, તેની પાસેથી છૂટી પડી.

ત્યાર પછી અયોધ્યાનાથ અને બુંદિયા, બાદશાહ બાગ તરફ ચાલ્યા. બાદશાહ બાગ ગોમતીને કિનારે આવેલો હતો; અને તેની પાસે જ ગંગાએ કહેલો નાનો બાગ હતો. ત્યાં આગળ લોકોને પૂછી જોતાં, જણાયું કે, અયોધ્યાનાથ અને બુન્દિયાએ જાણ્યું કે, આ જ બાગમાં બાદશાહની કાસ્મીરી નાયકા રહે છે.

આ નાના બાગને ફરતો કોટ હતો; પરંતુ તેનો દરવાજો ખુલ્લો હતો અને તેની અંદર એક ન્હાનો બંગલો હતો. અયોધ્યાનાથ અને બુન્દિયા બાગના દરવાજા આગળ જઇને ઉભાં રહ્યાં; પરંતુ દરવાજા ઉપર કોઇ માણસ નહીં જોયાથી તેઓ બન્ને જણાં અંદર પેઠાં અને ઠેઠ બંગલાના બારણાં આગળ આવી પહોંચ્યાં. બંગલાના બારણાં અંદરથી બંધ હતાં,

તેથી અયોધ્યાનાથે બારણાંપર કાન ધર્યાં કે, અંદર કોઇ બોલતું ચાલતું હોય તો સંભળાય. થોડીવાર પછી, અંદર કોઇ બોલતું હોય, એવો અયોધ્યાનાથને ભાસ થયો. તેથી અયોધ્યાનાથે ધીરે ધીરે બારણાપર હાથ માર્યો. અંદરથી કોઇએ જવાબ પણ આપ્યો નહીં, તેમ બારણાં પણ ઉઘાડયાં નહીં. આવી રીતે આશરે અર્ધો કલાક બુન્દિયા અને અયોધ્યાનાથ બારણાં આગળ ઉભાં રહ્યાં. તે લોકોએ વારંવાર બારણાં ઉઘાડવા બૂમો પાડી, પણ કોઇએ બારણાં ઉઘાડ્યાં નહીં.

આણી તરફ બહાર કોઇને બારણાં ઠોકતાં જોઇ, માનકુમારી અને કૈલાસેશ્વરી અત્યંત ભયભીત થઈ ગયાં. તેઓએ પોતાના મનમાં ધાર્યું કે, બાદશાહનાં માણસો આપણને પકડવાને માટે આવ્યાં છે !

થોડીવાર પછી બુન્દિયાએ જોરથી બૂમ પાડીને કહ્યું; "સીતાલક્ષ્મી–બારણાં ઉઘાડ. હું બુન્દિયા છું; કાનપૂરથી આવી છું !"

બુન્દિયાનો સ્વર સાંભળી કૈલાસેશ્વરી હર્ષાતુર બની, માનકુમારીને કહેવા લાગી; "બ્હેન ! કંઈ બ્હીક જેવું નથી. બહાર બુન્દિયા બોલે છે !" એટલું કહી, તે વહેલી વહેલી, બારણાં ઉઘાડવા દોડી. બારણાં ઉઘાડતાંની સાથે, એક ભગવાં વસ્ત્રધારી યુવાન અને બુન્દિયા તેના જોવામાં આવ્યાં.

બુન્દિયા અંદર આવતાંની સાથે,–"મારી સીતાલક્ષ્મી–મારી સીતાલક્ષ્મી" કહીને તેને વળગી પડી, અને અયોધ્યાનાથને બતાવી તે બોલી; "સીતાલક્ષ્મી ! આ જો, તારા ભાઈ ઉભા છે; ચોર લોકોએ તારા ભાઇને માર્યા નહતા, પણ તારા બાપને માર્યા હતા."

કૈલાસેશ્વરીએ, અયોધ્યાનાથના મ્હોંડા સામું જોયું, એટલે અયોધ્યાનાથે સ્નેહથી અશ્રુપૂર્ણ નયને, પોતાના બન્ને હાથ તેના માથાંપર મૂકયા અને તેને શુભ આશીર્વાદ દીધા. આ વખતે બન્નેની આંખોમાંથી અવિશ્રાંત આંસુની ધારાઓ વહેતી હતી.

આ લોકો જ્યાં ઉભાં હતાં, તેની પાસેના એક ઓરડામાં, માનકુમારી મરણતોલ સ્થિતિમાં, બિછાના ઉપર સુતેલી હતી. તેનામાં હાલવા ચાલવાની હવે સહેજ પણ શક્તિ રહી નહતી. થોડીવાર પછી બુન્દિયા અને કૈલાસેશ્વરીની સાથે અયોધ્યાનાથ તેના ઓરડામાં આવ્યો. કેવલ કંડમાળ જેવી મરણતોલ સ્થિતિમાં માનકુમારીને સુતેલી જોઇને, અયોધ્યાનાથને રડવું આવ્યું ! તે રડતાં રડતાં માનકુમારીના માથા આગળ બેઠો, અને તેના શુષ્ક શરીરપર હાથ ફેરવવા લાગ્યો. આથી માનકુમારીએ સહેજ ઉત્તેજિત થઇને, જેવો ઉઠવાનો પ્રયત્ન કર્યો, તેની સાથે જ અશક્તિને લીધે તે પાછી બેશુદ્ધ થઇને બીછાનાપર પડી ! અયોધ્યાનાથે સ્નેહથી તેનું માથું પોતાના

ખોળામાં લીધું અને તેને પોતાનાં વસ્ત્રવડે પવન નાંખવા લાગ્યો. આણી તરફ કૈલાસેશ્વરી, તેના માથાંપર ધીરે ધીરે જલ સિંચન કરતી હતી. થોડીવાર પછી માનકુમારીને શુદ્ધિ આવી, એટલે તે આંખો ઉઘાડીને બોલી "નુના! આ શું સ્વપ્ન છે?"

"ના બા! સ્વપ્ન નથી! આ જો, મ્હારા ભાઈ અને ત્હારા અયોધ્યાનાથ બેઠા છે!!" કૈલાસેશ્વરીએ કંઇક આનંદ પામી કહ્યું.

માનકુમારીનું માથું હજુ પણ, અયોધ્યાનાથના ખોળામાં જ હતું, તેથી માનકુમારી અનિમેષ નેત્રે અયોધ્યાનાથના મ્હોંડા સામું જોઇ રહી. અયોધ્યાનાથ પણ તેવી જ રીતે તેના મ્હોડા સામું જોઇ રહ્યો. તેની આંખમાંથી આંસુની અવિશ્રાંત ધારા, માનકુમારીના કપાળપર પડતી હતી, તે અયોધ્યાનાથ પોતાનાં વસ્ત્રવડે લુંછી નાંખતો હતો અને તેની આવી દયાજનક સ્થિતિ, તે અતિશય દુઃખી ચિત્તે જોતો હતો.

તેમની વર્તમાન અવસ્થા, અમારાથી શબ્દવડે વ્યક્ત થાય એમ નથી. તેઓ અરસપરસ વાક્યોદ્વારા, પોતપોતાના હૃદયનો ભાવ પ્રકાશ નહીં કરી શકવાથી, કેવલ એક બીજાનાં મુખપ્રતિ જોઇ રહ્યાં હતાં. ઉત્સાહી હૃદયવેગ, મનુષ્યની રસનાને ઉત્તેજિત કરે છે. તે વખતે મનુષ્ય પોતાનો મનોભાવ હૃદયગ્રાહી ભાષાવડે પ્રકાશ કરી શકે છે. પરંતુ ગંભીર અને પ્રગાઢ હૃદયવેગ, મનુષ્યની વાક્શક્તિનો અવરોધ કરે છે. હૃદયની તેવી અવસ્થા, વાક્યોદ્વારા પ્રકાશ કરવાની શક્તિ ભાગ્યે જ કોઇનામાં હોય છે!

માનકુમારી શુદ્ધિમાં આવ્યા પછી, તેણે થોડીવારે અતિકષ્ટે પોતાનો જમણો હાથ ઉંચો કરી, અયોધ્યાનાથના ખભાપર મૂક્યો, અને પુનઃ ક્ષીણસ્વરે બોલી; "નુના!"

"નુના" કહેતાંની સાથે કૈલાસેશ્વરી તેની પાસે દોડી આવી, એટલે માનકુમારીએ, કૈલાસેશ્વરીનો હાથ પકડી, અયોધ્યાનાથના હાથમાં મૂક્યો. અને હૃદયના આવેગ ભેર તે પુનઃ બોલી; "પ્રાણેશ્વર! જેને માટે તમે હમેશ દુઃખી રહેતા હતા, તેને હવે તમે મેળવવા પામ્યા છો, તમને ગયેલું ધન પાછું મળ્યું છે. લો—ગ્રહણ કરો—હવે હું સુખેથી મરીશ."

પરંતુ અયોધ્યાનાથના મ્હોંડામાંથી એક પણ શબ્દ નીકળ્યો નહીં. તે કેવળ અનિમેષ નેત્રે, માનકુમારીના મ્હોંડા સામું જોઈ રહ્યો. તેનાં નયનોમાંથી કેવલ અશ્રુપ્રવાહ વહેતો હતો.

અર્ધોકલાક પછી, પોતાનો દુર્બલ હાથ, અયોધ્યાનાથના મ્હોંડાપર ફેરવી, માનકુમારી બોલી; "તમારૂં મ્હોંડું સુકાઇ ગયું છે. મારે માટે તમે આહાર નિદ્રા ત્યાગ કરી છે." એટલું કહી તે રડી પડી. અયોધ્યાનાથ

તેને ધીરજ દેવા લાગ્યો; એટલે કૈલાસેશ્વરીએ અંદરના ઓરડામાંથી થોડાં ઘણાં ફળફુલ લાવી, અયોધ્યાનાથની સામે મૂક્યાં.

એક બીજાની દુઃખદ વાર્તા કહેવા સાંભળવામાં, દિવસ પૂરો થઈ ગયો. તેથી અયોધ્યાનાથ માનકુમારીને કહેવા લાગ્યો; "તમારા ભાઇ, અમારાથી જુદે રસ્તે થઇને લખનૌ આવ્યા છે, તેથી તેમને, આ બાગ શોધી કહાડતાં ઘણું કઠીન પડશે; માટે હું તેમની શોધમાં જાઉં છું અને તેમને લઇને અહીં પાછો આવું છું."

અયોધ્યાનાથના ગયા પછી, બુંદિયા કૈલાસેશ્વરીને કહેવા લાગી કે; "દર્શનસિંહનાં સ્ત્રી, પુત્ર અને વૃદ્ધ પિતા જયપાલસિંહને ફાંસી દેવાને માટે બાદશાહનાં માણસો તેમને લખનૌ લઇ આવ્યાં છે; અને પેલી ડોસીનું, માધુસિંહ ખૂન કરી, તેની ઘરેણાંની અને સોના મોહોરની પેટી લઇને ન્હાસી ગયો છે."

જયપાલસિંહને ફાંસી દેવાને માટે, બાદશાહનાં માણસો લખનૌ લઇ આવ્યાં છે, એવું બુંદિયાને મ્હોંડે સાંભળી, કૈલાસેશ્વરી શોકથી વ્યાકુલ બની ગઈ. તે જયપાળસિંહને માટે રડવા લાગી. માનકુમારીએ કૈલાસેશ્વરીને અનેક પ્રકારે ધીરજ દીધી; પરંતુ કૈલાસેશ્વરી રડતાં રડતાં બોલી; "બ્હેન ! જયપાલસિંહને આ સંકટમાંથી જે કોઇ બચાવશે, તેને હું મ્હારૂં જીવન અર્પીશ. જીવનપર્યંત હું તેની દાસી થઇને રહીશ !"

થોડીવાર પછી કાશીનાથને લઇને અયોધ્યાનાથ બાગમાં પાછો ફર્યો; એટલે કૈલાસેશ્વરીએ આતુરતાથી અયોધ્યાનાથને જયપાલસિંહની વાત પૂછી. અયોધ્યાનાથે કહ્યું કે, કાશીનાથના પ્રયત્નથી, દર્શનસિંહનું કુટુંબ ફાંસીની સજામાંથી મુક્ત થયું છે અને તેઓ બધાં પોતાને દેશ સીધાવ્યાં છે.

કાશીનાથ બાગમાં આવતાંની સાથે જ, બ્હેન માનકુમારીનું માથું પોતાના ખોળામાં લઈ રડવા લાગ્યો. અયોધ્યાનાથે કાશીનાથનું અનેક પ્રકારે સાંત્વન કર્યું; અને અહીંથી જલદી નીકળી જવા બધાંને સમજાવ્યું. તેને તે જ રાત્રે તેઓ મહાદુઃખે બીજે ઠેકાણે ચાલ્યાં ગયાં. પછી બીજે દિવસે સવારે, બે ગાડીઓ ભાડે કરી તેઓ સીતાપૂર ગયાં; અને ત્રીજે દિવસે સાયંકાળે તો તેઓ નિર્વિઘ્ને સીતાપૂરના કિલ્લામાં આવી પહોંચ્યાં.

## ચત્વારિંશ અધ્યાય.

### મહાપુરુષ.

મારા પુત્ર વિષે મને કંઇ પૂછો ના ! જે હું આપી શકું, તે તમને આપેલું છે.*

**હિમાલયમાંથી ધ્વનિ.**

લગભગ ત્રણ વરસ પછી, મરણતોલ સ્થિતિમાં માનકુમારી ઘેર આવી. તે આવી શોચનીય સ્થિતિમાં પણ ઘેર આવવા પામી, તેથી તેનો વૃદ્ધપિતા અને તેની બ્હેનો ઇશ્વિરનો આભાર માનવા લાગ્યાં. માનકુમારીના આવવાથી તેમના મનનું દુ:ખ ઘણું ઓછું થવા પામ્યું; કારણ કે મરેલાં માણસનો શોક અનાયાસે સહન થાય છે, પરંતુ જીવતાં માણસનો શોક ખરેખર અસહનીય હોય છે.

માનકુમારીનું શરીર અશક્તિથી છેક જ લથડી ગયું હતું. તે ઘેર આવ્યા પછી લગભગ ત્રણ દિવસ સુધી, મૃતપ્રાય જેવી પથારીમાં પડી રહી. તેનો વૃદ્ધપિતા, તેની બન્ને બ્હેનો, અયોધ્યાનાથ અને કૈલાસેશ્વરી હમેશાં તેની પથારી પાસે બેસી રહેતાં હતાં; અને કાશીનાથ વૈદને બોલાવી લાવવામાં અને બ્હેનના ઔષધોપચારમાં તેઓ હમેશાં મચેલાં રહેલાં હતાં.

માનકુમારી પોતે, પોતાનું આસન્ન મૃત્યુ જાણવા પામી, તેથી પોતાના વૃદ્ધ પિતાને પોતાના માથા આગળ બેસીને રડતા જોઇ, તે પિતાના ચરણમાં મસ્તક મૂકી, અતિક્ષીણ સ્વરે બોલી; "પિતા ! તમને મળવાની આશા નહતી. પરંતુ ઇશ્વિરે મ્હારાં અંતકાળ વખતે તમને મેળવ્યા, તેથી મ્હારા મનમાં હવે કંઇપણ દુ:ખ રહેવા પામ્યું નથી !

થોડીવાર પછી, તેણે કૈલાસેશ્વરીને પોતાની પાસે બેસવાને કહ્યું. કૈલાસેશ્વરી રડતાં રડતાં તેના માથા આગળ આવીને બેઠી, એટલે માનકુમારીએ કૈલાશ્વરીનો હાથ, પોતાના પિતાના હાથમાં મૂકતાં કહ્યું; "પિતા ! મ્હારા મરણ પછી, એને પુત્રી તરીકે ગણજો !"

ગંગાપ્રસાદે, માનકુમારીને કંઈ પણ ઉત્તર દીધો નહીં. તે માત્ર મ્લાન ધરી રડવા લાગ્યો. તેથી માનકુમારી ફરી બોલી; "પિતા ! એ જ તમારી માનકુમારી છે !"

ત્યાર પછી માનકુમારીએ કાશીનાથને પોતાની પાસે બોલાવ્યો. કાશીનાથ રડતો રડતો તેની પાસે બેઠો. માનકુમારી ભાઇનો હાથ પકડી બોલી; "ભાઇ ! પુત્રથી જ પિતૃકુલની રક્ષા થાય છે. તું કબુલ કર કે, હું હવે પિતાનું વચન ઉલ્લંઘન કરીશ નહીં !"

---

* Ask no more of me my son !
What I can give is given unto you.
*Voice from Himalaya.*

કાશીનાથ, માનકુમારીનો મનોભાવ હજુપણ સમજવા પામ્યો નહતો; તેથી તે બોલ્યો; "હું કદીપણ, પિતાનું વચન ઉલ્લંઘન કરીશ નહીં."

"મ્હારી એક વાત માનશે?"

"હા, બોલ."

"પહેલાં કહે કે, હું તે વાત માનીશ."

"હા, હા, હું જરૂર માનીશ." એટલું કહી કાશીનાથ રડી પડયો.

માનકુમારી સારી પેઠે જાણતી હતી કે, કાશીનાથે જે વાતની હા પાડી, તે વાત તે જરૂર કરશે, તેથી તે બોલી; "ભાઇ! મ્હારા મરણ પછી પિતાને ઘણું દુઃખ થશે અને તે સાથે પિતાને સાંસારિક સુખની બીજી કોઇ પણ આશા રહેવાની નથી. પુત્રથી જ પિતૃકુલનો ઉદ્ધાર થાય છે. માટે તું લગ્ન કર."

કાશીનાથ થોડીવાર કંઈ પણ બોલ્યો નહિ. આવા દુઃખદાયક પ્રસંગે, લગ્નની વાત કોના મનમાં ઉદય થઇ શકે?

"ભાઇ! કેમ બોલતો નથી? બ્હેનની અંતકાળ વખતની, એક માંગણી પણ તું કબુલ નહીં કરે?" માનકુમારીએ ગદગદિત કંઠે કહ્યું.

કાશીનાથ એ હૃદયભેદક વચન સાંભળી વધારે વધારે રડવા લાગ્યો.

"ભાઇ પ્રતિજ્ઞા કર કે, મ્હારા મરણ પછી, હું કૈલાસેશ્વરીની સાથે લગ્ન કરીશ;" માનકુમારી અતિકષ્ટે બોલી.

આ વખતે કાશીનાથે ગંગાપ્રસાદ સામું જોયું. પ્રથમ કાશીનાથના મનમાં, લગ્ન કરવાનો વિચાર કદી પણ ઉપજ્યો નહતો. પરંતુ જ્યારથી તેણે કૈલાસેશ્વરીને જોઈ, ત્યારથી તેનું મન તેના પ્રતિ ખેંચાતું હતુ. તથાપિ તેની સાથે લગ્ન કરવાં, એવો વિચાર તેના મનમાં હજુ પણ ઉપજ્યો નહતો. તેથી જ માનકુમારીએ લગ્નની વાત કહાડી, એટલે તેણે પોતાના પિતાના મ્હોંડા સામું જોયું. પિતાનો આ માટે શું અભિપ્રાય છે, તે જાણવાની જ તેને કદાચ ઇચ્છા થઇ હશે. પરંતુ ગંગાપ્રસાદે સારૂં કે માઠું કંઈ પણ કહ્યું નહીં. તે તો કેવળ માનકુમારીને શોકે રડતો બેઠો હતો.

કાશીનાથને નિરૂત્તર જોઇને માનકુમારીનો આગ્રહ વધ્યો; તે ફરી બોલી; "ભાઇ! પ્રતિજ્ઞા કર કે, ત્હારા મરણ પછી હું, કૈલાસેશ્વરીની સાથે લગ્ન કરીશ."

"જો કદી લગ્ન કરવાં પડશે, તો હું એની જ સાથે લગ્ન કરીશ. તારૂં વચન હું ઉલ્લંઘન નહિ કરૂં."

માનકુમારીને આ સાંભળી ઘણો સંતોષ થયો. પરંતુ તેનો જીવન-વાયુ ધીરે ધીરે ઓછો થવા લાગ્યો. સાંયકાળે પોતાની બન્ને બ્હેનો અને

અયોધ્યાનાથને તેણે પોતાની પાસે બેસાડ્યાં. તે વારંવાર તેમના મ્હોંડા સામું જોવા લાગી; કારણ કે તેનામાં હવે વધારે બોલવાની શક્તિ રહી નહતી. તોપણ છેલ્લે છેલ્લે અતિ અસ્ફુટ સ્વરે, "વ્હેન, વ્હેન, પ્રાણેશ્વર!" એવું બે ચાર વખત બોલી, તેણે પોતાની આંખો સદાને માટે મીંચી દીધી!! સ્પન્દ રહિત આત્મા ચાલ્યો ગયો, અને માનકુમારીનો કુમાર દેહ પડી રહ્યો! આખા ઘરમાં હાહાકાર થઇ રહ્યો! અયોધ્યાનાથ, કાશીનાથ, કૈલાસેશ્વરી અને માનકુમારીની બન્ને વ્હેનો, ઉચ્ચ સ્વરે રડવા લાગ્યાં! મૃત્યુ જેવા એક અપ્રિય શબ્દે ઘરમાં પ્રવેશ કર્યો, એટલે તેણે જ્યાં ત્યાં શોકની છાયા પ્રસરાવી દીધી! માનકુમારીના યત્નવડે જ, સંસારનાં સ્વર્ગીય સુખો, ભવિષ્યમાં મેળવનારી, સ્નેહાળ બાળા કૈલાસેશ્વરીના આક્રંદનો આ વખતે કંઇ પાર નહતો! તે માનકુમારીના ચરણમાં પડી, રડતાં રડતાં કહેવા લાગી; "વ્હેન, વ્હેન, ત્હારી હમેશની સાથીને તજીને તું કયાં જાય છે? હું આપઘાત કરીને ત્હારી સાથે આવીશ!"

વૃદ્ધ ગંગાપ્રસાદ પુત્રીના શોકે મુર્છિત થઇને પડયો! નારાયણકુમારી ભ્રમિતની પેઠે, હાહાકાર કરતી બોલી; "હે છાયારૂપી દેવતા! તમે સંકટ સમયે વારંવાર દર્શન દેતા હતા; પરંતુ આવા અસહનીય સંકટ સમયે, તમે આ દીન પુત્રીને કેમ વિસારી દીધી?"

માનકુમારીના મરણ પહેલાં, અયોધ્યાનાથ તેની આવી શોચનીય અવસ્થા જોઇને, વખતો વખત રડતો હતો. કદી કદી તો તે બાળકની પેઠે ઉચ્ચસ્વરે રડી પડતો હતો. પરંતુ તેના મરણ પછી, તેને કદીપણ વિલાપ કરતો જોવામાં આવ્યો નહીં. તે વિલક્ષણ રીતે ધૈર્ય ધરી, તેને શાસ્ત્રાનુસાર અગ્નિસંસ્કાર કરવાની ગોઠવણ કરવા લાગ્યો. કાશીનાથની સાથે તેણે માનકુમારીનું મૃતદેહ ખાંધપર લીધું અને દિગ્વિજયસિંહના કિલ્લામાં આવેલી સ્મશાનભૂમિમાં, તેમણે માનકુમારીની સ્વર્ણ પ્રતિમા જેવી સુંદર દેહને અગ્નિસંસ્કાર પૂરો કર્યાં પછી, પાછળ તે જ ઠેકાણે અયોધ્યાનાથ સૂર્ય પ્રતિ હાથ જોડીને બોલ્યો "હે સર્વ સાક્ષી દિવાકર! મ્હારી પ્રિયતમાએ પ્રાણત્યાગ કર્યો છે. ત્રણ વરસ સુધી, તેણે ઇચ્છાપૂર્વક કદી પણ આહાર કર્યો નથી. અનાહાર જ તેના મૃત્યુનું મુખ્ય કારણ છે; તેથી તમને સાક્ષી રાખી, આજથી હું અનશન વ્રત ધારણ કરૂં છું. હવેથી અનશન રહી, ઇશ્વરભકિતમાં હું મ્હારો કાળ નિર્ગમન કરીશ!!"

માનકુમારીને અગ્નિસંસ્કાર કરીને, ઘેર આવ્યા પછી અયોધ્યાનાથે નારાયણકુમારી તથા ચંદ્રકુમારીના હાથમાં કૈલાસેશ્વરીને અર્પણ કરી. ત્યાર પછી તે વૃદ્ધ ગંગાપ્રસાદના ચરણમાં મસ્તક મૂકી બોલ્યો;

"પિતા ! તમને ત્રણ પુત્રીઓ હતી; તે ત્રણે પુત્રીઓ ઘરમાં રહી છે; અને હું હવે જન્મને માટે વિદાય થાઉં છું ! !"

પોતાના ભાઇને સંસાર તજતો જોઇ, કૈલાસેશ્વરી આક્રંદ કરવા લાગી. પરંતુ અયોધ્યાનાથે તેનું અનેક પ્રકારે શાંત્વન કરી, અંતે સંસારાશ્રમનો ત્યાગ કર્યો. ગાઝીપૂર પાસે આવેલા એક અરણ્યમાં જઇ, અયોધ્યાનાથ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે, અનશન વ્રત ધારણ કરી, ઇશ્વિરભક્તિમાં પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યો.

માનકુમારીના મૃત્યુ પછી, પોતાના પ્રવાસની સઘળી હકીકત કાશીનાથે પોતાના પિતાને અને બન્ને બ્હેનોને કહી સાંભળાવી. ત્યાર પછી પોતાના પરમપૂજ્ય દાદાજીનો પ્રસંગ કહાડી, તેણે પોતાના પિતાને કહ્યું; "પંડિત દેવીપ્રસાદે સાધુજીવન પ્રાપ્ત કર્યું છે; અને તેમના સમાગમ ઉપરથી, મને સંપૂર્ણ ખાત્રી થઇ છે કે, તેમનું એક પણ વાક્ય મિથ્યા થવાનું નથી. તેમના કહેવા પ્રમાણે, મ્હારા પરમપૂજ્ય દાદાજીશ્રી જગન્નાથ શાસ્ત્રી હજુ જીવિત છે; અને તેમણે દેવત્વ પ્રાપ્ત કર્યું છે. મ્હારા પ્રવાસ સમયે, તેમણે મ્હારું વારંવાર રક્ષણ કર્યું હતું."

કાશીનાથની વાત સાંભળી, નારાયણકુમારી બોલી કે, "એક છાયારૂપી દેવતાએ તેને બે વાર આપઘાત કરતાં અટકાવી હતી; ત્યારે તે દેવતા જરૂર આપણા દાદાજી જ હોવા જોઇએ."

પોતાના સંતાનોને મ્હોંડે પિતાની આવી વાતો સાંભળી, ગંગાપ્રસાદના અંતરમાં અત્યંત આત્મગ્લાનિ ઉપજી. તે પોતાના મનમાં બોલવા લાગ્યો; "અહો ! ધન્ય છે, મ્હારાં કાશીનાથ અને નારાયણકુમારીને ! તેઓ પોતાની બાલ્યાવસ્થામાંથી હમેશાં પિતૃદેવનું સ્મરણ કરતાં હતાં. તેથી જ પિતૃદેવ તેમનાપર પ્રસન્ન થઇને, વારંવાર દર્શન દેતા હતા. પરંતુ હું તો હમેશનો પાખંડી, નરાધમ અને અકૃતજ્ઞ છું; તેથી હું કેવી રીતે તેમનાં દર્શન કરી શકું ? પિતૃદેવે સંસારત્યાગ કર્યો, ત્યાર પછી મ્હેં એકવાર પણ તેમને સંભાર્યા નથી ! તેમને માટે મ્હેં કદી વિચાર સુદ્ધાં કીધો નથી ! કેવી રીતે ધન, સંપત્તિ અને જાગીર વધારવી, તેના પ્રતિ જ મ્હારું લક્ષ હતું. હાય ! તેઓ જ્યારે ઘરમાં હતા, ત્યારે પણ મ્હેં તેમની આજ્ઞાનું કેટલી બધીવાર ઉલ્લંઘન કર્યું હતુ. મ્હારા આવા ઘોર પાપનું શું પૃથ્વીમાં પ્રાયશ્ચિત્ત છે ?"

"મ્હારા આવા ઘોર પાપનું, શું પૃથ્વીમાં પ્રાયશ્ચિત્ત છે ?" એવો પ્રશ્ન ગંગાપ્રસાદના મનમાં હવે સર્વદા, ઉદય થવા લાગ્યો. પિતાનો વિચાર કરતાં કરતાં, જીવનના ભૂતકાળના બનાવો તેને સાંભરી આવ્યા ! તેને

હવે દૃઢ નિશ્ચય થયો કે, પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન જ, તેની એકંદર વિપત્તિનું મૂળ કારણ છે.

માનકુમારીના મરણ પછી, ગંગાપ્રસાદને સંસાર ઉપર અતિશય વિરાગ ઉપજ્યો. તેણે આહાર અને નિદ્રાનો સમૂળગો ત્યાગ કર્યો અને શ્રી રામચંદ્રજીના મંદિરમાં જ તેણે રહેવાનું રાખ્યું. હવે તેના મ્હોંડામાંથી સંસાર વ્યવહારની બીજી કોઇ પણ વાત નીકળતી નહતી. તે વારંવાર "पितःक्षम अपराधी सन्ताने" વાળું સ્તોત્ર બોલતો હતો, અને "મ્હારા આવા ઘોર પાપનું શું પૃથ્વીમાં પ્રાયશ્ચિત્ત છે?" એ જ વિચાર તેના હૃદયમાં રમી રહેતો હતો!

કાશીનાથ અને નારાયણકુમારી, પોતાના પિતાને નાના પ્રકારના પ્રબોધ વાક્યોવડે સમજાવવા લાગ્યાં. પરંતુ તેમનાં પ્રબોધ વાક્યો હવે ગંગાપ્રસાદ કાનપર ધરતો નહતો. તે કાશીનાથને વારંવાર વિનવીને કહેતો હતો કે; "ભાઇ! મને હિમાચલપર લઇ જા; હું પિતાના ચરણમાં પડી ક્ષમા માંગીશ!" * * * *

* * * * *

શ્રી રામચંદ્રજીના મંદિરમાંથી, અત્યંત વિનવી વિનવીને, કાશીનાથ આજ પોતાના પિતાને ઘેર બોલાવી લાવ્યો છે. પશ્ચાત્તાપની પ્રબળ અગ્નિમાં બળતો ગંગાપ્રસાદ, એક કામળા ઉપર સુતો છે. કાશીનાથ, નારાયણકુમારી, ચંદ્રકુમારી અને કૈલાસેશ્વરી તેને વીંટળાઇને બેઠાં છે. સાયંકાળનો સમય હતો. આખા ઘરમાં શોકની છાયા પ્રસરી રહી હતી. એવામાં બુંદિયા એક પત્ર લઇને ઘરમાં આવી. તે કાશીનાથના હાથમાં પત્ર મૂકી તે બોલી; "મને એક સંન્યાસી આ પત્ર આપી ગયા છે અને તે તમને આપવાનું કહ્યું છે."

કાશીનાથે પત્ર લઇને પૂછ્યું; "તે સંન્યાસી કયાં છે?"

"તે તો મારા હાથમાં પત્ર મૂકીને ચાલ્યા ગયા;" બુંદિયા બોલી.

કાશીનાથ પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો. પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતુંઃ—

"વત્સ ગંગાપ્રસાદ!

"માનકુમારીને માટે શોકાકુલ થઇશ નહીં. માનકુમારી ઇહલોક "પરિત્યાગ કરી દિવ્યલોક પામી છે. વિશુદ્ધ આત્મા, નર્કમાં વધારે વખત "રહેતો નથી. તે દેહ તજી પરલોકમાં ગમન કરે છે, અથવા સંસાર ત્યાગ "કરી ધર્માશ્રમે પરવરે છે!

"મુસલમાની રાજ્ય અમલના વિનાશનું બીજારોપણ કરી, માનકુ"મારી સ્વર્ગમાં સીધારી છે. આજથી પચીસ વર્ષ પછી, અયોધ્યાનો મુસ-

"લમાની રાજ્ય અમલ નાશ પામશે; પરંતુ ત્યાર પછી અયોધ્યામાં મોટો "વિદ્રોહાનળ સળગી ઉઠશે; અને તેમાં અસંખ્ય નરનારીઓના પ્રાણ "વિનષ્ટ થશે. માટે પુત્ર પુત્રીસહ તું ફરી કાશીમાં જા અને ત્હારા "જીવનનો બાકીનો કાળ નિર્વિઘ્ને ઈશ્વરભક્તિમાં ગાળ.

"પરંતુ મ્હારી એક વાત સ્મરણમાં રાખજે. પરલોકવાસી પિતૃ "પુરુષોને, ત્હારે સમૂળગા વિસારી દેવા નહીં. પરલોકવાસી શુદ્ધાત્મા "અથવા હિમાલયવાસી સિદ્ધ પુરુષો સદા સર્વદા, આ દુઃખ તાપથી "પરિપૂર્ણ થયેલા સંસારનું, જગદીશ્વર પાસે શ્રેય ઇચ્છે છે. જડ જગતમાં "કાર્ય કરવાની તેનામાં શક્તિ નથી. તેઓ આધ્યાત્મિક જગતમાં કાર્ય કરી, "સંસારવાસીઓના મનમાં શુદ્ધ બુદ્ધિ અને સદિચ્છાની પ્રેરણા કરે છે. "પરંતુ સંસારના મોહાંધકારમાં પડી, તમે તેમને ભુલી જાઓ તો, "તેમનાથી તમારા ઉપર શક્તિ ચલાવી શકાતી નથી.

"સ્મૃતિ, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમનું બંધન, કદીપણ વિચ્છિન્ન થતું "નથી. સ્મૃતિ, શ્રદ્ધા, ભક્તિ અને સ્નેહ, ઇહલોક અને પરલોકમાં નિગૂઢ "બંધનની સ્થાપના કરી, જુદા જુદા આત્માઓમાં યોગોત્પાદન કરે છે. "સ્મૃતિ, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમની ગાઢતાથી જ જુદા જુદા આત્મા મધ્યે "નૈકટય સ્થાપન થાય છે.

"જ્યારે સ્મૃતિનો અભાવ થાય છે, ત્યારે તે અભાવ એક આત્માથી "બીજા આત્માને જુદો પાડી દે છે. પરલોકવાસી માતાપિતા અથવા "બીજા શુદ્ધાત્માને, તમે ભુલી જાઓ તો તેઓ કેવી રીતે તમને સન્માર્ગ "પ્રતિ લઇ જાય? તમે આવી રીતે અકૃતજ્ઞ બનો તો, તેમની શક્તિ કદી "પણ તમારા હૃદયને સ્પર્શ કરી શકવાની નથી.

"સંસારનાં કુકર્મો, કુસંગત અને પાપાચારની સ્મૃતિ, હૃદયમાંથી "દૂર કરી, તું કેવળ શુદ્ધાત્મા અને સાધુ પુરુષોનો સર્વદા વિચાર કરજે. "સાધુ પુરુષોના સદ્દૃષ્ટાંતોનું સ્મરણ કરવાથી, પરલોકવાસી શુદ્ધાત્મા "અને સંસારવાસી સાધુપુરુષો તમને સન્માર્ગે લઇ જવાને માટે સમર્થ "બનશે. જ્યાંસુધી મન પવિત્ર થયું નથી, અથવા સંસારની અનેક ઉપા- "ધિઓમાંથી મન મુક્ત થયું નથી, ત્યાંસુધી હૃદયમાં સદિચ્છા અને "શુભ વૃત્તિનો ઉદય થતો નથી.

"સંસારના મોહાંધકારમાં પડી, ધનસંપત્તિના લોભે મુગ્ધ થઇ, "તમે જો અમને ભુલી ન જાઓ તો, અમારા પરિચાલને, તમે અનેક "વિઘ્ન–સંકટોમાંથી મુક્તિ મેળવી શકો. પરંતુ ગયા પાંત્રીશ વર્ષમાં તમારા "હૃદયમાં હું એકવાર પણ સ્થાન મેળવવા પામ્યો નથી! વિસ્મૃતિએ તમારાં "હૃદયનાં દ્વાર સદાને માટે બંધ કરી દીધાં છે.'

"બેટા કાશીનાથ! ત્હેં અને નારાયણકુમારીએ, મ્હારી નિર્વાણ
"પ્રાપ્તિમાં મોટું વિઘ્ન નાંખ્યું છે. તમારે માટે મારે, જડ જગતમાં કાર્ય
"કરવું પડયું છે. પરંતુ જડ જગત્ અમારૂં કાર્ય ક્ષેત્ર નથી. તમે આ ક્ષણીક
"સંસારના દુઃખ, શોક અને કષ્ટમાં પડી, વારંવાર આપઘાત કરવાનો
"પ્રયત્ન કર્યો હતો. પરંતુ આપઘાત ભયાનક પાપ છે. ચોર અને લૂંટારાઓ
"પોતાનાં કુકર્મોને માટે શિક્ષા પામે છે. અપરાધના પ્રમાણમાં, ન્યાયાધીશે
"ઠૂરવેલા સમય સુધી, તેમને બંધીખાનામાં રહેવું પડે છે. પરંતુ ઠેરવેલા
"સમયની પહેલાં, તેઓ બંધીખાનામાંથી ન્હાસી જાય તો, શું તેઓ શિક્ષા-
"માંથી મુક્ત થઇ શકે છે? ના, ફરી પકડાતાંની સાથે જ તેને બમણી
"શિક્ષા થાય છે. આગલી શિક્ષાની સાથે, બંધીખાનામાંથી ન્હાસી જવાના
"અપરાધ માટે, તેને નવી શિક્ષા ભોગવવી પડે છે. આ સંસારમાં મનુષ્યને,
"પોતાનાં કર્મફળ પ્રમાણે, વિવિધ દુઃખશોક સહન કરવાં પડે છે. પરંતુ
"આપઘાત કરી, તે દુઃખમાંથી ન્હાસી છૂટવાનો કોઇ પ્રયત્ન કરે તો, તેને
"બંધીખાને પડેલા ચોરની પેઠે બમણી શિક્ષા થાય છે. બીજાં પાપોનું
"પ્રાયશ્ચિત્ત છે, પણ આપઘાત જેવા ભયાનક પાપનું એકપણ પ્રાયશ્ચિત્ત
"નથી. માટે સંસારનાં દુઃખ શોક ધીરજથી સહન કરવાં. આપઘાત કરી
"કદીપણ સંસારના દુઃખશોકમાંથી ન્હાસી છૂટવાનો પ્રયત્ન કરવો નહીં.

"બેટા! બાલ્યાવસ્થામાંથી, તને ધર્મપર વિશેષ અનુરાગ છે, તેથી
"ધર્મનો સાર તત્ત્વ તને કહું છું—મનુષ્યની સ્વાભાવિક ઈશ્વરપિપાસા જ
"ધર્મ; અને ઇશ્વરપ્રાપ્તિનો પ્રયત્ન તે જ ધર્મ સાધન છે. ઈશ્વરપિપાસા એક
"સ્વાભાવિક ભાવ છે, અને તે થોડો કે ઘણો, સર્વ મનુષ્યોમાં રહેલો છે.
"પરંતુ જુદા જુદા દેશનાં મનુષ્યો, એ પિપાસા તૃપ્ત કરવાને માટે, જુદા
"જુદા પ્રકારના ઉપાયોનું અવલંબન કરે છે, અને તેથી જુદા જુદા દેશોના
"લોકોની ધર્મ સાધન પ્રણાલિ જુદી જુદી થવા પામી છે. એ સાધન
"પ્રણાલિ સંબંધી, ધર્મરાજ્યમાં મતભેદ રહ્યો છે, અને તેને માટે મનુષ્યોને
"વારંવાર ભ્રમ ઉત્પન્ન થાય છે. હિંદુની સાધન પ્રણાલિ પૂજા અને અર્ચના છે,
"જ્યારે મુસલમાનોની નીમાજ અને ખ્રીસ્તીઓની સાધન પ્રણાલિ ગીરિજા
"ગમનમાં સમાયેલી છે. પરંતુ કોઈ કોઈ સંપ્રદાય, સાધન પ્રણાલિ સંબંધી
"મોટા ભ્રમમાં પડ્યો છે—કારણ કે ઠગ અને લૂંટારા લોકો નરહત્યાને ધર્મ-
"સાધન તરીકે ગણે છે—નરહત્યા જ એકમાત્ર તેમની સાધન પ્રણાલિ છે.
"વળી કેટલાક દેશનાં માણસો, કે જેઓ પોતાને બૌદ્ધધર્મના અનુયાયીઓ
"તરીકે ઓળખાવે છે, તેઓમાંથી પણ કોઈ કોઈ બુદ્ધદેવની સાધન પ્રણા-
"લિનું અવલંબન કરતા નથી. એટલું જ નહીં, પણ તેઓના આચારવિચાર
"અને વ્યવહાર તથા સાધન પ્રણાલિ બૌદ્ધધર્મથી સંપૂર્ણ વિપરીત છે.

"મ્હારી ધારણા પ્રથમ એવી હતી કે, એક એક દેશમાં એક
"એક મહાત્મા જન્મ ગ્રહણ કરીને, તેમણે એક એક સ્વતંત્ર ધર્મનો પ્રચાર
"કર્યો છે. પરંતુ હમણાં હું જોઉં છું, તો હિંદુ, બૌદ્ધ, ખ્રિસ્તી અને મુસ-
"લમાન એ ચાર ધર્મો, એક બીજા સાથે પિતા પુત્રના જેવો સંબંધ
"ધરાવે છે. હિંદુઓનાં ઉપનિષદ્ પ્રતિપાદિત સનાતન ધર્મને, કાળક્રમે
"વિકૃતાવસ્થા પ્રાપ્ત થતાં, મહાપુરૂષ બુદ્ધદેવે, ધર્મ સંસ્કારક સ્વરૂપ, તે જ
"ઉપનિષદ્ પ્રતિપાદિત ધર્મનું પુનરૂત્થાન કર્યું. એ પુનરૂત્થાન ધર્મનું નામ,
"બૌદ્ધધર્મ પડ્યું. કાળક્રમે બૌદ્ધધર્મને પણ વિકૃતાવસ્થા પ્રાપ્ત થઇ, ત્યારે
"બૌદ્ધઋષિ યોહનની પાસે દીક્ષિત થઇ, ઇશુ ખ્રિસ્તે વિશુદ્ધ બૌદ્ધધર્મનો
"જગતમાં પ્રચાર કર્યો. પાછળથી એ વિશુદ્ધ બૌદ્ધ ધર્મ ખ્રિસ્તી ધર્મને
"નામે ઓળખાવા લાગ્યો. થોડા સમય પછી ખ્રિસ્તી ધર્મને પણ વિકૃતા-
"વસ્થા પ્રાપ્ત થઇ; ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ વચ્ચે મોટો મતભેદ પડ્યો;
"તેથી અંતે ધર્મયુદ્ધ જાગ્યું. એ ધર્મયુદ્ધમાં નેષ્ટોરિયન નામનું દલ નિર્વા-
"સિત થઇ આરબ દેશમાં ગયું. તેમની પાસેથી ધર્મ શિક્ષણ મેળવી,
"મહમદે નવો ધર્મ ફેલાવ્યો. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, વેદમાંથી
"ઉપનિષદ્, ઉપનિષદમાંથી બૌદ્ધધર્મ, બૌદ્ધધર્મમાંથી ખ્રિસ્તી ધર્મ અને
"ખ્રિસ્તી ધર્મમાંથી મહમદીય ધર્મની ઉત્પત્તિ થઇ છે.

"પરંતુ પાશ્ચાત્ય પંડિતોના અનુસંધાનથી અને તેમના પ્રયત્નથી,
"આજથી સો વર્ષ પહેલાં, ધર્મ જગતમાં એકતા સ્થાપન થશે. જુદા જુદા
"ધર્મોમાં જે ઉપલો સંબંધ અને યોગ રહેલો છે, તે નિશ્ચય આવિષ્કૃત થશે.
"સાંપ્રદાયિક ભાવ, મતભેદ અને ધર્મયુદ્ધ, તે સમયે જગતમાંથી અદૃશ્ય થશે.

"બેટા કાશીનાથ! જો તને ધર્મ પિપાસા પરિતૃપ્ત કરવાની વાસના
"હોય તો, પ્રથમ સંસારનાં વિવિધ કર્તવ્યોનું તું પાલન કરજે, અને પછી
"સંસારથી નિર્લિપ્ત થઇને, નિર્જન ઈશ્વર ચિંતામાં, ત્હારૂં જીવન વ્યતીત કરજે.

"આ જીવનમાં તારી સાથે હવે પછી મ્હારાથી મળાશે નહીં. પરંતુ
"સંસારની વિપદમાં પડીને, મ્હારૂં સ્મરણ કરશે તો, તારા હૃદયમાં
"શુભ બુદ્ધિનો ઉદય થશે. હવે મ્હારી પાસે કંઇ માંગીશ નહીં; મ્હારી
"પાસે જે કંઇ આપવા જેવું હતું, તે મ્હેં તને વિના માગ્યે આપ્યું છે."

**શ્રી જગન્નાથ શાસ્ત્રી.**

કાશીનાથે પત્ર પૂરો કરી, ગંગાપ્રસાદના હાથમાં મૂકયો. પત્ર નીચે જગન્નાથ શાસ્ત્રીનું નામ જોઇ, ગંગાપ્રસાદ બોલ્યો કે, "આ મ્હારા પિતા-ના જ અક્ષરો છે!" તેણે તરત જ તે પત્રને માથે ચ્હડાવ્યો; અને પિતાને મનમાં ને મનમાં તે વારંવાર પ્રણામ કરવા લાગ્યો.

આ પત્ર મલ્યા પછી, ગંગાપ્રસાદને કંઇક શાંતિ વળી. પરંતુ તેની શારીરીક સ્થિતિ છેક નબળી પડી ગઇ. એક મહીના પછી તો તે પોતાની જાગીરનું કામકાજ સંભાળવાને કેવળ અશક્ત થઇ પડ્યો. માનકુમારીના મરણ પછી, કૈલાસેશ્વરી હમેશાં ગંગાપ્રસાદની પાસે રહી, તેની સેવા શુશ્રુષા કરતી હતી. કૈલાસેશ્વરીનો મધુર સ્વભાવ, તેના હૃદયનો પવિત્ર ભાવ, ત્યાગ, સ્વીકાર અને પરસેવાની પ્રગાઢ ઇચ્છા જોઇ, ગંગાપ્રસાદે એક દિવસ કાશીનાથને પોતાની પાસે બોલાવીને કહ્યું; "બેટા! માનકુમારી શુદ્ધાત્મા હતી. તે ત્હારે માટે ઉપયુક્ત પાત્રી શોધતી ગઇ છે; માટે કૈલાસેશ્વરીની સાથે તું લગ્ન કર!"

કાશીનાથે, કૈલાસેશ્વરીની સાથે લગ્ન કરવાની હા પાડી. ત્રણ મહીના પછી, કાશીનાથની સાથે કૈલાસેશ્વરીનાં લગ્ન થયાં. ત્યાર પછી ગંગાપ્રસાદ, પુત્ર, પુત્રવધૂ અને પુત્રીઓને લઇને કાશીએ ગયો. બુંદિયા પણ કૈલાસેશ્વરીની સાથે આવી. કાશીમાં આવ્યા પછી ગંગાપ્રસાદ ફરી દેશમાં ગયો નહીં. તે પરિવારસહ કાશીમાં જ રહ્યો અને પાંચ સાત વર્ષ પછી કાશીમાં જ તેનું મરણ નીપજ્યું.

## ઉપસંહાર.

દર્શનસિંહને દેશનીકાલ કર્યા પછી, નસિરૂદ્દીને પોતાની જનનીને ફૈયજાબાદ મોકલાવી દીધી. મનાજાન પાદશાહ બેગમની પાસે રહ્યો. પરંતુ નસિરૂદ્દીને ઢંઢેરો પીટાવી, સઘળે જાહેર કરી દીધું કે; "મનાજાન મ્હારો પુત્ર નથી. બેગમોએ પ્રપંચ કરીને, મનાજાનને મ્હારા ગાદીવારસ તરીકે, ખોટી રીતે જાહેર કર્યો છે."

વિલાયતી હજામ સરફરાજખાંની સાથે, નસિરૂદ્દીનના બીજા અંગ્રેજ સભાસદોને પ્રથમથી જ અણબનાવ હતો. તેમાં કેટલાંક કારણથી હાલ વધારો થયો હતો. તેથી હજામે જાણ્યું કે, હવે લખનૌમાં વધારે દિવસ રહેવાય તેમ નથી. વળી બાદશાહના દરબારમાં ચાર પાંચ પક્ષો પડી ગયા હતા. એક પક્ષ મહમદઅલીખાંની તરફેણમાં હતો; બીજો પક્ષ દર્શનસિંહના બચાવ માટે પ્રયત્ન કરતો હતો; ત્રીજો પક્ષ બેગમોની તરફ હતો અને ચોથો પક્ષ વિલાયતી હજામનો આશ્રિત હતો. આ ચાર પક્ષમાંના એક પણ પક્ષના માણસને ધર્માધર્મ કે ન્યાયાન્યાયનો વિચાર નહતો. આવાં કારણોને લીધે, દર્શનસિંહને દેશનીકાલ કર્યા પછી, બે ત્રણ વરસને અંતરે, હજામ છ મહિનાની રજા લઇને કલકત્તે ગયો. કલકત્તે જઇને તેણે એકઠા કરેલા એંશી નેવું લાખ રૂપિયામાંથી થોડા ઘણા જુદી જુદી બેંકોમાં મૂકયા. અને બાકીના રૂપિયા તેણે વિલાયત મોકલાવી દીધા.

હજામ જતી વખતે, પોતાના ન્હાના ભાઇને, બાદશાહના ક્ષૌર કાર્યને માટે મૂકતો ગયો હતો. પરંતુ તેનો ન્હાનોભાઇ તેના જેવો ચતુર ન હતો, તેથી તે બાદશાહનો પ્રિયપાત્ર થવા પામ્યો નહીં.

હજામના ગયા પછી, નસિરૂદ્દિનના બીજા અંગ્રેજ સભાસદો, તેને પદચ્યુત કરવાને માટે, નસિરૂદ્દીનને વારંવાર સમજાવવા લાગ્યા. પરંતુ નસિરૂદ્દીને તેને એકદમ પદચ્યુત કરવાને માટે હા પાડી નહીં; પણ હજામની સાથે એક જ ટેબલપર બેસીને નહીં ખાવાની તેણે પ્રતિજ્ઞા લીધી. અને એમ કરીને તેણે પોતાના અંગ્રેજ સભાસદોનાં મન મનાવ્યાં.

પરંતુ છ મહીના પછી, હજામ લખનૌમાં આવ્યો કે, નસિરૂદ્દીન પોતાની પ્રતિજ્ઞા ભૂલી ગયો. ફરી તેણે એક જ ટેબલપર હજામની સાથે ખાવા માંડયું. આથી નસિરૂદ્દીનના અંગ્રેજ સભાસદોને બહુ ખરાબ લાગ્યું અને તેમણે પોતપોતાની નોકરી છોડી દીધી. તે લોકોએ અત્યાર સુધીમાં ઘણો પૈસો મેળવ્યો હતોઃ તેમને હવે નોકરીની ગરજ નહતી; એટલે તેઓ સ્વદેશ તરફ સિધાવી ગયા. પરંતુ એ લોકોને ગયાને છ મહીના નહીં થયા હશે, એટલામાં અંદર અંદરના કારણુસર નસિરૂદ્દીન અને હજામ વચ્ચે મતભેદ પડયો. હજામ બીધો; અને મોતના ભયે તે રાતોરાત કાનપુર ન્હાસી ગયો અને કાનપુરમાં આઠેક દિવસ રહી, તે કલકત્તેથી બારોબાર પોતાની પત્નીસહ વિલાયત ઉપડી ગયો. વિલાયતમાં જઇ તેણે બારોનેટ થવાને માટે ઘણાં ફાંફાં માર્યાં. તે હમેશાં વિલાયતના મોટા મોટા અમીર ઉમરાવો અને કુલીન પુરુષોને પોતાને ત્યાં મીજબાની માટે નોતરતો હતો અને તેમની મીજબાનીમાં લાખો રુપિયા ઉડાવતો હતો; વિલાયતના લોકોએ તેને "ઇંડિયન નવાબ"નું નામ નહીં આપ્યું, પણ કોઇએ તેને "સર ડેનીયલ ડાનથોન" કહીને બોલાવ્યો! થોડા દિવસ પછી, જે બેંકોમાં તેણે લાખો રૂપિયા મૂકયા હતા, તેમણે દેવાળાં કહાડયાં. ચાર પાંચ વર્ષ સુધી અનીતિમાન્ રીતે એકઠી કરેલી સંપત્તિ બેંકોમાં ડૂલી ગઇ અને રહી સહી થાપણ તેણે બારોનેટ થવાને માટે ઉડાવી દીધી. આવી રીતે વિલાયતી હજામ ખાલી થઇ ગયો! તેની પાસ કંઇ રહેવા પામ્યું નહીં. રહ્યો કેવળ જુનો અસ્ત્રો ન કાતર!!

હજામ ગયા પછી, નસિરૂદ્દીન ત્રીજે મહીને માંદો પડયો. તેથી તે અંદરના મેહેલમાં જ રહેવા લાગ્યો. એ અરસામાં તે કોઇને પોતાની પાસે આવવા દેતો નહતો. કેવલ તેની વિશ્વાસુ બાંદી અફ્જલ–ઉન્નીસાખાતમ, તેની સેવા ચાકરી કરતી હતી. ધીરે ધીરે નસિરૂદ્દીનની તબીયત સુધરવા લાગી; અને થોડા દિવસ પછી તો તે સાજો થયો, એટલે ફરી તેણે રાજકાર્ય તપાસવાનું નક્કી કર્યું.

નસિરૂદ્દીનના સગાં સંબંધી, સૌ કોઇ તેના ભુંડામાં હતાં. ક્યારે વખત મળે અને તેને ઝેર ખવડાવીને મારી નાંખીએ, એ માટે તેઓ ટમટમી રહ્યાં હતાં. પરંતુ અફ્ઝલ-ઉન્નીસા ખાતમ જેવી વિશ્વાસુ બાંદી આગળ તેમનું કંઇ વળતું નહતું.

ઇ. સ. ૧૮૩૭ ની તા૦ ૭ મી જુલાંઇએ બપોરે, સખ્ત તાપ પડતો હોવાથી, નસિરૂદ્દીને પોતાની વિશ્વાસુ બાંદી પાસે શરબત માંગ્યું. અફ્ઝલ-ઉન્નીસા હસતાં હસતાં શરબત લઈ આવી. પરંતુ તે શરબત પીધા પછી, અડધા કલાકમાં તો નસિરૂદ્દીન તરફડીયાં ખાવા લાગ્યો ! તેણે "અફ્ઝલ-અફ્ઝલ" કહીને ત્રણ ચાર બૂમો પાડી. પણ અફ્ઝલ-ઉન્નીસા તો શરબત આપ્યા પછી તરત જ ત્યાંથી વિદાય થઈ ગઈ હતી. નસિરૂદ્દીનની આવી સ્થિતિ જોઈ, મ્હેલમાંની બીજી બાંદીઓએ મોટી ગડબડ મચાવી દીધી. ત્યાર પછી હકીમ મીરજાઅલીને બોલાવવા માણસો દોડયાં. મીરજાએ આવી, નસિરૂદ્દીનની શરીર સ્થિતિ તપાસીને કહ્યું, "બાદશાહે ઝેર ખાધું છે !"

નસિરૂદ્દીનને શરબત આપ્યા પછી, અફ્ઝલ-ઉન્નિસા લખનૌના બજારમાં ગઇ; અને આજુબાજુ પૂછીને તેણે માધુસિંહની દુકાન શોધી કહાડી. માધુસિંહ પહેલાં દર્શનસિંહનો નોકર હતો, પરંતુ દર્શનસિંહ દેશનીકાલ થયા પછી, તે હવે કાપડનો વેપાર કરતો હતો; હમણાં હમણાં તો માધુસિંહ કાપડનો આગેવાન વેપારી થઇ પડ્યો હતો. કારણ કે તે વર્ષ દહાડે પચાશ સાઠ હજારની ઉથલ પાથલ કરતો હતો. અફ્ઝ-ઉન્નીસા કાપડ ખરીદવાને મસે તેની દુકાને ચ્હડી; તેને જોઇ માધુસિંહ હસ્યો; એટલે અફ્ઝલ-ઉન્નીસા પણ હસવા લાગી. માધુસિંહ હસતાં હસતાં, પોતાની પેટી ઉઘાડી લુંગડાં બહાર કહાડવા લાગ્યો, એટલામાં પાછળથી ડુરૂમ ડુરૂમ એવાં બે અવાજ થયા. વિલાયતી રીવાલવરની બે ગોળીઓ માધુસિંહના માથામાં પેસી ગઇ અને અફ્ઝલ-ઉન્નીસા તે જ વખતે વીજળીની પેઠે અદ્દશ્ય થઇ ગઇ.

માધુસિંહના નોકરો અને બીજા દુકાનદારો, ચારે તરફથી તેની દુકાનમાં ભેગા થયા. તે લોકોએ જોયું કે, માધુસિંહનું શબ દુકાનમાં પડયું છે; અને તેની પાસે બાદશાહની રીવાલવર પડી છે.

આણી તરફ રાત્રે અગીયાર વાગતે, અયોધ્યાનો બીજો બાદશાહ નસિરૂદ્દીન હયદર મરણ પામ્યો. રેસીડેન્સીમાં તેના મરણની ખબર પહોંચતાંની સાથે, રેસીડેન્ટના બે આસિસ્ટંટો લખનૌ દોડ્યા. રેસીડેન્ટ સાહેબના પહેલાં ઍસિસ્ટંટ શેક્ષપિયર સાહેબ બાદશાહના મ્હેલમાં પેઠા અને પાટન નામના બીજા આસીસ્ટંટ મ્હેલના દરવાજાપર પ્હેરો ભરવા લાગ્યા.

રેસીડેન્ટ કર્નલ લોએ, તે જ વખતે નસિરૂદ્દીનના કાકા મહમદઅલીની પાસે જઇને કહ્યું કે, "અયોધ્યાની ગાદી માટે તમારે અરજ કરવી."

વૃદ્ધ મહમદઅલીએ, ત્રણવાર નીચા નમીને સલામ કરી કહ્યું, "ખુદા કંપની બહાદુરકો સલામત રખે!" પછી તે નીમાજ પડવા ચાલ્યો, એટલે રેસીડેન્ટ પણ રેસીડેન્સીમાં પાછો ફર્યો.

રાત્રીના ત્રણ ઘટિકા વખતે, પાદશાહ બેગમ મનાજાન સાથે મ્યાનામાં બેસી રાજમ્હેલના દ્વાર આગળ આવી પહોંચી, તેથી પાટન સાહેબે મ્હેલના દ્વાર બંધ કર્યાં. પરંતુ બેગમે હાથી બોલાવી દ્વાર ભંગાવ્યાં. આ વખતે બેગમના પક્ષમાં ઓછામાં ઓછા પંદરસો સીપાઇઓ હતા, તેથી બેગમે હિંમત ધરી રાજમ્હેલમાં પ્રવેશ કીધો. પરંતુ પાટન સાહેબે તેનો મ્યાનો અટકાવ્યો, એટલે બેગમના સીપાઇઓ તેને મારવા દોડ્યા. પાટન સાહેબ એકલા શું કરે ? તેઓ પ્રાણભયે ત્યાંથી ન્હાસી છૂટયા !

પાદશાહ બેગમ, ગાદીવાળા દીવાનખાનામાં આવી, મનાજાનને ગાદીપર બેસાડી દીધો. આણી તરફ રેસીડેન્ટ સાહેબે હુકમ કર્યો કે, જો પાંચ મીનીટની અંદર, પાદશાહ બેગમ રાજમ્હેલ છોડીને નહીં ચાલી જશે તો, અંગ્રેજી લસ્કર તોપનો મારો ચલાવશે. પરંતુ બેગમે રેસીડેન્ટની વાત કાનપર ધરી નહીં. તા૦ ૮ મી જુલાઇની સ્હવારે દુરૂમ દુરૂમ બંદુકોના અવાજો થવા લાગ્યા. જોત જોતામાં અંગ્રેજી લસ્કરે બેગમના પાંચસો માણસને મારી નાખ્યાં; એટલે બાકીના એક હજાર માણસો પ્રાણભયે પલાયન કરી ગયા.

અંગ્રેજ સેનાપતિએ, મનાજાનના હાથ પગમાં બેડીઓ ઠોકી દીધી; અને એક મહેતરાણી બેગમને પકડીને રેસીડેન્સીમાં લઇ આવી. બેગમ અને મનાજાન ચાર દિવસ સુધી રેસીડેન્સીમાં કેદ રહ્યાં. પછી તેમને રાજકેદી તરીકે, રેસીડેન્ટે કાનપુર મોકલાવી દીધાં. આવી રીતે નસિરૂદ્દીન હૈયદરનો રાજ અમલ પૂરો થયો અને વૃદ્ધ મહમદઅલીનો શરૂ થયો. તેનો રાજઅમલ શરૂ થતાંની સાથે, નસિરૂદ્દીનના સઘળા કારભારીઓને રજા આપવામાં આવી અને હકીમ મહમદઅલીખાંને પાછું પ્રધાનવટું મલ્યું.

નસિરૂદ્દીન હૈયદર અને માધુસિંહના, પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પ્રાણ લીધા પછી, અફ્ઝલ–ઉન્નીસા ખાતમ મુસલમાની નામ તજીને પોતાની મા બુંદિયાની સાથે, કાશીનાથને ત્યાં રહેવા લાગી. તે મુસલમાની થઈ છે, એમ ગણીને કાશીનાથે તેને આશ્રય આપવાને માટે કોઇ પણ રીતની આનાકાની કરી નહીં.

